# સંસારદર્શન

## ( સચિત્ર વાર્તાસંગ્રહ )

પ્રયોજક અને પ્રકાશક
વ્રજલાલ જાદવજી ઠક્કર
અમદાવાદ.

સોલ એજન્ટસ,
એન૦ એમ૦ ત્રિપાઠી એન્ડ કંપની
બૂકસેલર્સ અને પબ્લિશર્સ
પ્રિન્સેસ સ્ટ્રીટ—કાલબાદેવી—મુંબાઇ ૨

પ્રથમાવૃત્તિ * * પ્રત ૧૦૦૦
વિક્રમાબ્દ ૧૯૭૭ * ખ્રિસ્તાબ્દ ૧૯૨૧

મૂલ્ય રૂ. ૩-૦-૦.



અમદાવાદ—ડાયમંડ જ્યુબીલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવિદાસ છગનલાલે છાપ્યું.

એક અમૂલ્ય તક.

ઘણી જ થોડી નકલો બાકી છે.

# ભારતાર્થ પ્રકાશ

અથવા

# મહાભારત.

| | |
|---|---|
| પર્વ ૧ લું આદિ પર્વ ૩-૮-૦ | પર્વ ૧૨ મું શાંતિપર્વ |
| ,, ૨ જું સભા ,, ૨-૮-૦ | પૂર્વાર્ધ ૫-૦-૦ |
| ,, ૩ જું વન ,, ૫-૦-૦ | ઉત્તરાર્ધ ૬-૮-૦ |
| ,, ૪ થું વિરાટ ,, ૩-૦-૦ | ,, ૧૩ મું અનુસાશન |
| ,, ૫ મું ઉદ્યોગ ,, ૨-૮-૦ | પર્વ ૪-૦-૦ |
| ,, ૬ ઠું ભીષ્મ ,, છપાયછે. | ,, ૧૪મું આશ્વમેધિક, ૨-૦-૦ |
| ,, ૭ મું દ્રોણ ,, ૫-૦-૦ | ,, ૧૫ થી ૧૮ આશ્રમ- |
| ,, ૮ મું કર્ણ ,, છપાયછે. | વાસિક, મહા પ્રસ્થા- |
| ,, ૯, ૧૦, ૧૧, શલ્ય સૌ- | નિક, મૌસલ અને |
| સપ્તિક અને સ્રીપર્વ-૨-૧૨-૦ | સ્વર્ગારોહણ ૨-૦-૦ |

મળવાનું ઠેકાણું:—

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની

પ્રિન્સેસ સ્ટ્રીટ-મુંબાઈ ૨.



શેઠજીશ્રી વલ્લભજી રામજી ધનજી.
મુ. ઘાટકોપર.

# અર્પણપત્રિકા.

શ્રીયુત વલ્લભજી રામજી

મુંબાઈ.

મ્હારા પ્રત્યેના આપના અસીમ સ્નેહાનુરાગ
અને સહાનુભૂતિના સ્મરણચિહ્ન સ્વરૂપે
આ વાર્તાસંગ્રહ આપના જ
કરકમળમાં સમર્પણ કરી
કૃતાર્થ થાઉં છું.

વ્રજલાલ જાદવજી ઠક્કર.

# પ્રસ્તાવના



આ વાર્ત્તાસંગ્રહમાં આવેલી ઘણી ખરી વાર્ત્તાઓ મ્હેં ઇ૦ સ૦ ૧૯૧૩–૧૪ ના અરસામાં લખેલી હોઈ તે 'સાહિત્ય', 'સુમનમાળા', 'માનવવિકાસ', 'ગુલશન', 'ઉદીચ્યજીવન', 'પ્રજાબંધુ', 'લુહાણા–બંધુ' વગેરે સામાયિક પત્રોમાં છપાઇ હતી તથા લોકરૂચિનું તેના તરફ વિશેષ આકર્ષણ થયેલું જોઇ એ વાર્ત્તાઓને પુનઃ સંશોધિત કરી પુસ્તકાકારમાં પ્રસિદ્ધ કરવામાં આવે છે. વળી આ સંગ્રહમાં કેટલીક નવી લખેલી વાર્ત્તાઓનો પણ સમાવેશ કર્યો છે. 'પ્રતિદાન' નામની વાર્ત્તા કવીન્દ્ર રવીન્દ્રનાથ ટાગોરની 'ખોકાબાબુ' નામની વાર્ત્તાનું ભાષાંતર છે તથા 'પ્રવાસિની' 'મોરનાં પીંછાંમાં કાગડો,' 'વિવાહની વિજ્ઞાપન' નામની વાર્ત્તાઓ શ્રીયુત પ્રભાતકુમાર બૅરિસ્ટરની બંગાળી વાર્ત્તાઓનાં ભાષાંતર છે. એ ત્રણ વાર્ત્તાઓ મ્હારી પોતાની લખેલી છે; છતાં ઘણી વાર્ત્તાઓ બંગાળી ઉપરથી યથોચિત ફેરફાર સાથે લખેલી હોવાથી એ વાર્ત્તાઓના મૂળ લેખક મહોદયોનો અંતઃકરણપૂર્વક આભાર માનવો એ હું મ્હારું પરમ કર્તવ્ય સમજું છું.

અમુક ગણ્યાં ગાંઠયાં સામાયિક પત્રો સિવાય બીજાં પત્રોમાં પ્રૂફની કેટલી બધી ભૂલો રહે છે એ હરેક અનુભવી જાણે છે. એ ભૂલો સુધારવા છતાં પણ હજી પ્રૂફની ભૂલો કોઇ કોઇ સ્થળે રહી ગઇ છે જે પુનરાવૃત્તિ પ્રસંગે સુધારવામાં આવશે.

આ સંગ્રહમાં સામાજિક વાર્ત્તાઓનો જ સમાવેશ કરેલો હોવાથી સંગ્રહનું નામ 'સંસારદર્શન' રાખવું ઉચિત ધાર્યું છે.

જે જે માસિકપત્રોમાં છપાયલી વાર્ત્તાઓનો આ સંગ્રહમાં ઉપયોગ કર્યો છે તે દરેક માસિકપત્રના સંપાદક મહાશયનો અત્રે આભાર માની વિરમું છું. તા. ૧૦–૮–૨૧.

વ્રજલાલ જાદવજી ઠક્કર.

# અનુક્રમણિકા


| વાર્તાનું નામ. | | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧ | પ્રતિજ્ઞાપાલન ... ... ... ... | ૧ |
| ૨ | પ્રિયતમ ... ... ... ... ... | ૨૧ |
| ૩ | પ્રેમનો જય... ... ... ... ... | ૪૨ |
| ૪ | બાળવિધવા સરલા ... ... ... ... | ૫૫ |
| ૫ | અનુપમા ... ... ... ... ... | ૭૬ |
| ૬ | લલાટના લેખ ... ... ... ... | ૮૫ |
| ૭ | પ્રતિદાન ... ... ... ... ... | ૯૫ |
| ૮ | કાળસર્પિણીનું કારસ્થાન ... ... ... | ૧૦૭ |
| ૯ | વાર્તાલેખકની વિપદ ... ... ... ... | ૧૩૨ |
| ૧૦ | અનાદૃત લલિત ... ... ... ... | ૧૪૪ |
| ૧૧ | પુત્રનું બળિદાન ... ... ... ... | ૧૫૭ |
| ૧૨ | નવીન સંસાર ... ... ... ... | ૧૭૦ |
| ૧૩ | પત્નીવ્રત ... ... ... ... ... | ૧૭૭ |
| ૧૪ | પ્રવાસિની ... ... ... ... ... | ૧૮૫ |
| ૧૫ | સ્વરાજ્યનું સુદર્શનચક્ર... ... ... ... | ૨૧૪ |
| ૧૬ | ભાગ્યોદય ... ... ... ... ... | ૨૪૫ |
| ૧૭ | મોરનાં પીંછાંમાં કાગડો... ... ... ... | ૨૬૦ |
| ૧૮ | વિવાહની વિજ્ઞાપન ... ... ... ... | ૨૮૨ |

જરૂર વાંચો. ઢીલ કરશો તો પાછળથી પસ્તાશો.

## અત્યંત દુર્લભ અતિ ઉપયોગી ગ્રંથ.

અસલી

# પ્રવીણસાગર

[ આ ગ્રંથમાં ગુજરાતી ટીકા આપેલી હોઈ ગુજરાતી ભાષામાં બ્હાર પડેલાં સઘળાં પ્રવીણસાગરોના ગ્રંથ કરતાં આ ગ્રંથ ઘણો મ્હોટો, અતિશય ઉપયોગી, લાયબ્રેરીમાં રાખવા લાયક છે. માત્ર જુજ નકલો સિલ્લકે છે. ]

આ સુવિખ્યાત ગ્રંથ રાજકોટના મહા વિદ્વાન્ મહારાણા શ્રી મેહરામણસિંહજીએ રચેલો હોઇ તેમાં તેમણે પોતાની અલૌકિક બુદ્ધિમત્તાનો પરિચય કરાવ્યો છે. બાળક, યુવક, તરુણ, પ્રૌઢ, વૃદ્ધ, વૃદ્ધા, પ્રૌઢા, તરૂણી, યુવતી, બાળિકા વગેરેમાંથી ગમે તે આ ગ્રંથના વાંચનથી અમૂલ્ય જ્ઞાન પ્રાપ્ત કરી શકે તેમ છે 'પ્રવીણસાગર' નો અર્થ જ 'ચતુરસાગર' કિંવા 'બુદ્ધિસાગર' થાય છે, તેથી આવા અમૂલ્ય ગ્રંથમાં સમાયલા જ્ઞાનનું વર્ણન કરવું એ સોના ઉપર ઢાળ



"આ જો, ત્હારા કાકા આવ્યા છે."

પૃષ્ઠ ૨૫૧

# પ્રતિજ્ઞાપાલન.

(૧)

પુષ્પનું પ્રયોજન પૂર્ણ થતાં જ તે ખરી પડે છે. જ્યાં સુધી પ્રેમપૂર્વક તેને ગળામાં ધારણ કરવામાં આવે છે યા તો દેવતાની પૂજા કરવાના ઉપયોગમાં લેવામાં આવે છે ત્યાં સુધી જ તેનું જીવન છે. રાત્રે વિકસિત થયલું પુષ્પ પ્રભાત થતાં ન થતાંમાં તો મૃત્યુના સ્નિગ્ધ ખોળામાં પોતાના જીવનનો ક્ષુદ્ર ઇતિહાસ પૂર્ણ કરે છે. અનેકાનેક રાત્રિ દિવસ સુધી જીવનનો અસહ્ય ભાર વેઠવાનું તેના ભાગ્યમાં નિર્માણ થયેલું હોતું નથી. મનુષ્યના નસીબમાં આવા પ્રકારનું સુખ લખેલું હોતું નથી. સુગંધ વિનાનું, સૌંદર્ય વિનાનું જીવન અપાર આંસુઓના સમુદ્રમાં ડુબી રહે છે તો પણ તેની મુક્તિ થતી નથી. ભાગ્યાધીન પ્રકારોને સહન કર્યા સિવાય મનુષ્યો કદાપિ મૃત્યુસુખ મેળવી શકતા નથી.

ઉમાની સ્થિતિ પણ આવા પ્રકારની હતી. આ વખતે તેના જીવનની આશા નહોતી. તો પણ અસહ્ય રોગ ભોગવ્યા પછી તેને કાંઇક આરામ થયો. કેટલા દિવસ સુધી તેના ઘરમાં જીવન અને મૃત્યુ વચ્ચે યુદ્ધ ચાલ્યું હતું તે કહી શકાય તેમ નથી; ઉમાના પતિ અનાથશરણે પણ અનેક રાત્રિઓ બાળિકા ઉમાની રોગશય્યા પાસે ઉજાગરા કરીને ચિંતાતુર ચિત્તે પસાર કરી હતી. ડૉક્ટરો તેમજ વૈદ્યરાજો એક જ પ્રકારનો ઉત્તર આપી ગયા હતા; પરંતુ ઉમાની સાસૂની અનેક બાધાઓથી અને બીજા અનેક મમતાપૂર્ણ આત્માઓની વ્યાકુળ પ્રાર્થનાથી નિષ્ઠુર મૃત્યુના મનમાં જાણે દયા આવી

ગઇ હોય એમ બન્યું હતું. જો કે મૃત્યુએ રોગી આત્માને પોતાની સત્તામાં તો લીધો નહિ; પરંતુ પોતાના હાથનાં વિચિત્ર ચિહ્નો મૂકી ગયા સિવાય તે રહ્યું નહિ. રોગ દૂર થયા પછી સર્વેએ જાણ્યું કે બીચારી ઉમાનું અર્ધાંગ હમ્મેશાંને માટે રહી ગયું હતું. તેના દુર્બળ પગ એ ડગલાં ચાલી શકવાને પણ અસમર્થ બની ગયા હતા. અનેક દેવી દેવતાઓની બાધા રાખવામાં આવી–ઔષધોપચાર કરવામાં આવ્યા; પરંતુ એ સર્વ નિષ્ફળ થઇ પડ્યું. આ દુર્ઘટનાનું એક જ સારું પરિણામ જોવામાં આવ્યું. ઉમાના વિવાહ પછી તેના પિતા તથા શ્વસુર વચ્ચે મનમાં જે અણબનાવ હતો તે દૂર થયો. ઉમાની સેવા શુશ્રુષા તથા દવા દારૂ માટે વહેવાઇઓનાં કુટુંબ એકત્ર થઇને વિચાર કરવા લાગ્યાં.

આ નિષ્ઠુર રોગથી ઉમાની કેવી સ્થિતિ થઇ ગઇ હતી તેનું વર્ણન અમે કરી શકીએ તેમ નથી. તેનું વિકસિત થતું જીવન શક્તિ વિનાનું મૃતપ્રાયઃ બની ગયું હતું. તેના હૃદયમાં એક પ્રકારની ભીષણ વેદના થતી હતી. આ વેદનાને તે દૂર કરી શકે તેમ નહોતી. આવી સ્થિતિમાં પુરુષ પ્રકૃતિ નમ્ર તેમજ સ્નેહશીલ બની જાય છે. ઉમા જ્યારે આરોગ્ય ન જ મેળવી શકી ત્યારે તે ઉલટી વિશેષ દુઃખી થવા લાગી. તે મનમાંને મનમાં જ પ્રાર્થના કરવા લાગી કેઃ–" પ્રભુ ! મ્હારા સ્વામી મ્હને ભારરૂપ ન ગણે એટલી જ મ્હારા ઉપર દયા કરજે."

પરંતુ અફસોસ! ઉમા બીચારી હજી જાણતી નહોતી કે દુઃખનો ભાર આવી પડે છે ત્યારે થોડો આવતો નથી–એક સામટો જ આવી પડે છે.

પાડોશમાં રહેતી અનેક સ્ત્રીઓ ઉમાની સાસૂ પાસે આવીને કહેવા લાગી કેઃ–" હવે તમારા પુત્રનો પુનર્વિવાહ કરો. આ વહૂ તે

તમને હવે શી ઉપયોગી થવાની છે ?"

સાસુએ ઉત્તર આપ્યો:-"તે બીચારીનું ભાગ્ય મંદ છે એથી અમારે ઉલટો તેના પર દુઃખનો ભાર વધારવો એ ઉચિત નથી! એથી ઇશ્વર રાજી રહે નહિ."

સ્ત્રીઓ આશ્ચર્ય પામી કહેતી કે:-" આવો રૂપ રૂપના ભંડાર જેવો પુત્ર અને આવી વહૂ ! આ તો આંખોથી જોઇ શકાતું નથી."

સાસુ માથે હાથ મૂકી ઉત્તર આપતી કે:-" જેવું ભાગ્ય! આ બધો ફૂટેલા નસીબનોજ દોષ છે. નહિ તો મ્હારી લાડકવાયી વહૂના શરીરમાં સહજ પણ ખોડખાંપણ કયાં હતી ?"

આવા પ્રકારની વાતો સ્ત્રીઓમાં ઘણી વખત ચાલતી હતી. ઉમા તે સઘળું જાણતી હતી; પરંતુ તેનામાં એક પ્રકારની દુર્બળતા હતી. તે કોઇ પણ પ્રકારે સ્વામીને પુનર્વિવાહ કરવાનું પોતાને મુખેથી કહી શકતી નહિ.

( ૨ )

આવી રીતે સુખ દુઃખના દિવસો પસાર થતા હતા. એવામાં ઉમાના શ્વસુરનું મૃત્યુ થયું—જેઓ દુઃખ તેમજ વિપદમાંથી નિપુણતાપૂર્વક સંસારનૌકાને ચલાવ્યે જતા હતા તેમના અભાવથી હવે સંસાર નૌકા તેટલી સરળતાથી ચાલી શકતી નહિ. અનાથ પણ પોતાના સંસાર તરફ દુર્લક્ષ્ય કરતો હતો. એથી ઉમાના દુઃખની સીમા નહોતી. જે મુખ ઉપર હાસ્ય પ્રકાશતું હતું તે મુખ ઉપર હવે ગંભીર ચિંતા દેખાવા લાગી. આ સમય દરમ્યાન એક પ્રકાર એવો બન્યો કે જેથી કરીને ઉમાને પોતાનો સૌભાગ્યસૂર્ય અસ્તાચળમાં ઉતરી પડેલો જણાયો.

શ્વસુરનું મૃત્યુ થયાને લગભગ એક વર્ષ પણ નહિ થયું હોય એવામાં ઉમાએ સાંભળ્યું કે કાળિદાસની કન્યા ચંદ્રિકા સાથે તેના પતિનો પુનર્વિવાહ નક્કી થઇ ગયો છે. ચંદ્રિકા તેની પાડોશમાં જ રહેતી હતી. ઉમા ઘણા દિવસથી તેને ઓળખતી હતી; છતાં ચંદ્રિકા બીજાના સુખપર કેમ પગ મૂકે છે તેની ઉમાને ખબર પડી નહિ. છેવટે એમ જાણવામાં આવ્યું કે કન્યાની જન્મપત્રિકામાં વૈધવ્યનો ઉલ્લેખ હતો. એ ભયંકર ભવિષ્યનું ખંડન કરવાને માટે જ ચંદ્રિકાનાં માતાપિતા પોતાની પુત્રીને શૉક્ય તરીકે સોંપે છે. જેથી શૉક્યના ભાગ્યને લીધે તે વિધવા થાય નહિ.

સ્વામીની ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખી ઉમાએ સંસારમાં જે આશ્રમ નિર્માણ કર્યો હતો તે આશ્રમ હવે ક્ષણ માત્રમાં જ પૂર્ણ થઇ ગયો. ઉમાની દ્રષ્ટિમાં સમસ્ત જગતનો દેખાવ હવે બદલાઇ ગયો—દિશા ભૂલી ગયેલા મનુષ્યની માફક તે બ્હાવરીની પેઠે સંસારયાત્રા કરવા લાગી—આવા દુઃખપૂર્ણ સમયે મમતામયી માતાનો સુશીતળ આશ્રય સ્વીકારવાનો તેના મનમાં વિચાર થઇ આવ્યો. તેણે સાસૂને કહ્યું:—" ઘણા દિવસથી હું મ્હારાં માતાપિતા પાસે ગઇ નથી માટે હવે કૃપા કરી થોડા દિવસને માટે મ્હને તેમની પાસે જવાની રજા આપો."

પુત્રવધૂનાં વચનોથી સાસૂ ઘણા વિચારમાં પડી ગઇ; તો પણ તેણે કાંઇક વિચાર કરી ઉમાને સહર્ષ જવાની રજા આપી. વિદાય થતી વખતે ઉમા અનાથ પાસે ગઇ. ત્યાં ગયા પછી તે કાંઇ બોલી શકી નહિ. અનાથને પણ શું બોલવું તે સૂઝ્યું નાહ. તો પણ બે શબ્દો બોલવાનું સામર્થ્ય મહા મુશિબતે એકત્ર કરી ઉમાએ કહ્યું—" દર મહિને આપના સુખ સમાચાર જણાવતા રહેવાની કૃપા કરજો. કેટલા દિવસ પછી આવીશ તે કાંઇ નક્કી નથી."

અનાથ થોડી ઘણી હિંમત લાવી નમ્ર સ્વરે બોલ્યોઃ—" ઉમા! તું ગુસ્સે થઇને જાય છે? હું જાણું છું કે હું અપરાધી છુ; પરંતુ તું મ્હને તરછોડીને ચાલી જઇશ નહિ."

ઉમાએ શાંતિથી ઉત્તર આપ્યોઃ—" ના ગુસ્સે થતી નથી. જ્યાં સૂધી આપ મ્હારો ત્યાગ નહિ કરી શકો ત્યાં સૂધી હું આપનો કેવી રીતે ત્યાગ કરી શકીશ?" ઉમા વિશેષ કાંઇ બોલી શકી નહિ.

સાસૂ પાસે જઇ પ્રણામ કરી તરત મુખ બીજી દિશામાં ફેરવી ઉમા શાંત રૂદન કરી અશ્રુ સારવા લાગી.

ગાડી જ્યારે ઘરનો ત્યાગ કરી રસ્તા ઉપર જઇ પહોંચી ત્યારે ઉમાએ એક વખત પોતાના પ્રિય ગૃહ તરફ ફરીથી દૃષ્ટિ કરી. પશુની ગતિની માફક તેનું મન સર્વ પ્રકારનો ત્યાગ કરી એ ઘરની આસપાસ ફરવા લાગ્યું. જે ઘરમાં આઠ વર્ષ પૂર્વે બાર વર્ષની સુકોમળ બાળિકા ઉમાએ લાલ સાડી પહેરી, રત્નાલંકારોથી સુસજ્જિતા થઈ સ્મિત મુખે ભાવિ સુખની અનેક કલ્પનાઓ સાથે પ્રવેશ કર્યો હતો તે જ ઘરમાંથી આજે તેને એક ભિખારિણી પ્રમાણે શા માટે વિદાય થવું પડે છે? ધીમે ધીમે ગાડી ગામની હદ મૂકી આગળ ચાલી નીકળી, વિશાળ ઉચ્ચ શિવાલયો તેમજ દેવમંદિરોનાં શિખરો દેખાતાં બંધ થતાં અનેક દિવસથી એકત્ર કરી રાખેલાં આંસુ ઉમાનાં નેત્રોમાંથી " ખરખર " સરી પડવા લાગ્યાં.

## ( ૩ )

માતા પિતાના સ્નેહમાં રહીને પણ ગરીબ બિચારી ઉમા શાંતિ મેળવી શકી નહિ. એક પ્રકારનાં દુઃખનું તીક્ષ્ણ તીર અહીં પણ તેના હૃદયને રાત્રિ દિવસ વીંધી નાખતું હતું. ઉમાએ મનમાં ને મનમાં વિચાર્યું કેઃ—" હું આ ઘરમાંથી બીજા ઘરમાં ગઇ હતી એ વાત જ

હવે હું ભૂલી જઇશ. હવે આ સ્થળ જ મ્હારો આશ્રમ છે. હવે એ સૌભાગ્યની વાતને કદાપિ મ્હારા મનમાં સ્થાન આપીશ નહિ. હવે હું એ સૌભાગ્યને ભૂલી જવાની પ્રતિજ્ઞા કરૂં છું."

અનાથનો વિવાહ હવે થઇ ગયો છે. આ સમાચાર ઉમાને પણ મળ્યા છે. ઉમાની માતા શારદા કઠોર પ્રકૃતિની સ્ત્રી હતી, તે ઉમાનાં સાસરીઆં ઉપર ઘણી ગુસ્સે ભરાઇ. ઉમાની સાસુએ પુત્રવધુને બોલાવી લાવવાને માટે માણસો મોકલ્યાં હતાં; પરંતુ શારદાએ તેમને કેટલાંક એવાં અપમાન ભરેલાં વચનો કહીને વિદાય કરી દીધાં હતાં કે તે પછી ઉમાને તેડવા આવવાની કોઇની પણ હિમ્મત ચાલતી નહિ. આ પ્રમાણે લગભગ બે વર્ષ વીતી ગયાં. ઉમા પણ બિચારી ઉચ્ચ વર્ણના હિંદુની સુલક્ષણી બાળા હતી. હવે વિશેષ ધૈર્ય ધરવાને અસમર્થ હતી; પરંતુ માતા પિતા આગળ એક શરમાળ હિંદુ બાળા પોતાની મનોભાવના કેવી રીતે પ્રકટ કરી શકે?

એક દિવસ ઉમા પોતાના ઓરડામાં બેસીને રામાયણ વાંચતી હતી. સંધ્યાનો સમય થયો હતો. પશ્ચિમનું આકાશ વિવિધ રંગોથી વિભુષિત થયેલું હતું. પક્ષીઓ પોતાના માળા તરફ ઉડી જતાં હતાં. ઉઘાડી બારીમાંથી મંદમંદ શીતળ પવન ઉમાના ઓરડામાં પ્રવેશ કરી તેના કેશકલાપને આમ તેમ ઉડાવી રહ્યો હતો. ઉમા રામાયણનું અધ્યયન કરવામાં એકચિત્ત બની ગઇ હતી. છેવટે ઉમાએ એક દીર્ઘ નિશ્વાસ મૂકી પુસ્તક બંધ કરી આકાશ તરફ દૃષ્ટિ કરી. તેનાં બન્ને નેત્રોમાંથી આંસુઓ સરી પડવા લાગ્યાં. એવામાં એકાએક દાસીએ ઉમા પાસે આવી ઉમાના હાથમાં એક પત્ર મૂકયો તથા દીપક સળગાવી આપીને તે દાસી ત્યાંથી ચાલી ગઇ. ઉમાનાપર કોણે પત્ર લખ્યો હશે? પત્ર ઉપરના શિરનામાના અક્ષરો અપરિચિત

હતા. કોઇ પણ પ્રકારની આશા તેમજ આશંકાથી ઉમાનું હૃદય દુઃખી થવા લાગ્યું. તેનું હૃદય ત્વરાથી ધડકવા લાગ્યું. સહજ શાંતિ આવતાં ઉમાએ પત્ર ઉઘાડયો. તે તેની સાસુનો જ લખેલો હતો. એ પત્રમાં લખ્યું હતું કે:-" બેટા! હવે સંસારમાં મ્હારે માટે સુખ નથી. મ્હેં, છેવટે કાશી જવાનો વિચાર નક્કી કર્યો છે. મ્હારી છેવટની એક વાત તું ધ્યાનમાં લઇને આ માસની આખરે હું કાશી જવાની છું, તે પહેલાં એક વખત અહીં આવી મ્હને મળી જજે."

ઉમા બેઠી બેઠી વિચાર કરવા લાગી:-" અરેરે! મ્હારી મમતાળુ અને ક્રોધ વિરોધને દૂર રાખનારી સાસૂ શામાટે સંસારનો ત્યાગ કરે છે! તેમની આજ્ઞાનો સ્વીકાર તો મ્હારે કરવો જ જોઇએ."

આમ વિચારી ઉમાએ શ્વસુરપક્ષમાં જવા માટે પોતાનાં માતાપિતાની રજા લીધી. ત્યાં જતાં પૂર્વે ઉમાએ કોઇને એ સંબંધીની કાંઇ ખબર આપી નહોતી. પિતાને ત્યાંના એક વિશ્વાસપાત્ર નોકર સાધુદાસની સાથે તે સાસરે જઇ પહોંચી. ત્યાં પહોંચી ત્યારે સંધ્યાનો સમય થઇ ગયો હતો. મકાન શાંત હતું. વૃદ્ધ સાસુ ઘરના એક ખુણામાં બેસી ઇશ્વરના નામની માળા જપતી હતી. ગાડીનો ખડખડાટ સાંભળી તેણે પ્રશ્ન કર્યો:—" કોણ આવ્યું છે?"

સાધુદાસે આગળ આવી ઉત્તર આપ્યો:-" માતાજી! મ્હારાં ઉમા બ્હેનને હું તેડી લાવ્યો છું."

સાસુએ પ્રેમપૂર્વક પુત્રવધૂના કુશળ વર્ત્તમાન પૂછ્યા અને તેને હેતથી ઘરમાં લઇ ગઇ. ઉમાએ ઘરમાં જઇ સાસુને પ્રણામ કર્યા. બન્નેનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી.

## ( ૪ )

બે વર્ષ પછી ઉમા સાસરે આવી છે. જો કે આ સમય કાંઇ

વિશેષ ગણી ન શકાય તો પણ ઉમાને તો આ સમય યુગના યુગ જેટલો જણાયો હતો. પૂર્વે તેના સ્નેહ તેમજ સેવાથી જે ઘર ઉજ્વળ હતું તેની વિલક્ષણ સ્થિતિ માત્ર એક બે દિવસમાં ઉમા સમજી ગઇ; ઘરમાં કોઈ પણ વસ્તુ વ્યવસ્થિત રીતે ગોઠવેલી જોવામાં આવતી નથી. બાગની પણ તેવી જ દશા છે. જે બાગનાં પુષ્પોની લતાઓ પૂર્વે લીલીછમ જણાતી હતી તેજ લતાઓ જળના અભાવે ભૂમિ ઉપર પડીને સુકાઇ ગઇ છે. આ નવીન સંસારમાં ઉમાએ એક નવીન વ્યક્તિને જોઇ હતી. એ વ્યક્તિ તે અનાથના ન્હાના પુત્ર શશિકાંતની છે. એના વિષે કશાજ સમાચાર ઉમાને મળ્યા નહોતા. હવે ઉમા અનાથનાં દર્શન ભાગ્યે જ કરી શકતી હતી. જે સંસાર પૂર્વે સંપૂર્ણ પરિચિત હતો તે હવે ભાગ્યચક્રના પ્રભાવથી તદ્દન અપરિચિત બની ગયો. માત્ર એક જ વ્યક્તિ—ન્હાનો સુકુમાર શશિકાંત ઉમાને આનંદ આપવાનો યત્ન કરતો હતો. ઉમાએ તેને પોતાનો જ પુત્ર સમજીને તેના પ્રત્યે અપાર સ્નેહ દાખવવા માંડયો. બાળકોને નિર્બુદ્ધિ કહેનારાઓને આ વખતે અમે દ્દઢતાથી જણાવીશું કે બાળકો પણ સ્નેહનો મર્મ સારી રીતે જાણી શકે છે. જેઓ તેમને ચ્હાય છે તેમને ચ્હાવાનો તેઓ પણ તનમનથી યત્ન કરે છે. શશિકાંત પણ ઉમાના ઉપર અપૂર્વ સ્નેહ રાખવા લાગ્યો. તરૂણ ઉમ્મરમાં ઉમા જે પતિદેવની એકચિત્તથી પૂજા કરતી હતી તે દેવતા તો હવે જૂદાજ બની ગયા છે!

શશિકાંતના સહવાસથી ઉમાના જીવનમાં એક નવીન પ્રકરણની શુરુઆત થઇ. ઉમા તેને સ્નાન કરાવવામાં, ખવડાવવામાં, ઉંઘાડવામાં તથા તેની સાથે વાતચિત કરવામાં પોતાના દિવસો પસાર કરતી હતી. સંધ્યા સમયે જ્યારે શશિકાંત નિદ્રાધીન થઇ જતો ત્યારે ઉમા

તેની શય્યા પાસે બેસી તેના સુકુમાર મુખનું આતુર નયને દર્શન કરતી બેસી રહેતી હતી. શશિકાંત પણ ધીમે ધીમે ઉમાના સહવાસમાં વિશેષ રહેવા લાગ્યો. અનાથ મૉજમઝા ભોગવતો બ્હાર ફર્યા કરતો હતો તેથી ધીમે ધીમે આ બન્ને દુઃખી સ્ત્રીઓ એક જ પ્રકારના દુઃખથી એક બીજી તરફ સ્નેહ રાખવા લાગી. એક દિવસે ચંદ્રિકાએ ઉમાને કહ્યું:—"બ્હેન! ત્હેં મ્હને પણ ત્હારી પોતાની કરી લીધી. જે ત્હારી પાસે આવે છે તેને તું ત્હારા તરફ આકર્ષે છે; માત્ર સ્વામી જ શા માટે ત્હારાથી દૂર થયા તે હું સમજી શકતી નથી."

ઉમાએ સ્મિત કરી કહ્યું:—"તું ત્હારી બ્હેનને જેટલી ગુણિયલ સમજે છે તેટલી ગુણિયલ તે નથી જ."

સાસુ કાશી જતી વખતે ઉમાને કહેતી ગઇ કે:—"બેટા! તું આ ઘરનો ત્યાગ કરી ચાલી જઇશ નહિ. અનાથે પોતાનું સર્વસ્વ ઉડાવી દીધું છે. તું અહીં રહીશ તો જ ત્હારા શ્વસુરની પ્રતિષ્ઠા બચી શકશે."

ઉમા જોતી હતી કે અનાથના હાથમાંથી તેના શ્વસુરની સંપત્તિ પાણીની માફક વહી જતી હતી. શશિકાંત તરફના તેના સ્નેહની સીમા નહોતી; આમ છતાં ઉમાના મનમાં એક વાતનો ઘણો સંતોષ હતો; કારણ કે પિતાની સમસ્ત સંપત્તિ તેની પોતાની જ હતી. આ સઘળી સંપત્તિ પોતાને પ્રાપ્ત થતાં જ તે શશિકાંતને સોંપવાનો તેણે પોતાના મન સાથે નિશ્ચય કર્યો હતો. ઉમા શશિકાંતને પોતાનો જ પુત્ર સમજતી હતી. શશિકાંતને સંસારી થયલો જોવાની ઉમાની ઉત્કટ આકાંક્ષા હતી.

આવી રીતે ઉમાના દિવસો પસાર થતા હતા. એવામાં એક

દિવસે એવા વર્તમાન મળ્યા કે તેના પિતા મંદવાડને બિછાને સૂતા છે. વિના વિલંબે પિયરથી આવેલા માણસ સાથે ઉમા ઘેર જવા નીકળી. વિદાય થતી વખતે ચંદ્રિકાએ ઉમાને કહ્યું:—"બ્હેન! આ ઘરસંસાર ત્હારો જ છે. પિતાને આરામ થાય કે તરત પાછી આવજે."

ત્યાર પછી શશિકાંતને ચુંબન કરતાં કરતાં ઉમાનું હૈયું ભરાઇ આવ્યું. છેવટે મહા મુશ્કેલીથી તે અશ્રુપ્રવાહને રોકી ગાડીમાં બેઠી અને મનમાં ને મનમાં પ્રાર્થના કરવા લાગી કે:—"હે પ્રભુ! હવે મ્હને વધારે દુઃખ દેશો નહિ. આ સર્વનો વિયોગ થતાં મ્હારું મન ઘણું દુઃખી થાય છે. મ્હને સહનશક્તિ આપો."

( ૫ )

ઉમાએ પોતાને ઘેર જઇને જોયું તો તેના પિતા ભયંકર મંદવાડને બિછાને સૂતા હતા. આવો ભયંકર મંદવાડ થયો હશે એવો ઉમાને વિચાર સુદ્ધાં આવ્યો નહોતો. રોગીની શક્તિ દૂર થવાથી તે હમણાં બિછાના વશ થયા હતા. સર્વ એમ જાણતાં હતાં કે મૃત્યુ ભયંકર સ્વરૂપ ધારણ કરીને ધીમે ધીમે સમીપ આવતું જાય છે. ઉમા ઘણીજ મહેનતથી પિતાની સેવાચાકરી કરવા લાગી અને સંકટ સ્હામે ચિત્તને બળવાન્ કરવાનો યત્ન કરવા લાગી. અનેક રાત્રિઓના ઉજાગરાથી ઉમાનું સુંદર મુખ ઘણું ફિક્કું પડી ગયું હતું. ઘણી રાત્રિઓના ઉજાગરા થયેલા હોવાથી ઉમાની માતા શારદાએ પુત્રીને ઘણું સમજાવીને સુવા માટે મોકલી તો તે પોતાના ઓરડામાં જઇ વિચારના તરંગોમાં તણાવા લાગી. તેનું ચિંતાતુર ચિત્ત બમણું ચિંતાતુર થઇ ગયું. ઉમા ક્યાં સુધી આવી રીતે ચિંતાતુર અવસ્થામાં બેસી રહી તેની અમને ખબર નથી; પરંતુ જ્યારે દાસી ઉમાને બોલાવવા આવી કે તરત જ ઉમા પિતાની રોગશય્યા

પાસે જઇ પહોંચી. શારદા સ્વામીની પાસે બેઠી હતી. ઉમાને સમસ્ત ગૃહ ભયંકર ભાસતું હતું. છેવટે શારદાએ કહ્યું:—"ઉમા આવી છે."

ઉમાના પિતા ઉપરના શબ્દો સાંભળી શક્યા કે કેમ તે કોણ જાણે; પરંતુ તેઓ કાંઇ પણ બોલ્યા નહિ. ઉમા પોતાના હૃદયના આવેગને મહા મુશિબતે દબાવી રાખી બોલી:—"પિતાજી! આપ મ્હને કાંઇ કહેવાને ઇચ્છો છો?"

આ વખતે ઉમાના પિતાએ ધીમે ધીમે કહ્યું:—"બ્હેન! ત્હારી માતા દત્તકપુત્ર લેવાની ઇચ્છા રાખે છે; પરંતુ ત્હારી સંપત્તિ હું બીજા કોને આપું? શું હું મ્હારા અંતકાળે ત્હારો અપરાધી થાઉં?"

ઉમા શાંતભાવ ધારણ કરી બેસી રહી. તેના અંતઃકરણની અંદર નિરાશાએ પ્રવેશ કરવાથી તે પોતે કાંઇ બોલી શકી નહિ. શારદાએ રૂદન કરતાં કરતાં કહ્યું:—"તમે હવે તમારી આલોકની યાત્રા પૂર્ણ કરો છો. ઉમાના ભાગ્યમાં સુખ નિર્માણ થયેલું નથી. તમારી સમસ્ત સંપત્તિ મ્હારી ઉમાનો હતભાગ્ય સ્વામી અને શૉક્ય ભોગવે એ મ્હારાથી જોઇ શકાશે નહિ."

ઉમાએ કહ્યું:—"પિતાશ્રી! મ્હને માત્ર આજની રાત્રિ વિચાર કરવાનો વખત આપો."

શારદાએ કાંઇક કર્કશ કંઠે કહ્યું:—"તમે સર્વ તમારી પોતાની જીંદગીનો વિચાર કરો છો. મ્હારા દિવસો કેવી રીતે પસાર થશે એનો વિચાર કરવો જરૂરનો છે. મ્હારે એક પુત્ર જોઇએ છીએ. હું તેનો વિવાહ કરીશ. તેને મ્હારી પાસે રાખી હું મ્હારા કોડ પૂર્ણ કરીશ, જો એમ નહિ બને તો હું પણ આ શૂન્ય સંસારમાં રહી શકીશ નહિ."

સમસ્ત રાત્રિ ઉમાએ શય્યામાં બેસી રહીને પસાર કરી. જીવ-

નની સઘળી આશાઓ તેમજ ઇચ્છાઓની નિરાશાના યજ્ઞમાં આહુતિ આપીને તેણે પોતાના જીવનની શુરુઆત કરી છે; પરંતુ આજની નિરાશાથી તેની સહનશક્તિનો બંધ તૂટી જવા લાગ્યો. ઉમાની ધારણા એવી હતી કે જો પિતાની સઘળી સંપત્તિ પોતાને ન મળે તો તે શશિકાંતને સુખી જોઇ શકે નહિ અને શશીકાંતને સુખી જોવાની તો તેની છેલ્લામાં છેલ્લી અર્થાત્ અવશેષ રહેલી માત્ર એક જ આશા હતી. આમ છતાં માતાપિતાની ઇચ્છાને આધીન રહેવું એ પોતાનો મુખ્ય ધર્મ સમજીને તેણે તેમની વાત માન્ય કરી. સ્વામીનું મૃત્યુ થતાં પૂર્વે જ શારદાએ સમસ્ત સંપત્તિનું વિલ તૈયાર કરાવી લીધું તથા પતિના મૃત્યુ પછી થોડા દિવસે એક દત્તક પુત્ર લઇને પોતાના ભાવિ માર્ગને નિષ્કંટક કર્યો. આવી રીતે દત્તક પુત્ર લીધો તેથી ચોતરફથી અનેક પ્રકારનો ઉહાપોહ થવા લાગ્યો. અનાથને જ્યારે આ સમાચાર મળ્યા ત્યારે તે ઘણો દુઃખી થયો. દરિદ્રતાની ભીષણ મૂર્તિ રાત્રિ દિવસ તેની દષ્ટિએ પડવા લાગી. અત્યાર સુધી તેણે પોતાની તિરસ્કૃત પત્ની કે જે ખરી રીતે દેવાંગના જેવી હતી તેના તરફ એક દષ્ટિપાત્ સુદ્ધાં કર્યો નહોતો. કેવી રીતે ભવિષ્યની દરિદ્રતાને દૂર કરવી એ જ વિચારે અનાથના અંતઃકરણને આકુળ વ્યાકુળ કરી મૂક્યું.

ઉમાના દુઃખની સીમા નહોતી. ચંદ્રિકા તેમજ શશિકાંતની સ્મૃતિ વારંવાર તેને ચુંબકની માફક તેમના તરફ ખેંચતી હતી; પરંતુ તેમની પાસે જવાનું સાહસ તેનાથી થઇ શકતું નહોતું. તેનું ચિંતાતુર ચિત્ત પાછું સંસારની માયા તરફ લોભાવા લાગ્યું. આમ છતાં આત્માપર સંયમ રાખી ઉમા અશ્રુજળ વર્ષાવતી દેવતાને સંબોધીને કહેવા લાગીઃ—"હવે આ ભાંગી ગયલું મન બીજા કોઇનું

નથી. પ્રભુ! આ મન હવે આપને જ અર્પણ છે."

પરંતુ એ મનને સહર્ષ સ્વીકારનાર દેવતા ક્યાં છે?

ઉમાના મનની આવી સ્થિતિમાં અનાથ એક વખત તેને મળવા માટે આવ્યો. ઉમા અનેક પ્રકારની આશંકાઓને મનમાં લઇ સ્વામીનું દર્શન કરવા ગઇ. ઉમાની સાથે દૃષ્ટિ મળતાં જ અનાથનું મ્હોં લેવાઇ ગયું. તે ઉમાનાં નેત્રોનો તિરસ્કાર કરી પોતાની દૃષ્ટિને ફેરવી શક્યો નહિ.

અનાથે કહ્યું—"ત્હારી આગળ અનેક અપરાધોને માટે અપરાધી છું. આમ હોવાથી જ હું ત્હારી પાસે આવવાનું સાહસ કરી શકતો નહોતો; પરંતુ ત્હારાથી હું મ્હારી જાતને હવે વધારે વખત છુપાવી શકું તેમ નથી. અધોગતિના છેલ્લે પગથીએ હું ઉતરી પડ્યો છું. જો તું મ્હને મદદ કરે તો જ મ્હારી ઉન્નતિ થઇ શકે તેમ છે. સમસ્ત જીવન આ પાપનું પ્રાયશ્ચિત્ત કરીશ. આજે તું મ્હને મદદ કર. મ્હને બચાવ."

ઉમા આતુર દૃષ્ટિથી અનાથના મુખ તરફ જોઇ રહી. છેવટે અનાથે વ્યાકુળ કંઠે જણાવ્યું કે, ઉમાના પિતાએ મૃત્યુશય્યા સમયે જે વિલ કર્યું છે તે ખોટું છે એમ અનાથ પૂરવાર કરી બતાવશે. તે સઘળી તૈયારી કરીને આવ્યો છે; પરંતુ આ કામમાં ઉમાની સાક્ષીની તેને જરૂર છે.

ઉમાનું ચિત્ત ભયંકર તિરસ્કારના અગ્નિથી સળગી ઉઠ્યું. તેના તરફ અનાથની આવી નીચ ધારણા! જે સ્ત્રીનો તેણે ત્યાગ કર્યો છે તે જ સ્ત્રીને આજે પોતાની પાપભાગિની બનવાનું કહેતાં તેને શર્મ નથી આવતી! પરંતુ મોહ મનુષ્યને આવી જ રીતે પાપપંકમાં ડૂબાવે છે!

અનાથે ફરીથી કહ્યું:—"ઉમા! તું વિચાર કરી જો. ત્હારા સ્વામીને તું એક ભિખારીની માફક માર્ગમાં ભટકતો જોઇ શકીશ કે? આ ઉમ્મરમાં હવે અન્ય કોઇ પણ પ્રકારે હું જીવિકા ચલાવી શકું તેમ નથી. મ્હારી પાસે જીવન ટકાવી રાખવાના આધાર માટે જે કાંઇ હતું તે સઘળું ફના થઇ ગયું છે. અત્યાર સુધી હું ત્હારા તરફની આશા રાખી બેઠો હતો. હવે હું મ્હારી આશાને નિરાશામાં ફરી ગયેલી જોઇ શકતો નથી. તું મ્હને મદદ કર. હું હવે પાપમાર્ગે જઇશ નહિ—પાપનું પ્રાયશ્ચિત્ત કરીશ."

ઉમાએ હૃદયની સઘળી શક્તિ એકત્ર કરી. દૃઢ કંઠે કહ્યું:—"ના એમ બની શકશે નહિ. તમે જે માર્ગે જવા ચ્હાઓ છો તે પાપમાર્ગ છે. પ્રભુ! એવી રીતે પાપમાર્ગે જવું ઉચિત નથી."

અનાથે કહ્યું:—"ઉમા! એક વખત મ્હારા તરફ નજર કરી જો! હું કોણ હતો અને કેવો થઇ ગયો છું! મ્હારી આ દશાને તું જ સુધારી શકે તેમ છે."

ઉમાએ કહ્યું:—"જો કદાચ હું સાક્ષી આપું તો હું એમ કહીશ કે એ સંપત્તિ મ્હારી નથી. તમે રસ્તાના ભિખારી થાઓ તો પણ હું તમને જોઇ શકીશ; પરંતુ પાપમાર્ગે જવામાં હું તમને મદદ નહિ જ કરું."

અનાથે અનેક પ્રકારે ઉમાને સમજાવી; પરંતુ ઉમા અટલ રહી. તેણે અંતે કહ્યું:—"તમે આ વિચારનો ત્યાગ કરો અને કાંઇક પુણ્યકર્મનો વિચાર કરો."

અનાથે ગુસ્સાના આવેશમાં આવી જઇ કહ્યું:—"આજથી ત્હારી સાથે મ્હારો કોઇ પણ પ્રકારનો સંબંધ નથી. હું જે માર્ગે જાઉં છું તે ભલે પાપમાર્ગ હોય તો પણ હવે હું એ જ માર્ગે જઇશ."

ઉમાએ પણ દઢ સ્વરે કહ્યું:—" હું તમારી રક્ષા કરીશ. જો હું એકચિત્તથી પરમાત્માની પૂજા કરતી હોઇશ તો મ્હારી આ પ્રતિજ્ઞા વૃથા થઇ પડશે નહિ. તમારે એક દિવસે પાપમાર્ગનો ત્યાગ કરવો જ પડશે. "

અનાથે ફરીને જોયું નહિ. તે ત્યાંથી કાંઈ પણ બોલ્યા ચાલ્યા સિવાય ચાલ્યો ગયો.

* * * * *

આકાશમાં મેઘનો આડંબર જોઇ માછીના મનમાં જેમ તોફાન થવાની આશંકા આવે છે તે જ પ્રમાણે ઉમાને પણ દરેક ક્ષણે વિપ્લવની આશંકા આવવા લાગી. ઉપરની વાત માતાને જણાવવાનું સાહસ તેનાથી થઇ શકયું નહિ. તેને પોતાના માથા ઉપર દુઃખનો ડુંગર તૂટી પડયો હોય એમ લાગ્યું; પરંતુ એ મહા દુઃખને તે મનમાં ને મનમાં સહન કરવા લાગી. કેટલીક વખત ઉમાને આશા થઇ હતી કે પતિદેવતા કોઇ પણ કાળે પોતાની નીચ વૃત્તિનો ત્યાગ કરશે; પરંતુ તેમ થયું નહિ. અનાથે ફરિયાદ કરી કે એ વિલ ખોટું છે. દત્તક પુત્ર લેવાની રજા કારસ્થાની પુરુષોનું કારસ્થાન છે. આ હકીકત શારદાના જાણવામાં આવતાં જ તે બળી ઉઠી. ઉમાના ઓરડામાં પ્રવેશ કરી ભયંકર સ્વરે તેણે કહ્યું:—" મ્હને લાગે છે કે જમાઇ તને સંપત્તિ માટે જ સમજાવવાને આવ્યો હતો કેમ? સંપત્તિ પ્રાપ્ત કરવાનો જ્યારે તમને આટલો બધો લોભ છે ત્યારે પછી એ વાત પ્રેમથી જ શા માટે ના કરી? "

ઉમાએ આશ્ચર્ય પામી કહ્યું:—" મા! તને કોઇ રીતનો ભય નથી. હું ખોટી વાત કહીશ નહી. સંપત્તિ ત્હારી પાસે જ રહેશે અને જો દુર્ભાગ્યે કેસમાં ત્હારી હાર થશે તો મ્હારું જે કાંઇ છે તે

સઘળું હું મ્હારા ભાઇના નામપર લખી આપીશ."

થોડા દિવસમાં જ કેસનો નિકાલ થઇ ગયો. ઉમાની સાક્ષીથી શારદાને કેસની અંદર જય મળ્યો. કેસનો નિકાલ થઇ ગયા પછી અનાથ કોઇની પણ નજરે પડયો નહિ. અનાથના એકાએક ગૂમ થવાના વર્તમાન જાણવામાં આવતાં જ ઉમાના હૃદયપરનો આઘાત વિશેષ સખ્ત થઇ પડયો. તેણે માતાની પાસે જઇ કહ્યું:—"માતાજી! મ્હારી ઇચ્છા કાશી જવાની છે."

માતાએ કાશી નહિ જવા માટે ઉમાને ઘણું કહ્યું; પરંતુ ઉમા પોતાના વિચારથી વિચળિત થઇ નહિ. કાશી જતાં પૂર્વે તેણે એક વખતે ચંદ્રિકા તથા શશિકાંતને મળી જવાનો નિશ્ચય કર્યો.

એ આનંદ વિનાના ઘરમાં પ્રવેશ કરતાં ઉમાના હૃદયની સ્થિતિ કેવી શોચનીય થઇ પડી હશે તેનું વર્ણન કરવા અમે અશક્ત છીએ. ગામની અંદર મુખ દેખાડવાની તેની ઇચ્છા નહોતી. આથી કરીને સંધ્યા સમયે ઉમાએ પતિદેવતાના ઘરમાં પ્રવેશ કર્યો. ત્વરાથી એક દાસી પાલખી પાસે આવી પહોંચી. ઉમાએ તેને કહ્યું:—"ચંદ્રિકા બ્હેનને બોલાવી લાવો."

વિના વિલંબે ચંદ્રિકા ઉમા પાસે આવી પહોંચી. ચંદ્રિકાના આવતા પહેલાં ઉમાએ વિચાર્યું કે:—"ચંદ્રિકા મ્હને પૂછશે કે, 'ત્હેં મ્હને વિધવા કરી?' તો હું શો ઉત્તર આપીશ?" પરંતુ ચંદ્રિકા આવતાંની સાથે જ ઉમાના કંઠને વળગી પડી તથા અવિરલ અશ્રુધારાથી ઉમાના ખભાને ભીંજવી નાખવા લાગી. જ્યારે તે સહજ શાન્ત થઇ ત્યારે ઉમાએ કહ્યું:—"મ્હને વિશેષ સમય નથી. હું કાશી જાઉં છું. માત્ર શશિકાંતને અને તને મળવાને માટે જ અહીં આવી છું."

ચંદ્રિકાએ કહ્યું:—"બ્હેન! હું તો એમ ધારતી હતી કે

તું આવીને ત્હારા શશિકાન્તને સંભાળીશ તથા. તેને સંસારી કરી તું સુખી થઇશ; પરંતુ હવે તને સંસારમાં ખેંચી લાવવાની મ્હારી ઇચ્છા નથી. ત્હેં જે દુઃખ ભોગવ્યું છે તે અપાર છે. માટે હવે ત્હારા આત્માને શાંતિ થાય એવો માર્ગ તું ગ્રહણ કર."

ચંદ્રિકા શશિકાંતને લઇ આવી. ઉમાએ તેના સુંદર મુખ ઉપર એક ચુંબન કરી તેને ચંદ્રિકાના હાથમાં પાછો આપ્યો. ઉમાએ એક ન્હાની પેટીમાંથી કેટલાક કિંમતી અલંકારો કાઢી તે સઘળા ચંદ્રિકાના હાથમાં આપતાં કહ્યું:-"હું આ સઘળા અલંકારો મ્હારા શશિકાંતને આપી જાઉં છું. જ્યારે તેની વહૂ આવે ત્યારે આપણા બન્નેના આશીર્વાદ સાથે આ અલંકારો તેને પહેરાવી દેજે."

ઉમાએ આ શાંત, નિસ્તબ્ધ રાત્રિના અંધકારની અંદર પોતાના જીવનની લીલાભૂમિ પાસેથી છેલ્લી વિદાય લીધી.

કાશી જઇને ઉમાએ અપૂર્વ શાંતિ મેળવી. સ્થાનમાહાત્મ્યનો અસ્વીકાર કરી શકાય જ નહિ. જે સ્થાને હજારો ભક્ત હૃદયોનાં ભક્તિસ્તોત્ર ચારે દિશાએ ફેલાઇ રહ્યાં છે તે સ્થાને હૃદયનું શૂન્ય પાત્ર સહેલાઇથી પૂર્ણ કરી લેવાય છે. માત્ર એક જ પ્રકારની ચિંતા ઉમાને કેટલીક વખત ચિંતાતુર કરી મૂકતી હતી. બે વર્ષ વીતિ ગયાં પરંતુ તેના પતિ કયાં છે? પતિનું મૃત્યુ થયું છે એ વાત તે માની શકતી નહિ. તેણે પતિની રક્ષા કરવાની પ્રતિજ્ઞા લીધી હતી એ પ્રતિજ્ઞા શું અફળ થઇ પડી? ભગવાન્ ભકતની આબરૂ સાચવવામાં પાછા પડયા કે? કોણ જાણે છે કે અનાથ વિશેષ પાપના પંકમાં ડૂબી ગયો છે કે નહિ?

વર્ષાનો સમય હતો. માર્ગ ઉપર પથિકોનો કોલાહલ હમ્મેશાંથી કાંઇક ઓછો જણાય છે. આકાશનો મ્લાન પ્રકાશ પ્રકૃતિના ઉપર

એક પ્રકારની કોમળ છાયા ફેલાવી રહ્યો છે. ઉમા ઉઘાડી બારી પાસે બેસી રહી આકાશનું અવલોકન કરી રહી છે. ધીમે ધીમે સંધ્યાકાળ થયો. દરેક મંદિરમાં થતી આરતિનો અવાજ ધીમે ધીમે શૂન્યમાં ભળી ગયો. સંધ્યાએ અત્યાર સૂધી નીકળી પડતાં આંસુને અટકાવી રાખ્યાં હતાં તે હવે અટકાવી શકાયાં નહિ–ઝર ઝર કરતાં તે ઝરી પડયાં. ઘરના ખુણામાં કંપતા દીવાની શાખાઓએ ઘરની ગંભીરતામાં વધારો કરી નાખ્યો. ઉમાની વૃદ્ધ સાસૂને પગે તેલ ચોળતાં ચોળતાં દાસી મનમાં ને મનમાં કંટાળી ગઇ હતી. ઉમા અદ્યાપિ શાંતિ ધારણ કરી બેસી રહી હતી. માનવ વિનાના માર્ગપર કવચિત્ કોઇનો પગરવ સંભળાતો હતો. આવા વખતે એકાએક કોઇએ ઘરનું બારણું ખખડાવ્યું. બારણું ઉઘાડતાંની સાથે જ કોઇ બોલી ઉઠયુંઃ—" ઘરમાં કોણ છે ? મ્હને આશ્રય આપો. મ્હારી પાસે છત્રી નથી તેથી આજની રાત મ્હને આ સ્થાને રહેવા દો."

આવનાર મનુષ્યની શારીરિક સ્થિતિ ઘણી નિર્બળ જોઇ ઉમા કંપી ઉઠી. એવું કરૂણાજનક મુખ તેણે પૂર્વે કદાપિ જોયું હોય એમ તેને લાગ્યું નહિ. ભીંજાયલાં કપડાંમાંથી પાણીની ધારાઓ ઘરને ભીંજવી નાંખતી હતી. આવનાર નિર્બળ મનુષ્યે એક વખત બ્હાર નીકળી પોતાનાં કપડાં નીચોવી નાખ્યાં. ત્યાર પછી તેણે ફરીથી ઘરમાં પ્રવેશ કર્યો. ઉમાની સાસૂએ તેને પૂછ્યુંઃ–" ભાઇ ! તું કોણ છે ? શા માટે આવી રાત્રે બ્હાર નીકળ્યો છે ? "

આવનાર યુવક એકાએક રૂદન કરવા લાગ્યો અને વૃધ્ધાના ચરણોમાં ઢળી પડી તે ગદ્દગદ કંઠે બોલ્યોઃ–" માતાજી ! તમે જ કે ? "

માતાએ પુત્રને ઓળખી જઇ તેને પોતાની છાતી સરસો ચાંપ્યો. ત્યાર પછી પુત્રવધૂના તરફ નજર કરી તેણે કહ્યુંઃ—" વહુ–બેટા !

આજે મ્હારો ગૂમ થયલો ભંડાર મ્હને પાછો મળી આવ્યો છે."

અનાચારથી, દુઃખથી તથા પશ્ચાત્તાપથી અનાથના શરીરમાં રોગે પ્રવેશ કર્યો હતો. આ રોગમાંથી આરામ મેળવવાને માટે તેને ઘણા દિવસ લાગ્યા. આ દિવસો દરમ્યાન તે હમ્મેશાં ઉમાને કહેતો કેઃ— "ઉમા! તુ દેવી છે. ત્હેં જ મ્હારી રક્ષા કરી છે. લોભના નશાથી જ્યાં સુધી હું મસ્તાન બની ગયો હતો ત્યાં સુધી મ્હને સારાસારનું સહજ પણ ભાન નહોતું. જ્યારે હું મ્હારી મૂર્ખાઈ ભરેલી મસ્તાનીમાંથી જાગી ઉઠયો ત્યારે જ મ્હને માલૂમ પડ્યું કે હું કયાંથી ક્યાં જઈ પડયો હતો! ત્હારા શબ્દો દેવવચનોની માફક મ્હારા મનમાં યાદ આવતા હતા; પરંતુ ત્હારી પાસે આવવાની હિંમત હું કરી શકતો નહોતો. દયાની દેવિ! ત્હેં જ મ્હારું રક્ષણ કર્યું છે. એ હું હવે સારી રીતે જાણી શકયો છું."

ઉમા સ્મિત મુખે ઉત્તર આપતી કેઃ—"ના નાથ! કૃપા કરી એમ બોલશો નહિ. આપે ઉલટું મ્હારું રક્ષણ કર્યું છે. હું મરી જતી હતી, અવિશ્વાસથી સંશયમાં ડૂબી મરતી હતી. મ્હારી આવી સ્થિતિમાં આપે જ કૃપા ભાવે મ્હારી રક્ષા કરી છે. નાથ! આપનો ઉપકાર આ દાસી કદાપિ ભુલી શકશે નહિ."

સ્વામીમાં થયેલા આવા ઉત્તમ પ્રકારના ફેરફારથી ઉમાનું સઘળું દુઃખ દૂર થયું. અત્યાર સુધી જે પ્રતિજ્ઞા પૂર્ણ કરવાને માટે તેણે મહા મુશ્કેલીથી પોતાનું જીવન ટકાવી રાખ્યું હતું તે પ્રતિજ્ઞા પૂર્ણ થતાં જ પુનઃ તે રોગાધીન થઈ પડી. કોઈ પણ પ્રકારની દવાથી, ચિકિત્સાથી તથા સેવા ચાકરીથી તેને આરામ થયો નહિ. મૃત્યુ ધીમે ધીમે પાસે આવી પહોંચ્યું છે એમ જાણતાં જ તેણે સ્વામીને કહ્યુંઃ—"પ્રભુ! હવે હું થોડા દિવસની મહેમાન છું. એક વખત મ્હારી

બ્હેન ચંદ્રિકાને મ્હારી પાસે લાવો એટલે પછી હું સુખેથી મરણને શરણ થાઉં. ચંદ્રિકાને જોયા સિવાય મ્હારો જીવ જશે નહિ."

જે દિવસે ચંદ્રિકા આવી પહોંચી તે દિવસે સ્હવારથી ઉમાની તબિયત વિશેષ બગડી હતી. સંધ્યા સમયે જ્યારે ઉમા નિદ્રાધીન થઇ ગઇ હતી ત્યારે દ્વાર પાસે ગાડી આવીને ઉભી રહી. ચંદ્રિકા શશિકાંતને સાથે લઇ જલદીથી ઉમાની રોગશય્યા પાસે ઉપસ્થિત થઈ. ઉમાની સ્થિતિ જોઇ ચંદ્રિકાના હૃદયને જે વેદના થઇ તેનું વર્ણન કરવાની શકિત આ ક્ષુદ્ર તેમજ નિર્જીવ લેખિનીમાં નથી. એક પ્રકારની વેદનાથી તેનું હૃદય વીંધાઇ જવા લાગ્યું. ઉમા આશ્ચર્ય પામી જાગી ઉઠી. ચંદ્રિકા નીચે બેસી જઇ ઉમાના હૃદયપર માથું મૂકી રૂદન કરતાં કહેવા લાગી:—"બ્હેન! ત્હારો શશી આવ્યો છે."

ઉમાએ શશિકાંતને પોતાની પાસે ખેંચી લઇ હાસ્ય કરી કહ્યું:—"ચંદ્રિકા! બ્હેન! ત્હારા સ્વામી પાછા મળી આવ્યા છે. હવે તેમની સાથે રહીને તેમની સેવા ચાકરી કરી તું સુખી થા. આ બ્હેનના! તને છેવટના પ્રણામ છે."

ચંદ્રિકાએ રૂદન કરતાં કરતાં કહ્યું:—"બ્હેન! ચાલ આપણે બન્ને મળી આપણા સંસારને સ્વર્ગ સમાન બનાવીએ."

ઉમાએ અસ્પષ્ટ સ્વરે કહ્યું:—"આજે મ્હને સુખની નિદ્રા લેવા દો. આજની રાત્રિ સુંદર છે. આજે હું સંપૂર્ણ આરામથી નિદ્રા મેળવી શકીશ."

આ સુંદર રાત્રે સ્મિત મુખે ઉમા સાસુના ખોળામાં નિદ્રાધીન થઇ; પરંતુ લખતાં લેખિની કંપી ઉઠે છે કે ફરીથી કદાપિ દેવી જેવી ઉમાએ જાગ્રત થઇ કોઇના તરફ પણ પ્રેમદર્શક દષ્ટિ કરી નહિ! હરિ! હરિ!!



# પ્રિયતમ!

## (૧)

પ્રિયતમા અને તરંગિણી વચ્ચે અપૂર્વ પ્રેમ હતો. એક બીજી અરસ્પરસમાં ઘણોજ પ્રેમ રાખતી તથા એક બીજીને હમ્મેશાં એક બીજીનાં દર્શન તથા વાતચિત કર્યા સિવાય ચાલતું નહોતું. આમ હોવા છતાં બન્નેનો સંબંધ કાંઇક વિચિત્ર હતો. તેમનો બન્નેનો વ્યવહાર સખીભાવને યોગ્ય નહોતો; પરંતુ પ્રણયી અને પ્રણયિનીને યોગ્ય હતો. તેમના અરસ્પરસના પત્રો તે પ્રેમપત્રો હતા તથા તેમનામાં માન, અભિમાન, પ્રેમ, સોહાગ એ સિવાય બીજું કાંઇ નહોતું. જો તે બન્ને એકઠી થતી તો કોઇ એકાંત સ્થળે જઇને બેસતી તથા જો ત્યાં બીજું કોઇ જઈ પહોંચતું તો બન્ને ચુપ થઇ જતી!

તરંગિણી ઘણી વખત પોતાના બન્ને હાથને પ્રિયતમાના ગળામાં નાંખી પોતાનું મ્હોં તેના મ્હોં પાસે લઇ જઇ પ્રશ્ન કરતીઃ—"પ્રિયતમ! સત્ય કહે કે તું કોનાપર વિશેષ પ્યાર કરે છે? મ્હારા ઉપર કે ત્હારા પતિ ઉપર?"

"ત્હારા ઉપર." પ્રિયતમા તરફથી ઉત્તર મળતો.

એક દિવસે પ્રિયતમાએ પોતાની સખી તરંગિણીને એમ કહ્યું હતું કે, "હું ત્હારા કરતાં મ્હારા પતિ ઉપર વિશેષ પ્રેમ રાખું છું." આ કારણથી તે દિવસે તરંગિણીએ કાંઇ પણ ખાધું પીધું નહોતું. પ્રિયતમાને તે દિવસે પોતાની સખીને મનાવતાં અતિશય કષ્ટ પડયું હતું. આથી કરીને પ્રિયતમાને તે સમયથી જ કપટ ભરેલું વર્તન ચલાવવું પડતું હતું.

જે સમયે તરંગિણી સત્તર વર્ષની ઉમ્મરની હતી તે સમયની આ વાત છે. તે પોતાના શરીર ઉપર હમ્મેશાં એક સફેદ કાળી કિનારીનું છાયલ પહેરતી હતી. તેના હાથમાં પણ બબ્બે સોનાની બંગડીઓ સિવાય બીજા અલંકારો રહેતા નહિ; તે બીચારીના ભાગ્યમાં કુંકુમનું સૌભાગ્ય નહોતું. પાઠક! તરંગિણી વિધવા હતી. આઠ વર્ષની ઉમ્મરે તેનો વિવાહ થયો હતો અને નવ વર્ષની ઉમ્મરે તે વિધવા થઇ હતી!

તરંગિણી જ્યારે પ્રથમ સાસરામાં આવી ત્યારે ત્યાં ફક્ત તેની સાસૂ અને વૃદ્ધ શ્વસુર જીવતાં હતાં. પ્રિયતમા તેમની પાડોશણ હતી.

પરંતુ તરંગિણીને પ્રથમ વખતે પ્રિયતમાના સખ્ય સ્નેહનું સૌભાગ્ય પ્રાપ્ત થયું નહોતું, કારણ તે પણ પોતાને સાસરે ગઇ હતી. પ્રિયતમા જ્યારે ફરીથી પોતાને ઘેર આવી ત્યારે તેને દેખતાં જ પોતાનું હૃદય તેણે તેને સોંપી દીધું. સ્વ. કલાપીનું કથન સત્ય જ છે કેઃ—

"ભલે પ્રીતિ પહેલાં પરિચય કદિ લેશ નવ હો;
ભલે પહેલી દૃષ્ટિ પ્રણય કરવાનો સમય હો."

વિધવા બાળિકાના હૃદયમાં જે કાંઇ પ્રેમ હતો તે સઘળો તેણે પોતાની સખીને અર્પણ કરી દીધો. તરંગિણી કોઇ સમયે પ્રિયતમાને 'પ્રિય' અગર તો કોઇ સમયે 'પ્રિયતમ' સંબોધનથી સંબોધતી હતી. કાગળ પત્ર વગેરેમાં પણ એ જ સંબોધન તે વાપરતી હતી. હમ્મેશાં સંધ્યા સમયે બન્ને સખીઓ એકત્ર થતી અને એક બીજી સાથે વાતચિત કર્યા કરતી હતી. આટલાથી પણ તરંગિણીના મનને સંતોષ થતો નહિ. તે પ્રિયતમાને અકેક પત્ર લખ્યા કરતી હતી.

તરંગિણી પોતાને સાસરે હતી તથા પ્રિયતમા પોતાના પિતાના ઘેર હતી; આથી કરીને પ્રિયતમા કાંઇક વિશેષ સ્વતંત્ર હતી.

તે જ્યારે તરંગિણીને ત્યાં જવા ઇચ્છતી ત્યારે જઇ શકતી. તરંગિણી પ્રિયતમાને ઘેર કોઇક જ સમયે જતી હતી કારણ કે તેનો સસરો તેમજ સાસુ તેને કોઇ સ્થળે જવા દેવાનું પસંદ કરતાં નહોતાં. પ્રિયતમાના મકાનથી તરંગિણીનું મકાન કાંઇક મ્હોટું તેમજ નિર્જન હતું. એ મકાનમાં બન્ને સખીઓને એક બીજી સાથે વાતચિત તથા ઠઠ્ઠા મશ્કરી કરવાનો અવસર વિશેષ પ્રાપ્ત થતો હતો.

તરંગિણીનો પ્રેમ દિવસે દિવસે વૃદ્ધિંગત થતો ચાલ્યો. પ્રેમાધીન થઇ તે પ્રિયતમા ઉપર વારંવાર ઘણો જ અત્યાચાર કરતી હતી. પ્રિયતમા એ અન્યાચારને ખુશીથી સહન કરી લેતી તથા પોતાના મનમાં વિચારતી કે, "મ્હારે તો પ્રેમ કરવાને માટે પતિ છે; પરંતુ અરેરે! તરંગિણીનું પાત્ર કોણ છે? તે કોની સાથે પ્યાર કરે? કોના ઉપર અત્યાચાર કરે?" આથી કરીને વારંવાર પોતાની ઇચ્છા ન હોય તો પણ તે તરંગિણીના ઉપર સ્નેહ કરતી હતી તથા પોતાના પ્રેમનું દાન દેતી હતી.

પ્રિયતમા જ્યારે પોતાને સાસરે હતી ત્યારે તેણે એક નાટક જોયું હતું. આથી કરીને નાટકની અંદર જેમ નાયકા નાયિકાની સાથે હાવ ભાવ કરે તે પ્રમાણે તે તરંગિણીના ગળામાં પોતાના બન્ને હાથ નાંખી તેને પોતાની છાતી પાસે ખેંચી લાવવાનો યત્ન કરતી અને જો તેમ કરવા જતાં તરંગિણી રીસાઇ દૂર ખસી જવાનો પ્રયત્ન કરતી તો પ્રિયતમા લલકારતી કેઃ—

"રે રીસાઇ ન જાઓ રસીલાં રંગીલાં ઘેલાં ન થાઓ,
મદ મૂકીને માની જરા મનાઓ રે."

પ્રિયતમાનો તરંગિણી સાથે પ્યાર કરવાથી જ છુટકારો થતો નહોતો. તરંગિણી જેમ વાત વાતમાં રીસાઇ જતી હતી તેમ તેને

પણ રીસાવું પડતું હતું. જો કોઇ સમયે તે એ પ્રમાણે ન કરતી તો તરંગિણી અભિમાનથી મ્હોં ચ્હડાવી બોલતી હતી કે "શું તું આ ગરીબ સખી ઉપર આવો જ પ્રેમ રાખે છે કે?! અરેરે! હવે ત્હારા સિવાય આ સકળ સંસારમાં કોણ મ્હારું સ્નેહી છે? જો કે પ્રિયતમાને એ પ્રમાણે રીસાઇ જવું યોગ્ય લાગતું નહોતું, તો પણ તરંગિણીને રાજી રાખવા માટે તેને તેની ઇચ્છા પ્રમાણે વર્તવું જ પડતું હતું.

આ પ્રમાણે ધીમે ધીમે પ્રિયતમાને પણ રીસાઇ જવાની ટેવ પડી ગઇ.

(૨)

સંધ્યાકાળ થવાને થોડો વિલંબ હતો એવામાં તરંગિણી એકલી ઓરડામાં બેઠી બેઠી લલકાર્યા કરતી હતી કેઃ—

"વ્હાલા! પધારો મ્હારે મંદિરે રે લોલ!
મંદિરે પવિત્ર વસે પ્રેમ જો;
વ્હાલા! પધારો મ્હારે મંદિરે રે લોલ."

તરંગિણીનો કંઠ ઘણો જ મધુર અને આકર્ષક હતો. આજે પ્રાતઃકાળે જ્યારે પ્રિયતમા તરંગિણીને મળવાને આવી ત્યારે તરંગિણી ક્રોધને લીધે કાંઇ બોલી નહિ. તરંગિણીના આવા વ્યવહારથી પ્રિયતમાનાં નેત્રોમાં આંસુ ભરાઇ આવ્યાં; તે પણ મ્હોં ચ્હડાવી તરંગિણી પાસેથી ચાલી ગઇ.

હમ્મેશાં તો તેઓ બન્ને એકત્ર થઇ ઘણા સમય સુધી બેસી રહી એક બીજી સાથે વાતચિત કર્યા કરતી તથા નિર્દોષ ગમ્મત પણ કરતી; પરંતુ આજે આખો દિવસ તરંગિણીએ પ્રિયતમાની રાહ જોયા કરી પરંતુ તે તેને એક પણ વખત જોઇ શકી નહિ. છેવટે તે તદ્દન નિરાશ થઇ ગઇ. સંધ્યા થવાને વિશેષ વિલંબ ન હતો. તરંગિણી વિચારવા લાગી કેઃ—"શું હું પ્રિયતમાને પત્ર લખું?" પોતાના પત્રનો

પ્રત્યુત્તર નહિ મળવાથી જ્યારે પ્રિયતમાં તરંગિણીને મળવા આવી ત્યારે તરંગિણી તેની સાથે બોલી નહોતી. હવે તેને પોતાના એ આચરણ માટે પસ્તાવો થવા લાગ્યો. ફરીથી તેણે વિચાર્યું:—"હા, એ સત્ય છે કે પ્રિયતમાના પતિ આવ્યા છે; પણ તેથી શું? પતિનું આગમન થવાથી તે મ્હારા પત્રનો ઉત્તર પણ ન આપે?! આખો દિવસ મ્હેં તેની રાહ જોયા કરી છતાં તે નિયમ પ્રમાણે કેમ આવી નહિ? વળી મ્હેં ક્રોધ કર્યો એમાં દોષ કોનો છે? દોષ તો પ્રિયતમાનો જ છે. તેના પતિએ તેને પકડી રાખી હતી કે? ઉત્તર લખવા જતાં તેના પતિ તેની કલમ લઇ લેત કે?"

ધીમે ધીમે રાત્રિનું આગમન થવા લાગ્યું. એક નોકર આવી ટેબલ ઉપર પડેલું લૅમ્પ સળગાવી ગયો. તરંગિણીએ ટેબલ પાસે પડેલી ખુરસી ઉપર બેસી તેનું ખાનું ઉઘાડી પત્ર લખવાનું સાહિત્ય બ્હાર કાઢ્યું. એક સુંદર રંગીન કાગળ ઉપર તેણે પત્ર લખ્યો. તરંગિણીને લખતાં ઘણું સારું આવડતું હતું. વિધવા થયા પછી તે છ વર્ષ સુધી પોતાના ભાઇ પાસે રહી હતી. તેથી એ સમય દરમ્યાન તેના ભાઇએ તેને સારું શિક્ષણ આપ્યું હતું. તેના ભાઇએ એવો વિચાર કર્યો હતો કે, જો તરંગિણી વિદ્યાની વ્યસની બનશે તો તે પોતાનું વૈધવ્ય દુઃખ કાંઇક અંશે ભૂલી જશે!

પત્રને લખી કાઢી તેણે તે એક કવરમાં બીડ્યો. શિરનામું લખતાં પહેલાં પુનઃ તેણે વિચાર કર્યો:—"આ પત્રને મોકલું કે નહિ? જો પત્ર મોકલીશ તો તે મ્હને 'કેવી છેવટે ઠેકાણે આવી!' કહી ખીજવશે તો નહિ?"

બરાબર આ સમયે તરંગિણીનું માથું ભમવા લાગ્યું. તેને બાલ્યાવસ્થાથી જ હિસ્ટિરિયાનો રોગ થયો હતો તથા કોઇ સમયે

તે એ રોગના હુમલાથી સર્વથા બેશુદ્ધ બની જતી હતી. આજે પણ ધીમે ધીમે તેની તેવી જ દશા થવા લાગી. આ રોગ ચિંતા કરવાથી અથવા સાંસારિક દુઃખની વિશેષતાથી થાય છે. આજે તરંગિણી આખો દિવસ ચિંતાતુર રહેલી હોવાથી જ તેના ઉપર એ રોગે હુમલો કરવા માંડયો. ડૉક્ટરની સલાહ હતી કે, " જ્યારે એમ માલૂમ પડે કે હવે અલ્પ કાળમાં જ એ રોગ હુમલો કરનાર છે ત્યારે ઠંડા પાણીથી હાથ ધોઇ નાંખી થોડું ઠંડું પાણી પી જવું. આમ કરવાથી એ રોગનું જોર કાંઇક નરમ થઇ જશે."

તરંગિણીના દિવાનખાનામાં એક ખુણાની અંદર ઠંડા પાણીથી ભરેલો એક ઘડો પડયો હતો. તેણે ઉઠી એ ઘડામાંથી પાણી લઇ હાથ પગ ધોઇ થોડું પાણી પી લીધું અને ફરીથી તે ખુરસી ઉપર આવીને બેઠી. આમ છતાં તે રોગના આવેગને રોકી શકી નહિ. ખુરસી ઉપર બેઠે બેઠે જ તે બેહોશ બની ગઇ અને હાથ પગ પછાડવા લાગી પછી થોડા સમયમાં જ તે ખુરસી સાથે જમીન ઉપર ઢળી પડી.

તરંગિણીની આ બીમારીના કારણથી ઘરનાં સર્વ માણસો હમેશાં સાવધાન રહેતાં હતાં. તરંગિણીના દિવાનખાનાની પાસે જ એક દાસીનો ઓરડો આવેલો હતો. એ દાસી ખુરસીનો ભાર સાથે જમીન ઉપર પડયાનો અવાજ સાંભળતાં જ ત્યાં આગળ સત્વળી દોડી આવી તથા તરંગિણીની હાલત જોઇ તેણે એ સમાચાર ઘરમાં જઇ તેની કાકી સાસૂને જણાવ્યા.

આ પ્રકારને આગલે દિવસે તરંગિણીની કાકી સાસુ પોતાના પુત્ર સુધીરકુમારને લઈ આવી હતી.

તરંગિણીની સાસુ પોતાની માતાને સાથે લઈ મહોલ્લાની સ્ત્રીઓને નિમંત્રણ કરવાને ગઇ હતી. ઘરમાં ફક્ત નવી કાકી સાસૂ જ હતી. તે

ઝડપથી તરંગિણી પાસે આવી પહોંચી. તેની એક બ્હેનને પણ આ રોગ હતો આથી કરીને આ રોગને દૂર કરવાના નિયમ વગેરેની તેને ખબર હતી. દાસીની સહાયતાથી તેણે તરંગિણીને પલંગ ઉપર સુવાડી તેને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરવા માંડયો. એવામાં એકાએક તેની નજર પેલા રંગીન કવર ઉપર પડી. એક હાથે તરંગિણીને પવન નાંખતાં નાંખતાં બીજે હાથ લાંબો કરી તેણે એ પત્રને ઉંચકી લીધો. પત્ર લઇ કવરમાંથી રંગીન નોટપેપર બ્હાર કાઢી બત્તીની મદદથી તે એ પત્રને વાંચવા લાગીઃ—

"પ્રિયતમ !"

આટલું વાંચતા જ તેનું માથું ભમી ગયું. તેનો શ્વાસ ઉતાવળથી ચાલવા લાગ્યો. તેના મુખમંડળ ઉપર આશ્ચર્ય સાથે ચિંતાની છાયા છવાઇ ગઇ. તેણે પોતાની પાસે ઉભેલી દાસીને કહ્યુંઃ-"તું પવન નાંખ; હું હમણાં જ આવું છું." આમ કહી તે પંખાને ફેંકી દેઇ ત્યાંથી શંકિત ચિત્તે બ્હાર ચાલી ગઇ.

તેનો પતિ હૃદયનાથ મીરતની અંદર એક મ્હોટો પ્રખ્યાત ડૉકટર હતો. તેની આવક પણ સારી હતી. તે ઘણો જ ધાર્મિક પુરુષ હતો; આમ હોવા છતાં તે કાંઇક અંશે જુના વિચારનો હતો. તે સ્ત્રી કેળવણીની વિરુદ્ધ હતો. તેની પરલોકવાસિની પત્નીના પુત્રનું નામ સુધીરકુમાર હતું. હૃદયનાથને નવી પત્નીથી એક પણ સંતાનની પ્રાપ્તિ થઇ નહોતી તથા સંતાન થવાની આશા પણ રહી નહોતી કારણ કે એની નવવધુની અવસ્થા ચાળીસ વર્ષ ઉપરાંતની થઇ ગઇ હતી.

હૃદયનાથ એકલો પોતાના દિવાનખાનામાં બેઠો બેઠો કાંઇ લખતો હતો. એકાએક પત્નીને પોતાની પાસે આવેલી જોઈ તેને આશ્ચર્ય લાગ્યું. તેની સ્ત્રીએ તેની પાસે જઇ પોતાના હાથમાંનો પત્ર પતિના

હાથમાં આપી કહ્યું:-" આ પત્ર વાંચી જુઓ."

હૃદયનાથે ચસમાંથી ઢંકાયલી આંખોને પત્ની તરફ ફેરવી પ્રશ્ન કર્યો:-" કેમ શું છે ?"

" વાંચી જુઓને એટલે માલૂમ પડશે."

" કોણે લખ્યો છે ?"

" કોણે લખ્યો છે તેનું શું કામ છે ? તમે તમારે એક વખત વાંચી જુઓને !"

હૃદયનાથ પોતાના હાથમાંના પત્રને મ્હોટેથી વાંચવા લાગ્યો:-

" પ્રિયતમ !

તમે કેવા નિર્દય છો ? શું આવો જ તમારો પ્રેમ છે કે ? જો હું ક્રોધ કરું તો શું તમે મ્હને નહિ મનાવી લ્યો ? મ્હારો આવી જ રીતે ત્યાગ કરીને ચાલ્યા જશો ? કાલે પ્રભાતકાળે મ્હેં જે પત્ર તમને લખ્યો હતો તેનો ઉત્તર તમે શા માટે ન આપ્યો ? તમારા તરફથી ઉત્તર ન મળ્યો તેથી જ તમે જ્યારે મ્હને મળવા આવ્યા હતા ત્યારે મ્હેં ક્રોધને લીધે તમારી સાથે કાંઇ વાતચિત કરી નહોતી. તેથી તમે પણ રીસાઇ મ્હને ન મનાવતાં ચાલ્યા ગયા. તમારી એવી વર્તણુંકથી મ્હારા મનને કેટલું બધું કષ્ટ થયું હશે તે તમે ક્યાંથી સમજી શકો ? તમારા રીસાઇને ચાલ્યા જવાથી હું આખો દિવસ આહાર નિદ્રાનો ત્યાગ કરી તમારી રાહ જોઇને બેસી રહી; પરંતુ એક વખતને માટે પણ તમારું મુખદર્શન કરી શકી નહિ. છેવટે નિરુપાયે હું અનુતપ્ત થઇ તમને આ પત્ર લખવા બેઠી છું. મ્હારી હૃદયવેદના તમે નહિ સમજો તો બીજું કોણ સમજશે ? પ્રિયતમ ! શું આ પ્રાણપ્યારીનો ત્યાગ કરવા જેટલું કઠિન હૃદય તમે કરી શકશો ?

લિ૦ તમારી પ્રણયપ્રતિમા તરંગિણી."

પત્રને વાંચી રહ્યા પછી હૃદયનાથે પત્નીને પુનઃ પ્રશ્ન કર્યો– “ આ પત્ર કોણે લખ્યો છે ? ”

“ બીજું કોણ લખે ? તમારી ભત્રિજાવહૂએ લખેલો છે. ”

“ શું મ્હારી ભત્રિજાવહૂએ લખ્યો છે ?! ”

“ હા. તમારી ભત્રિજાવહૂનું આ કામ છે. છેવટે પાપિણીએ પાપકર્મ કરી કુટુંબને કલંક લગાડ્યું ! હું પ્રથમથી જ જાણતી હતી કે, જેના ઉપર વૈધવ્ય જેવું ભયંકર દુઃખ હમ્મેશાંને માટે આવી પડ્યું છે તેણે કાળી કિનારી વાળું છાયલ પહેરવું, અલંકારો પહેરવા તથા પાન ચાવવાં......”

હૃદયનાથે પોતાની પત્નીના વાક્પ્રવાહને અટકાવીને કહ્યું:– “ શું તું બરાબર જાણે છે કે આ એના જ હાથનો પત્ર છે ? ”

“ તમારી વાત સાંભળી મ્હારા શરીરમાં આગ સળગી ઉઠે છે. શું હું કાંઇ આંધળી છું કે એના અક્ષર પણ ન ઓળખું ? હરિ હરિ ! હવે શું થશે ?! ”

“ થવાનું શું હતું ? એ કલંકિનીને આ ઘરમાંથી બ્હાર કાઢી મૂકો–કાશી મોકલી દો. ”

“ પછી દુનિયા શું કહેશે ? આપણે કોના મ્હોં ઉપર હાથ મૂકવા જઇશું ? ” હૃદયનાથે પોતાના હાથમાંનો પત્ર પત્નીના હાથમાં આપ્યો તથા થોડા સમય સુધી સ્વગત કાંઇ સુધી વિચાર કરી તેણે કહ્યું:–“ ત્હારી ધારણામાં કદાચ ભૂલ હશે ! તું કહે છે એમ બનવું સર્વથા અસંભવિત છે. ”

“ હાસ્તો; તમારા જેવા ભલા પુરુષો સ્વછંદી સ્ત્રીઓને સતી સીતા જેવી પવિત્ર સમજે છે. ”

પત્નીના શબ્દો સાંભળી હૃદયનાથના બન્ને ઓષ્ઠ ઉપર એક

વખત સ્મિત હાસ્ય સ્ફુરી પાછું દૂર થયું. તેણે કહ્યું:–" મ્હારી એવી સંપૂર્ણ ખાત્રી થતી નથી કે, તરંગિણી પાપસાગરમાં ડૂબી છે. કદાચ જો હું ત્હારું કહેવું સત્ય તરીકે સ્વીકારું તો પણ એટલું તો સર્વથા સત્ય જ છે કે હજી સુધી તે ધર્મચ્યુત–ભ્રષ્ટ નથી થઇ–થવાનો ઉપક્રમ થયો છે."

"હા ઉપક્રમ થયો છે! તમે એમ જ ધારો છો કે ફકત પત્ર-વ્યવહાર જ ચાલી રહ્યો છે?"

"હા, હું તો એમ જ ધારું છું."

"જેવી તમારી બુદ્ધિ છે તેવી જ તમે વાત કરો છો. પત્રમાંથી બધી બિના માલૂમ પડી આવે છે. તમે વાંચ્યું શું મ્હારું કપાળ?"

"કેમ, પત્રમાંથી શી બિના માલૂમ પડી આવે છે?"

"જુઓ, પત્રમાં એમ લખેલું છે કે, 'તમે જ્યારે મ્હને મળવા આવ્યા હતા ત્યારે ક્રોધને લીધે મ્હેં તમારી સાથે કાંઇ વાત-ચિત કરી નહિ.' આ વાકય શું એમ સૂચવે છે કે એકલો પત્ર-વ્યવહાર જ ચાલી રહ્યો છે? એક બીજાંની મુલાકાત પણ થઇ છે; અર્થાત્ થવાનું સઘળું થઇ ચુકયું છે!"

બરાબર આ જ સમયે હાંફતી હાંફતી દાસી ત્યાં આગળ આવી પહોંચી તથા તેણે કહ્યું:–" ન્હાની બા, ચાલો–ચાલો; તરંગિણી બ્હેનની તબિયત ઘણી જ બગડતી હોય એમ જણાય છે!"

તે તરત જ દાસીની સાથે સાથે ગઇ. હૃદયનાથ પોતાના દિવા-નખાનામાં બેઠો બેઠો અનેક પ્રકારના વિચાર કરવા લાગ્યો. તેની પ્રકૃતિ કાંઇક ઠંડી હતી. તેના મનની વૃત્તિ ત્વરાથી ઉત્તેજિત થતી નહિ. કોઇ પણ વિષયપર તેનો એકાએક વિશ્વાસ બેસતો નહિ. આમ છતાં પણ જો કોઇ વિષયનો એને વિશ્વાસ બેસતો અથવા એક વખત

કોઇ વાતને સત્ય તરીકે તે માની લેતો તો પછી તેના મનમાંથી એ વાત દૂર થતી નહિ. તે બેઠો બેઠો ઉપરોક્ત વિષયના જ વિચારો કરવા લાગ્યો. તેણે વિચાર્યું–"જે જન્મથી જ વિધવા છે તેનાથી સાંસારિક વિલાસનો મોહ દૂર કરી પોતાના બ્રહ્મચર્યની રક્ષા કરવાનું સહેલાઇથી બની શકતું નથી. એટલું જ નહિ પરંતુ તરંગિણીનીને લખતાં વાંચતાં આવડે છે. સ્ત્રીશિક્ષણની વિરુદ્ધમાં જે જે વિચારો ઉત્પન્ન થાય તેમાં એક એવો પણ તર્ક ઉપસ્થિત થાય છે કે સ્ત્રી-જાતિ પત્ર લખતી થાય છે એટલે તે ખોટા હવસમાં ફસાઇ સ્ત્રી-સમાજને અપવિત્ર કરે છે." હૃદયનાથે પોતાના વિચારનું પરિણામ પોતાની નજર આગળ જોયું હોય એમ તેને લાગ્યું. સ્ત્રીશિક્ષણના વિરોધને લીધે હૃદયનાથનું હૃદય તરંગિણી તરફ શંકાશીલ નજરથી જોવા લાગ્યું. વિશેષમાં તેણે વિચાર્યું:–"આ વાત ભાઇને કહેવી કે નહિ? જો મ્હોટા ભાઇને આ વાત કહેવામાં ન આવે તો આ પ્રકારને અટકાવી શકાય પણ નહિ. હવે કોઇ પણ રીતે તરંગિણીને અત્રે રાખવી વ્યાજબી નથી. હજી સુધી આ પ્રકાર સંબંધી કાંઇ હકીકત લોકોમાં ફેલાવો પામી નથી; પરંતુ જો આ પ્રમાણે હવે થોડો વખત પણ બન્યા કરે તો આવી વાત ભાગ્યે જ ગુપ્ત રહી શકે અને જો એમ બને તો દુનિયામાં મ્હોં બતાવવું કઠિન થઇ પડે. બાળબચ્ચાં-ઓનો વિવાહ કરવામાં પણ સંકટ ઉપસ્થિત થાય. વળી એને જો બીજે કોઇ સ્થળે મોકલીએ તો તેથી પણ શું સાર્થક થશે? તે જ્યાં જશે ત્યાં આવું જ કરશે!"

રાત્રે આઠ વાગ્યે તરંગિણીની સાસુ પોતાની માતા સાથે ઘેર આવી. તરંગિણીને તે પોતાના પ્રાણ કરતાં પણ વિશેષ વ્હાલી હતી. તેની બેભાન અવસ્થાના સમાચાર જાણવામાં આવતાં જ તે ઉતાવળી

ઉતાવળી તરંગિણી પાસે જઇ પહોંચી. તરંગિણી અદ્યાપિ બેહોશ જ હતી. દાસી તથા ન્હાની વહૂ તેની સેવા ચાકરી કરતાં હતાં.

"આવું તો કદાપિ થયું નથી. આટલા બધા સમય સુધી કદાપિ મુર્છા રહેતી નથી. આ શું સત્યાનાશ વળી ગયું? ક્યારની મુર્છા આવી છે? મુર્છા આવ્યા પછી શા શા ઉપાયો કરવામાં આવ્યા છે?" આવા અનેક પ્રકારના પ્રશ્નો તરંગિણીની સાસુના મુખમાંથી એકાએક બ્હાર નીકળ્યા. એ સર્વ પ્રશ્નોના ઉત્તર સાંભળી એક ગાઢ નિઃશ્વાસ મૂકી તેણે કહ્યું:–"ઘણું ખરાબ થયું છે." આમ કહી તે ન્હાની વહૂને ઘણો ઠપકો આપી કહેવા લાગી:—

"આટલા બધા સમય સુધી તરંગિણીને આવી સ્થિતિમાં એકલી દાસીના જોખમ ઉપર મૂકીને જવું એ વ્યાજબી નથી."

થોડા સમય પછી તરંગિણીના સસરા પણ આવી પહોંચ્યા તથા તેઓ બધી હકીકત સાંભળી બોલ્યા:–"હૃદયનાથ! તમે અત્યાર સુધી અહીં બેઠા બેઠા શું કરો છો? જાઓ–જાઓ જલ્દી જાઓ. બાજી હાથથી બગડતી હોય એમ જણાય છે."

હૃદયનાથ પોતાની મરજી નહિ હોવા છતાં તરંગિણીના ઓરડામાં ગયો તથા થોડા સમય સુધી તપાસ કરી નિરક્તિસૂચક સ્વરે તેણે કહ્યું:–"હૃદય ઉપર સખ્ત આઘાત થયો છે. ભાગ્યે જ જીવી શકશે!"

આખી રાત્રિ તરંગિણીની તપાસ તથા દવા દારુ કરવામાં પસાર થઇ ગઇ તો પણ કાંઇ આશાજનક ચિન્હો માલૂમ પડયાં નહિ.

( ૩ )

પ્રિયતમના પતિનું નામ અનંગમોહન હતું. તે એક કૉલેજમાં અભ્યાસ કરતો હતો. ગ્રીષ્મકાળાની રજાઓને લીધે ગઇ કાલે પ્રાતઃકાળનો તે પોતાને સાસરે આવી પહોંચ્યો હતો, તરંગિણી પ્રિયતમાની

સાહેલી છે એ સમાચાર તે પોતાની પત્નીના પત્રદ્વારા પ્રથમથી જ જાણી ચુકયો હતો, આથી કરીને તરંગિણીનું દર્શન કરવાને માટે અને તેના સંબંધીની સઘળી હકીકત સાંભળવાને માટે ઉત્સુક હતો. ઘણા દિવસે પતિ પત્નીનો સમાગમ થવાથી એ નવીન પ્રણયીઓના અરસપરસના પ્રેમાલાપે બન્નેના મન ઉપર એટલો બધો અધિકાર બેસાડયો હતો કે અનંગમોહન તરંગિણીની વાત પૂછવી ભૂલી ગયો. બીજે દિવસે રાત્રે દશ વાગ્યે પ્રિયતમા પોતાના પ્રાણાધિક પતિની પાસે ગઇ.

થોડા સમય સૂધી પ્રણયવિનોદ થયા પછી અનંગે કહ્યું:–" ત્હારી વ્હાલી સખી તરંગિણીના પત્રો તો બતાવ ! "

પ્રિયતમાએ સ્મિત કરી કહ્યું:–" હું તમને એ પત્રો કેવી રીતે બતાવી શકું ? તરંગિણીએ કોઇને પણ તે બતાવવાની મ્હને રજા આપી નથી. "

અનંગે પ્રશ્ન કર્યો:—" ત્યારે શું મ્હારી ગણના પણ ' કોઇ ' માં જ થાય છે કે ? એ પત્રો ત્હારે મ્હને બતાવવાજ પડશે. "

" ત્યારે તે માટે મ્હને પ્રથમ તરંગિણીની રજા લેવા દેજો. "

" અને તે કદાચ રજા ન આપે તો ? "

" ન આપે તો પછી કેવી રીતે બતાવું ? "

આ વાકયથી અનંગ દિલગીર થયો. તેણે કહ્યું:—" ભલે ન બતાવીશ. હું ત્હારો કોઇ નથી. એ જ ત્હારું સર્વસ્વ છે. "

પ્રિયતમાએ પતિને કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ. તે ચુપકીદીથી બેસી રહી.

બીજે દિવસે તેણે તરંગિણી પાસે જઇ સઘળી વાત કહી સંભળાવી. તરંગિણીએ પ્રિયતમાનો હાથ પકડીને કહ્યું:—" નહિ–નહિ,

હું ત્હારે પગે પડું છું. તું મ્હારા પત્ર એમને બતાવીશ નહિ."

એજ રાત્રે અનંગમોહને પોતાની પ્રિયતમાને પૂછ્યું:—"કેમ રાણી સરકાર! શું થયું? હુકમ મળ્યો?"

પ્રિયતમાએ ગંભીર ભાવથી ઉત્તર આપ્યો:—"ના, એ તો કોઇ પણ પ્રકારે રજા આપતી નથી."

પત્નીનો ઉત્તર સાંભળી અનંગમોહનને ઘણું ખોટું લાગ્યું. વાંચક! આ સ્થળે એક વાત લખતાં અમને ઘણી શર્મ આવે છે; પરંતુ લખ્યા સિવાય રહેવાતું નથી કે અમારો અનંગ પણ આજકાલની સ્ત્રીઓના સ્વભાવ પ્રમાણે રૂદન કરવા લાગ્યો.

છેવટે બીજો કોઈ ઉપાય નહિ સુઝવાથી પ્રિયતમાએ તરંગિણી-ના સઘળા પત્રો જે બંડલમાં બાંધ્યા હતા તે બંડલ બ્હાર કાઢ્યું તથા તે પોતાના પતિના હાથમાં આપતાં તેણે કહ્યું:—

"લ્યો-લ્યો, આ બધા પત્રો. રૂદન કરવાનું કાંઇ પ્રયોજન?"

અનંગે પોતાના પગથી એ પત્રોના બંડલને લાત મારી દૂર ફેંકી દીધું અને રોષપૂર્ણ સ્વરે કહ્યું:—"મ્હારે કાંઇ જોવું નથી!"

પોતાનું અપમાન થવાથી પ્રિયતમાના મનને પણ માઠું લાગ્યું તથા તે પાસે જ જમીન ઉપર બેસી જઇ મ્હોં ઉપર વસ્ત્રનો પાલવ દબાવી રૂદન કરવા લાગી.

થોડા સમય સુધી પ્રિયતમાને આવી સ્થિતિમાં જોઇને અનંગ-મોહનનો ક્રોધ શાન્ત થયો તથા તેણે પત્નીની પાસે જઇ તેના ગળામાં પોતાના બન્ને હાથ નાંખી પ્રેમદર્શક સ્વરે કહ્યું:—"પ્રિયતમા! બહુ થયું; હવે રૂદન કરીશ નહિ."

"આ શબ્દો સાંભળી પ્રિયતમા વિશેષ રૂદન કરવા લાગી.

અનંગમોહને પ્રિયતમાને અનેક પ્રકારે સમજાવીને શાન્ત કરી તથા દૂર પડેલા પત્રોના બંડલને તેણે ઉપાડી લીધું. પ્રથમ પત્રના કવર ઉપરનું શિરનામું જોઇ તે બોલી ઉઠયો:–"તરંગિણીના હાથના અક્ષરો તો ઘણા જ મરોડદાર તથા સુંદર છે !"

"અરે ! પુરુષો કરતાં પણ મ્હારી તરંગિણી ઉત્તમ અક્ષરો લખી શકે છે."

"ઠીક ત્યારે; આ બંડલમાંથી તું જાતે જ મ્હને બે ચાર વાંચવા યોગ્ય પત્રો કાઢી આપ."

પ્રિયતમાએ એક પત્ર કાઢી આપી કહ્યું:—"આ પત્ર વાંચો."

જ્યાં સૂધી અનંગમોહને એ પત્ર વાંચ્યો ત્યાં સૂધીમાં તો તરંગિણીએ બીજા કેટલાક પત્રો કાઢીને પતિના હાથમાં આપ્યા.

એક પછી એક એમ ઘણા ખરા પત્રો વાંચી જોયા પછી અનંગમોહનનું મન સહજ ઉદાસ થઇ ગયું.

પ્રિયતમાએ પ્રશ્ન કર્યો:—"તમે શું વિચારો છો ?

અનંગે ઉત્તર આપ્યો:—"જો, ત્હારે હવે ત્હારી સખી સાથેના સ્નેહનો ત્યાગ કરવો પડશે."

"કારણ ?"

"કારણ એ જ છે કે, જો હું ખરી વાત જાણતો ન હોત તો હું એમ જ ધારત કે આ સઘળા યુવક યુવતી વચ્ચેના પ્રેમપત્રો છે !"

"ત્યારે શું બે સખીઓ અરસપરસ પ્રેમ કરે એ પણ અપરાધ છે કે ?"

"અપરાધ છે કે નહિ, એ વિચારવાની કાંઇ જરૂર નથી. પ્રશ્ન એટલો જ છે કે મ્હારા સિવાય તું બીજા કોઇના ઉપર પ્રેમ કરી શકીશ નહિ. કેમ કે જો તું આટલો બધો પ્રેમ ત્હારી સખીને અર્પણ કરે

તો મ્હને ત્હારા તરફથી જેટલો પ્રેમ પ્રાપ્ત થવાની આશા છે તેટલો પ્રેમ હું પ્રાપ્ત કરી શકું નહિ!"

પ્રિયતમાએ સ્મિત હાસ્ય કરી કહ્યું:—"તમે દીવાના બની ગયા છો કે શું?!"

"હસવાની વાત નથી. આ પત્રો વાંચી જોતાં મ્હારા મનમાં ઘણી લાગણી થઇ છે. સખીઓ અરસ્પરસ આવા પ્રકારના પ્રેમપત્રો લખતી હશે એવો મ્હને સ્વપ્નમાં પણ વિચાર આવ્યો નહોતો."

"તરંગિણી તો મ્હને હમ્મેશાં પત્ર લખે છે; તેને ઉત્તર નહિ મળે તો એ નારાજ થશે."

"નારાજ થાય તો થવા દે."

"અરે! તેની રીસ તેમજ અભિમાનની હું શી વાત કહું? નહિ જેવી વાતમાં પણ તે રીસાઇ જાય છે. ગઇ કાલે જ તેણે મ્હારા ઉપર એક પત્ર લખ્યો હતો. પ્રસંગ નહિ મળવાથી હું તેનો ઉત્તર આપી શકી નહિ તેથી કરીને તે રીસાઇ ગઇ તથા તે અગાશીમાં પણ હમ્મેશાંના નિયમ પ્રમાણે મ્હને મળી નહિ. આજે પ્રાતઃકાળે હું જ્યારે તેને ત્યાં ગઇ ત્યારે તે મ્હારી સાથે બોલી સુદ્ધાં નહિ. મ્હેં કહ્યું:—"બ્હેન! ગુસ્સે કેમ ભરાય છે? વખત નહિ મળવાને લીધે ત્હારા પત્રનો ઉત્તર આપી શકી નહોતી." મ્હારા આ શબ્દો સાંભળી તે રોષદર્શક સ્વરે બોલી:—"હા-હા, હું સઘળું જાણું છું-ત્હારા પતિ આવ્યા છે-એથી તને વખત નથી મળતો! અમે તો વિધવા રહ્યાં; અમને હમ્મેશાં વખત મળ્યા કરે છે!"

"આ વચનોથી મ્હને પણ ખોટું લાગ્યું તેથી તત્કાળ હું ત્યાંથી ચાલી આવી. વળી હું આજે આખા દિવસમાં એક પણ વખત અગાશીમાં ગઇ નથી—મ્હારે શા માટે બદલો ન લેવો? મ્હને પણ તેની

માફક રોષ નહિ ભરાતો હોય કે ?"

પ્રભાત સમયે પતિપત્ની જાગ્રત થઇને વાર્તાલાપ કરતા હતાં એવામાં પ્રિયતમાની માતાએ શયનગૃહના દ્વાર આગળથી ઉચ્ચ સ્વરે કહ્યું:—" પ્રિયતમા ! "

પ્રિયતમા ઝડપથી ઉઠીને દ્વાર ઉઘાડી મ્હાર નીકળી એટલે માતાએ કહ્યું:-" જો મ્હારી એક વાત સાંભળ. "

માતાનો કંઠસ્વર સાંભળીને તથા તેની ચંચળતા જોઇને પ્રિયતમાને ભયની આશંકા થઇ આવી. તેણે ગભરાઇ જઇ પૂછ્યું:— " કેમ બા ! શું છે ? "

તેની માતાએ તેને છજામાં લઇ જઇ કહ્યું:—" તરંગિણી ઘણી જ બીમાર છે. તેને ત્યાં કામ કરતી દાસી તને બોલાવવા આવી છે ! "

પ્રિયતમાએ ગભરાઇ જઇ પ્રશ્ન કર્યો:—" શાની બીમારી છે ? દાસી ક્યાં છે ? "

" તે ઘરમાં બેઠી છે. તું તેની સાથે તરંગિણીને ત્યાં જા. " આમ કહી પ્રિયતમાની માતા તેને જ્યાં આગળ તરંગિણીની દાસી બેઠી હતી ત્યાં લઇ ગઇ. દાસીએ પ્રિયતમાને જોતાં જ ગદ્‌ગદ્‌કંઠે કહ્યું:- " બ્હેન ! જલ્દી ચાલો. તરંગિણી વહૂ બચશે કે કેમ તે કાંઇ કહી શકાતું નથી. તે તમને વારંવાર યાદ કર્યા કરે છે. ચાલો, જલ્દી ચાલો."

દાસીનાં વચનો સાંભળતાં જ પ્રિયતમાના હાથ પગ કંપવા લાગ્યા. માતાને કહી તે દાસીની સાથે તરંગિણીને ઘેર જવા ચાલી નીકળી.

તરંગિણીના ઘર આગળ જઇ પહોંચતાં જ અનેક મનુષ્યોનો રૂદનધ્વનિ તેણે સાંભળ્યો. દાસીએ પણ એકદમ રૂદન કરવા માંડ્યું તથા રૂદન કરતાં કરતાં તેણે કહ્યું:—" અરેરે ! હે ઇશ્વર ! છેવટે તું નિષ્ઠુર જ થયો કે ?! "

આમ કહી તે કપાળમાં હાથ પછાડી રડવા લાગી.

રૂદનધ્વનિ પ્રિયતમાને કાને પડતાં જ તેનું અંગ અત્યંત કંપી ઉઠયું, શિર ભમવા લાગ્યું. તે ઉભી રહી શકી નહિ. દાસીની ખાંધ ઉપર માથું મૂકી તે દ્વાર આગળથી જ રૂદન કરતી કરતી પોતાને ઘેર જતી રહી! તેની પ્રાણાધિકારિણી સખી તરંગિણી હમ્મેશાંને માટે તેને વિયોગના દુઃખમાં નાખી પરલોક પ્રયાણ કરી ચાલી ગઈ!

(૪)

ઉપરોક્ત પ્રકાર બની ગયા પછી એક મહિને પોતાના સકળ પરિવારને લઇ હૃદયનાથ મીરત ગયો. ઘેર ફક્ત તેની સાસૂ તથા વડિલ બંધુ રહી ગયાં.

જ્યેષ્ઠ માસ ચાલે છે મીરતમાં સખ્ત ગરમી પડે છે. સૂર્યનારાયણ રૂદ્રમૂર્ત્તિ ધારણ કરી પ્રચંડ અગ્નિ વર્ષાવી રહ્યા છે. દશ વાગતાંમાં તો રસ્તા ઉપર જનાર આવનાર મનુષ્યોની સંખ્યા ઘણી ઓછી થઇ જાય છે. બપોરના સમયે દુકાનો વગેરે બંધ થઇ જાય છે. એ સમયે રસ્તાઓ એવા તો નિર્જન જણાય છે કે તે તરફ નજર કરતાં સ્મશાનભૂમિનું ભીષણ ચિત્ર નેત્રો આગળ ઉપસ્થિત થાય છે. સરકારી કચેરીઓ પણ સ્હવારે જ ભરાય છે. આખો દિવસ આવી ભયંકર હાલતમાં વીત્યા પછી સુર્યાસ્ત થયા પછી પુનઃ પુરુષોનો અવર જવર રસ્તા ઉપર ચાલૂ થતો જણાય છે.

એક દિવસે બપોરના સમયે એક અંધારા ઓરડામાં સૂતેલો હૃદયનાથ નિદ્રાદેવીની આરાધના કરી રહ્યો હતો. મીરતના જ મકાનમાં તે રહેતો હતો. એ મકાનના સર્વ ઓરડાઓ કરતાં જે ઓરડામાં તે સૂતો હતો તેમાં વિશેષ ઠંડી હતી; આથી કરીને પરિવારનાં સર્વ માણસો બપોરના સમયે એજ ઓરડામાં વિશ્રાંતિ લેતાં હતાં.

એ ઓરડાના મુખ્ય દ્વાર ઉપર તથા બારીઓ ઉપર ખસખસની ટટ્ટીઓ તથા પર્દા રાખવામાં આવ્યા હતા.

ઓરડાની અંદર એક છોકરો બેઠો બેઠો પંખો ખેંચી રહ્યો હતો. થોડે દૂર ન્હાની વહૂ ( હૃદયનાથની પત્ની ) બાળકોને સુવાડતી હતી તથા મોટી વહૂ (હૃદયનાથની ભાભી) ગાદી ઉપર બેઠી બેઠી પોતાના દિયરની સાથે વાતચિત કરી રહી હતી. વાતચિત કરતાં કરતાં તરંગિણીની વાત નીકળી. તરંગિણીની વાત નીકળતાં જ મ્હોટી વહૂએ દુઃખિત ચિત્તે કહ્યું:-" અરેરે! એ બીચારી આપણને એકલાં મૂકી ચાલી ગઇ. "

હૃદયનાથે કહ્યું:—" તેને માટે ચિંતા કરવાનું કાંઇ કારણ ? જે થવાનું હતું તે થઇ ગયું. એ જીવતી રહી હોત તો પણ સંસારમાં આપણને સુખ નહોતું !"

મ્હોટી વહૂએ પ્રશ્ન કર્યો:—" કેમ દિયરજી, આમ કેમ બોલો છો ? "

" જુઓ ભાભી, ઘણા દિવસથી તમને એક વાત કહેવાની ઇચ્છા થયા કરે છે; પરંતુ આજ સુધી એ વાત હું કહી શક્યો નથી! તરંગિણીનું મરણ થયું એ સર્વ પ્રકારે સારું જ થયું છે. "

મ્હોટી વહૂએ જીજ્ઞાસાથી પૂછ્યું—" કહો તો ખરા કે શા હેતુથી તમે આમ બોલો છો ?"

થોડા સમય સુધી શાન્ત રહ્યા પછી હૃદયનાથે કહ્યું:—" શું કહું ? તેનું ચરિત્ર ભ્રષ્ટ થઇ ગયું હતું. "

આ વાક્ય સાંભળતાં જ મ્હોટી વહૂને ઘણું આશ્ચર્ય લાગ્યું. તેણે કહ્યું:—" આ તમે શું કહો છો ? ભાઇ ! આવું ન બોલો. તે સાધ્વી હતી. "

હૃદયનાથે એક ગાઢ નિશ્વાસ મૂકી કહ્યું:—મ્હોટી વહૂ? મ્હેં મ્હારી નજરે તેનો લખેલો પત્ર વાંચ્યો છે!"

"કેવો પત્ર?"

"તમારી પાસે હું શું કહું?"

"તેણે કોને પત્ર લખ્યો હતો?"

"એ તો હું નથી જાણતો. કોણે આપણા સર્વસ્વનો નાશ કર્યો છે તે તો ફક્ત ઇશ્વર જ જાણે છે. એ પત્ર હજી મ્હારી પાસે જ છે."

"ક્યાં છે? જોઉં!"

હૃદયનાથે ધીમેથી ઉઠીને પેટી ઉઘાડી તેમાંથી એક પત્ર બ્હાર કાઢ્યો. તેના હાથમાંનો પત્ર લઇ તેની ભાભી બારી પાસે ગઇ તથા ખસખસની ટટ્ટીને ઉંચી કરી તેણે એકાગ્રદષ્ટિથી એ પત્ર વાંચી જોયો. પછી તે પોતાના પૂર્વસ્થાને આવી અને પત્રને હૃદયનાથના હાથમાં મૂકતાં પ્રફુલ્લ વદને તેણે કહ્યું:—"કેમ આ જ પત્ર છે ને? જો આ જ હોય તો તમારી ધારણા સર્વથા અસત્ય છે; અર્થાત્ તમારો એક પ્રકારનો ભ્રમ માત્ર છે."

હૃદયનાથે ઘણા આશ્ચર્યથી પૂછ્યું:—"કેવી રીતે?"

મ્હોટી વહૂએ મૃદુસ્વરે કહ્યું:—"આ પત્ર તો તેણે પોતાની સખી પ્રિયતમા ઉપર લખ્યો હતો. તરંગિણી સાથે પ્રિયતમાનો ઘણો સ્નેહ હતો. હમ્મેશાં તેઓ બન્ને એક બીજીને પત્ર લખ્યા કરતી હતી. પ્રિયતમા જ્યારે પોતાને સાસરે જવાની હતી ત્યારે અમને મળવા આવી હતી. તે સમયે એ ઘણું જ રૂદન કરી ગઇ હતી. બન્નેના સ્નેહની તુલના થઇ શકે તેમ નહોતી."

આ હકીકત સાંભળતાં જ હૃદયનાથના વદનમંડળ ઉપર પસી-

નાનાં બિંદુઓ ઉપસી આવ્યાં. તેણે પ્રશ્ન કર્યો:—" તો પછી પત્ર ઉપર તરંગણીએ 'પ્રિયતમા' નહિ લખતાં 'પ્રિયતમ!' કેમ લખ્યું છે ?"

મ્હોટી વહૂએ ઉત્તર આપ્યો:—" તરંગિણી હમ્મેશાં પ્રિયતમાને 'પ્રિયતમ!' સંબોધનથી જ સંબોધતી હતી."

આ ઉત્તર સાંભળતાં હૃદયનાથનું મુખમંડળ ચિંતાતુર થઈ ગયું. તેના મુખ ઉપર વિષાદ ગાંભીર્યની છાયા છવાઇ ગઇ. થોડા સમય સુધી વિચાર કર્યા પછી તેનાથી બોલી જવાયું કે:—" અફસોસ, આ ભેદ હું પ્રથમ જાણતો નહોતો."

મ્હોટી વહૂએ હૃદયનાથને પૂછ્યું:—" અને જો કદાચ તમે આ ભેદ પ્રથમથી જાણતા હોત તો શું થાત ? શું તમે તેને બચાવી શકત ? શું આ કારણને લીધે તમે તેની બરાબર સંભાળ લીધી નહોતી ?"

હૃદયનાથે પોતાની ભાભીને કાંઇ ઉત્તર આપ્યો નહિ. મ્હોટી વહૂ વારંવાર પૂછ્યા કરતી હતી કે:—" શું તમે પ્રયત્ન કર્યો હોત તો એ બચી શકત ?"

હૃદયનાથે એક ગાઢ નિશ્વાસ મૂકી કહ્યું:—" ભાભી ! જેનું જીવન પૂર્ણ થયું હોય છે તેને કોણ બચાવી શકે છે ? પારબ્ધના લેખને કોણ મીથ્યા કરી શકે છે ?"

હૃદયનાથના આ ઉત્તરથી તેની ભાભીને સંતોષ ન થયો. હજી પણ કેટલીક વખતે તે કોઇ નિર્જન સ્થળે બેસી રહીને તરંગિણી સંબંધી અનેક વાતોનો વિષાદપૂર્ણ ચિત્તે વિચાર કર્યા કરે છે !



# પ્રેમનો જય.

(૧)

Heaven from all creatures hides the book of fate
All but the page prescribed, their present state!

*   *   *   *

One blindness to feature kindly given,
That each may till the circle marked by heaven.

અહા! કેવું દેવદુર્લભ સ્વરૂપ છે! બાર વર્ષનો એક બાળક આઠ વર્ષની એક સુકુમાર કિશોરીના સુંદર મુખ તરફ એકાગ્રદષ્ટિથી જોઇ રહી મનમાં ને મનમાં વિચારી રહ્યા છે કે:–"અહા! કેવું દેવદુર્લભ સ્વરૂપ છે? કેટલું બધું લાવણ્ય છે!"

બાળિકાનું નામ ચમેલી છે. ચમેલી રામપ્રસાદના લાડ, સ્નેહ તથા પ્રેમની અધિકારિણી એકની એક કન્યા છે. રામપ્રસાદને તેના સિવાય બીજું એક પણ સંતાન નથી. તેઓ પ્રતાપનગરના જમીનદાર છે. તેમની વાર્ષિક આવક ૧૬–૧૭ હજાર રૂપિયાથી ઓછી નથી. પોતાની જમીનદારીમાં તેમની કીર્ત્તિ તથા દાબ અપાર છે. આ ઉપરાંત તેમનું વર્તન એવું છે કે તેઓ સર્વ જનોને પોતાનાં સ્નેહી સમાન સમજે છે. તેમણે પોતાના ગામમાં એક કન્યાશાળા, એક દવાખાનું તથા એક પ્રાર્થનાસમાજ સ્થાપન કરેલાં છે.

બાળકનું નામ લલિતમોહન છે. તે મનોરથલાલનો એકનો એક પુત્ર છે. મનોરથલાલ રામપ્રસાદે સ્થાપન કરેલા સ્થાનીય પ્રાર્થનાસમા-

જમાં આચાર્યપદપર અધિષ્ઠિત થયેલા છે. પૂર્વે તેઓ ઉપદેશકનું કામ કરતા હતા; પરંતુ રામપ્રસાદના આગ્રહથી આજકાલ કરતાં છ વર્ષથી તેઓ પ્રતાપનગરમાં આવી પ્રાર્થનાસમાજના આચાર્યનું કામ કરે છે. પૂર્વે તેમની દરિદ્રતાની સીમા નહોતી; પરંતુ હમણાં તો રામપ્રસાદના અનુગ્રહથી તેમનું તથા તેમના કુટુંબનું પ્રતિપાલન સારી રીતે થાય છે.

જે સમયે લલિતમોહન ચમેલીના સુંદર મુખનું દર્શન કરી રહ્યો હતો તે સમયે પ્રાતઃકાળનો શીતળ પવન ચમેલીના કેશકલાપ સાથે ક્રીડા કરી રહ્યો હતો. તેનું ચંદ્રવદન તેના કેશકલાપની લટો નીચે વારંવાર છુપાઇ જતું હતું તો પુનઃ પૂર્ણેન્દુ સમાન પ્રકાશી નીકળતું હતું. લલિતમોહન નિર્નિમેષ નયનોથી તેને જોઇ રહ્યો હતો તથા મનમાં ને મનમાં વિચારી રહ્યો હતો કે, " અહા! કેવું દેવદુર્લભ સ્વરૂપ છે! ચમેલી કેટલી બધી સુંદર છે!! "

આ સમયે ચમેલી પોતાની રેશમી ઓઢણીમાં છુપાવેલા એક આમ્રફળને બ્હાર કાઢી તે લલિતમોહન તરફ ધરીને બોલી:-"લલિત! આ કેરી તમે ખાઓ. "

આશ્ચર્ય પામી લલિતે પૂછ્યું:-"તું આજે કેરી ક્યાંથી લાવી? "

ચમેલીએ ઉત્તર આપ્યો:-" કાલે રાત્રે પિતાશ્રી મુંબાઇથી લેતા આવ્યા હતા તેમણે આ કેરી મ્હને ખાવાને આપી હતી; પરંતુ હું એ તમને ખવડાવવાને ઇચ્છું છું. લ્યો ખાઓ. "

લલિત:-ના, હું આ કેરી નહિ ખાઉં, તું જ ખા. હું કેરી ખાઉં ને એ વાત જો ત્હારાં માતાના જાણવામાં આવે તો તેઓ ત્હારા ઉપર ઘણાં ગુસ્સે ભરાય!

ચમેલી બોલી:-" માતાજી ગુસ્સે ભરાય તો ભરાવા દો; મ્હને તે સંબંધી બિલકુલ ફિકર નથી! લ્યો, તમે જ ખાઓ! "

લલિતે કહ્યું:–" ચમેલિ તું વિના કારણ આગ્રહ કરે છે. હું કદાપિ આ ફળ ખાનાર નથી. તું પોતે જ ખાઈશ તો મ્હને વિશેષ આનંદ થશે. તું ત્હારી નજર આગળ જ એને ખા."

ચમેલીનાં નયનોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું. તેનું સહાસ્ય મુખ ધીમે ધીમે ચિંતાગ્રસ્ત થઇ ગયું. તેના મુખ ઉપરનો આનંદ ઉડી ગયો તથા તેને સ્થળે વિષાદ ગાંભીર્યે સ્થાન લીધું. ચમેલીની આવી સ્થિતિ જોઇ લલિતમોહને કહ્યું: " ચમેલિ! આમ ઉદાસ શા માટે થાય છે? હું ત્હારું ચિંતાતુર મુખ જોઇ શકતો નથી. લે ચાલ, ત્હારી એવી જ ઇચ્છા હોય તો આ કેરી આપણે બન્ને ખાઇએ!"

લલિતમોહનની વાત સાંભળી ચમેલીનું મુખકમળ પુનઃ પ્રફુલ્લ બની ગયું. હસતાં હસતાં ચમેલીએ એ અમૃતમય આમ્રફળનો અડધો ભાગ લલિતમોહનને ખવડાવ્યો. લલિતમોહનને આમ્રફળ ખવડાવતાં ખવડાવતાં ચમેલીએ જે અલૌકિક આનંદ અનુભવ્યો તેનું વર્ણન કરવા આ ક્ષુદ્ર લેખિની સમર્થ નથી.

(૨)

ઉપરનો બનાવ બન્યાને કાળચક્રની ગતિ અનુસાર આજે છ વર્ષ વીતિ ગયાં છે. આ સમય દરમ્યાન દરિદ્રના પુત્ર લલિતમોહન અને ધનાઢ્યની કન્યા ચમેલી વચ્ચે ગાઢ સ્નેહ સંધાઈ ગયો છે. એવામાં એકાએક લલિતમોહને એમ સાભળ્યું કે, રાયપુરના જમીનદાર પ્રતાપચંદ્રની સાથે ચમેલીનો વિવાહ થવાની વાત ચાલી રહી છે. એ જ પ્રતાપચંદ્ર આજે ચમેલીનાં દર્શન કરવાને માટે આવનાર છે."

એકાએક લલિતમોહનના મસ્તક ઉપર વજ્રાઘાત થયા જેવું બન્યું! લલિતમોહન ત્વરિત ગતિથી રામપ્રસાદને ત્યાં ગયો. ત્યાં જતાંની સાથે જ તેણે જોયું કે તેની જીવનમોહિની આરાધ્યદેવી ચમેલી

પ્રતાપની પાસે બેસીને વાર્તાલાપ કરી રહી છે ! આ દેખાવનું દર્શન થતાં જ લલિતના અંતરમાં ઇર્ષ્યાનો અગ્નિ સળગી ઉઠયો. ચમેલીએ અનેક પ્રકારનાં મિષ્ટ વચનોથી લલિતમોહનનો ઇર્ષ્યાગ્નિ શાન્ત કરવાનો યત્ન કર્યો પરંતુ ઉલટું એ મિષ્ટ વચનોએ તો અગ્નિમાં ઘીની આહૂતી કરી. ઇર્ષ્યાનો અગ્નિ શાન્ત થવાને બદલે વિશેષ પ્રચંડ સ્વરૂપમાં સળગી ઉઠયો. લલિતમોહન નિરાશાની દારૂણ વેદનાને હૃદયમાં છુપાવી ધીમે ધીમે ત્યાં આગળ જ બેસી ગયો. પ્રતાપ દાર્જીલિંગ જઇને ચમેલીને ત્યાં આવ્યો હતો તેથી દાર્જીલિંગના પ્રાકૃત સૌંદર્યનું વર્ણન તે સમયે થતું હતું. ચમેલી ઘણા પ્રેમપૂર્વક ઉત્કંઠાસૂચક મુદ્રાથી એ વર્ણન સાંભળી રહી હતી. સાંભળતાં સાંભળતાં તે બોલીઃ–" પ્રતાપચંદ્ર ! તમે દાર્જીલિંગથી મ્હારે માટે શું લાવ્યા છો ? "

પ્રતાપચંદ્રે સ્મિત કરી કહ્યુંઃ–" તને ઉપહારમાં આપવા જેવી એક પણ વસ્તુ હું લાવ્યો નથી. માત્ર એક સુંદર કટારી મ્હારા જોવામાં ત્યાં આવી હતી તે હું લાવ્યો છું. "

ચમેલીએ પ્રશ્ન કર્યોઃ–" એ કટાર કયાં છે ? લાવો જોઉં ? "

તરતજ પ્રતાપચંદ્રે ગ્લૅડસ્ટન બૅગ ઉઘાડી તેમાંથી એક સુંદર ચમકતી કટાર બ્હાર કાઢી ચમેલીના હાથમાં મૂકી તથા કહ્યુંઃ— " ચમેલિ આ કટારી ત્હારે જોઇતી હોય તો ખુશીથી તું તેને ત્હારી પાસે જ રાખ. "

ચમેલીએ કટારી પોતાની પાસે રાખવાની ઇચ્છા પ્રકટ કરી, પરંતુ તેમ કરતાં એ સમજી શકી નહિ કે એ તીક્ષ્ણ કટાર બીચારા લલિતમોહનના હૃદયને વીંધી રહી છે !

લલિતમોહનના પ્રાણની જ્વાળા ધીમે ધીમે ઘણી જ અસહ્ય બની ગઇ. આ સમયે પ્રતાપચંદ્ર અન્ય કોઇ કાર્યાર્થે ત્યાંથી ચાલ્યો

ગયો એટલે પછીથી ચમેલીની દૃષ્ટિ લલિતમોહન ઉપર પડી. ચમેલી તેનું મુખ અતિ ઉદાસ બનેલું જોઇ ગભરાઇ જઇને બોલી:-" લલિત• મોહન! તમારું મુખ આજે આટલું બધું ઉદાસ કેમ જણાય છે?"

લલિતે એક ગાઢ નિશ્વાસનો ત્યાગ કરી કહ્યું:—" હવે ત્હારે આવો પ્રશ્ન પૂછવાની શી જરૂર છે ?"

આ શું? શું ચમેલી સ્વપ્ન તો નથી જોઇ રહીને? ચમેલીએ કંપિત હૃદયે શુષ્ક કંઠે કહ્યું:—" કેમ લલિત! તમે આજે મ્હારી સાથે આમ કેમ બોલો છો? "

લલિતે ગદ્‌ગદ કંઠે ઉત્તર આપ્યો:—" આજે મ્હારું સુખસ્વપ્ન ઉડી ગયું છે. હું મ્હારા હૃદયની જ્વાળાને અનેક યત્ન કરવા છતાં શાન્ત કરી શકતો નથી તેથી જ આ પ્રમાણે બોલું છું; પરંતુ ચમેલિ! મ્હને સ્વપ્નમાં પણ એવો વિચાર નહોતો આવ્યો કે તું બીજાની થઇશ! હું એમ જ ધારતો હતો કે તું સદા સર્વદા મ્હારી છે અને મ્હારી જ રહીશ."

આશ્ચર્યથી સ્ફુરી રહેલાં નેત્રો તરફ દૃષ્ટિ કરી, વ્યથિત હૃદયે ચમેલીએ કહ્યું: " લલિત! તમે આ શું કહો છો? શું હું બીજાની થઇશ? તમારો અપૂર્વ પ્રેમ ભૂલી જઇશ? નહિ-નહિ, તમે કદાપિ તમારા મનમાં એવો વિચાર લાવશો નહિ! હું વિશ્વાસઘાતિની નથી. સમજ્યા?"

લલિતે જણાવ્યું:-" ચમેલિ! જો તું વિશ્વાસઘાતિની ના હોય તો મ્હારી એક વાત સાંભળ અને તેના ઉપર બરાબર લક્ષ્ય આપ. મ્હેં મ્હારા પિતાના મુખેથી સાંભળ્યું છે કે ' પ્રતાપની સાથે ત્હારો વિવાહ નક્કી થઇ ગયો છે!' આથી કરીને જ પ્રતાપ આજે ત્હારું દર્શન કરવા આવ્યો હતો. તેનું અત્રે આગમન થયું છે એનું અન્ય એક પણ કારણ નથી! પ્રતાપ શ્રીમંત છે, હું દરિદ્ર છું! તેથી જ ત્હેં મ્હારી આગળ તેના પ્રણયોપહારનો સ્વીકાર કર્યો છે."

લલિતમોહનનાં ઉપરનાં વચનો સાંભળી ચમેલી આશ્ચર્યસાગરના જળમાં ડૂબી ગઈ. તેણે કહ્યું "આ શું? હું તો એ સંબંધી કાંઇ પણ જાણતી નથી."

ત્યાર પછી પતાપચંદ્રે આપેલા ઉપહારને લલિતમોહનના હાથમાં મૂકી ચમેલીએ કહ્યું "પરમાત્મા સાક્ષી છે કે હું વિશ્વાસઘાતિની નથી. જો હું કોઇ પણ દિવસે તમને વિશ્વાસઘાતિની થઈ પડું તો તમે આ અસ્ત્રને મ્હારા હૃદયમાં ખોસી દઇ, મ્હારા પાપની યોગ્ય શિક્ષા કરજો. પ્રેમમયી પ્રેમદાઓના પતિ એક જ હોય છે અને તેઓ એકજ પતિને સાક્ષાત ઇશ્વર સ્વરૂપે પૂજે છે. પ્રભુ! હું નિરપરાધિની છું."

લલિતમોહન કંપી ઉઠયો. એવામાં બ્હારથી કાંઇ અવાજ થયો. લલિતમોહન ત્વરાથી ઉઠીને બ્હાર ગયો તો તેણે રામપ્રસાદને અત્યંત ક્રોધાવસ્થામાં દ્વારની પાસે જ ઉભેલા જોયા! અરેરે! આમના સર્વસ્વનો નાશ થયો; કેમ કે રામપ્રસાદે તેમની બન્નેની વાતચિત સાંભળી લીધી હતી. ભયથી તથા લજ્જાથી કંપતો કંપતો લલિતમોહન જેમ બને તેમ ઝડપથી ત્યાંથી ચાલ્યો ગયો.

(૩)

એક વિરામાસન ઉપર રામપ્રસાદની ગંભીર મૂર્ત્તિ પાસે મનોરથલાલ બેઠા છે. બન્ને શાન્ત છે. થોડા સમય પછી રામપ્રસાદે કહ્યું:—"તદન અસંભવ છે. તમારા પુત્રની સાથે મ્હારી પુત્રીનો વિવાહ થવો સર્વથા અસંભવ છે. આટલા દિવસ સુધી જે સાપને મ્હેં દૂધ પાઇને ઉછેર્યો હતો તે જ સાપ આજે મ્હને કરડવાની ઇચ્છા રાખે છે! આ કેવી અસહ્ય વાત કહેવાય!"

મનોરથલાલના નિરંતર આનંદમાં રહેતા હૃદયની અંદર નિરાનંદનો ભયંકર વંટોળીઓ ફુંકાતો હતો. તેમણે એક નિશ્વાસ મૂકી

કહ્યું: "વિવાહ કરવો કે નહિ એ વાત આપની ઇચ્છાને આધીન છે; પરંતુ હું આપને નમ્ર ભાવે એક પ્રશ્ન પૂછું છું કે શું આપ આવો ઉત્તર આપની પુત્રીના મંગળ અમંગળનો વિચાર કરીને આપો છો ?"

રામપ્રસાદે ઉત્તર આપ્યો:–" હા, મ્હારી પુત્રીના ભાવી અમંગળની આશંકાથી મ્હારું હૃદય ઘણું દુ:ખી થાય છે. તેથી કરીને જ હું તમારા પુત્ર સાથે મ્હારી પુત્રીનો વિવાહ કરી તેને દુ:ખના દાવાનળમાં હડસેલી મૂકું તેમ નથી."

મનોરથલાલે ફરીથી પૂછ્યું:–" મ્હારા પુત્ર સાથે ચમેલીનો વિવાહ થાય તો તેથી ચમેલીનું ભવિષ્ય કેવા પ્રકારે બગડે તેમ છે એ કૃપાભાવે જણાવશો ?"

રામપ્રસાદ:–તમારો પુત્ર મ્હારી કન્યાને માટે યોગ્ય પાત્ર નથી. એવા અયોગ્ય પાત્રને કન્યા અર્પણ કરવી એ જ પ્રથમ તો અમંગળસૂચક છે.

મનોરથલાલ:–હવે આ સંબંધી વિશેષ કાંઇ કહેવું મ્હને પ્રસંગોચિત લાગતું નથી. જેવી ઇશ્વરની ઇચ્છા. હવે મ્હને શી આજ્ઞા છે ?

રામપ્રસાદ:–તમારો પુત્ર કયાં છે ?

મનોરથલાલ:–આપે તેને અત્રેથી અન્ય કોઇ સ્થળે મોકલી દેવાની આજ્ઞા કરી હતી તેથી મ્હેં તેને મુંબાઇ મોકલ્યો છે. તે મુંબાઇ દ્રવ્યોપાર્જન કરવા ગયો છે. એ ધનવાન થાય ત્યાં સુધી આપ આપની પુત્રીનો વિવાહ બંધ રાખી શકશો ?"

વાદળાંઓથી ઢંકાયલા આકાશમાં જેમ એકાએક વિજળીનો ચમકારો થાય તેમ રામપ્રસાદના ગંભીર મુખ ઉપર એકાએક સ્મિત પ્રકાશી નીકળ્યું. તેમણે હસીને કહ્યું:–" માત્ર એક બે હજાર રૂપિયા પેદા કરવાથી કાંઇ મ્હારી પુત્રી સાથે વિવાહ થઇ શકે તેમ નથી. તેની

સાથે વિવાહ કરવાને માટે જેટલી આર્થિક યોગ્યતાની આવશ્યકતા છે તેટલી રકમ તમે સાત જન્મમાં પણ પેદા કરી શકો તેમ નથી; હું ક્યાં સુધી તેનો વિવાહ બંધ રાખી શકું ?"

મનોરથલાલે રામપ્રસાદનાં ઉપરનાં વચનોનો કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ. તેઓ ચિંતાતુર ચિત્તે ત્યાંથી વિદાય થયા. તેમના ગયાને થોડો જ સમય થયો હશે એવામાં પોષ્ટમેને આવી રામપ્રસાદના હાથમાં કેટલાક પત્રો મૂકયા જે પૈકી એક પત્રના શિરનામાપર લખ્યું હતું કે:

"શ્રીમતી ચમેલીદેવી."

C/o. Zamindar, Pratapnagar.

શિરનામાના અક્ષર કોણે લખેલા છે એ તપાસવાને માટે રામપ્રસાદે ઘણા સમય સુધી પત્રને આમ તેમ ઉંધો છતો કરી જોયો! કદાચિત મુંબાઇની પોષ્ટઑફિસથી તો આ પત્ર નહિ આવ્યો હોય? એવી તેમને આશંકા થઇ; તેથી તેમણે કર્કશ કંઠે બૂમ મારી: "ચમેલી !"

તરત જ ચમેલી પોતાના ક્રોધે ભરાયલા પિતાની પાસે આવી શુષ્ક કંઠે બોલી: "શી આજ્ઞા છે, પિતાજી ?"

ક્રોધથી રામપ્રસાદનું સર્વાંગ ઘણું કંપતું હતું ! કન્યાના વિષણ્ણ વદન તરફ તથા ક્ષીણ કંઠ તરફ તેમનું બિલકુલ ધ્યાન નહોતું. ક્રોધાવેશમાં રામપ્રસાદે કહ્યું:—"મ્હારી આગળ તું આ પત્ર ખોલીને વાંચી બતાવ."

ક્રોધપૂર્ણ પિતાની આજ્ઞા સાંભળતાં જ ચમેલીનો જીવ ઉડી ગયો. પિતાની આજ્ઞાનું પાલન કરવાને માટે કંપતા હાથે તેણે એ પત્રને ખોલ્યો; પરંતુ તેને તે વાંચી શકી નહિ. ચમેલીને ચિંતાતુર મુખે શાંત

ઉમેલી જોઇ રામપ્રસાદે એ પત્ર પોતાના હાથમાં લઇને જોયો તો પત્રની નીચે લખેલું હતું કે ' ત્હારો હતભાગ્ય લલિત. ' પત્રનો આરંભ ' પ્રિયતમે ! ત્હારો કૃપાપત્ર પ્રાપ્ત થયો. ' એ વાક્યથી થયો હતો. રામપ્રસાદના ક્રોધની આગ વિશેષ સળગી ઉઠી. ક્રોધાવેશમાં જ રામપ્રસાદે તે પત્રને ફાડી નાંખી તેના હજારો કડકા કરી ફેંકી દીધા; પરંતુ આમ કરવા છતાં પણ તેમનો ક્રોધાગ્નિ શાંત થયો નહિ. અગ્નિ સળગાવીને તેમણે પત્રના સઘળા કડકા તેમાં નાંખી બાળી દીધા ! એ કડકાઓને બાળીને અગ્નિ પણ બળી ગયો; પરંતુ રામપ્રસાદનો ક્રોધાગ્નિ બુઝાયો નહિ. તેમણે પોતાની પુત્રીને અનેક કઠોર શબ્દો સંભળાવ્યા. એ દિવસથી ગુપ્ત રીતે પત્ર લખવાનું પણ બંધ થયું. પિતા પાસેથી ભગ્ન હૃદય લઇને ચમેલી પોતાની માતાને શરણે ગઇ તથા માતાના ખોળામાં પોતાનું માથું મૂકી તેણે ઘણા સમય સુધી રુદન કર્યા કર્યું ! રુદન કરતાં કરતાં તેણે પોતાના હૃદયની સઘળી હકીકત વિસ્તારથી માતાને કહી સંભળાવી. ચમેલીની માતાનું નામ મનોરમા હતું. મનોરમા પુત્રીના દુઃખે દુઃખી થઇ. પ્રેમપૂર્વક તેણે પુત્રીના મ્લાન મુખપર ચુંબન કરી કહ્યું: "બ્હેન ! બાલ્યાવસ્થામાં આવા પ્રકારનો જ પ્રેમ ઉત્પન્ન થાય છે. તે વાસ્તવિક રીતે યથાર્થ કિંવા ચિરાયુ પ્રેમ હોતો નથી. અમારાથી જ્યાં સુધી બની શકશે ત્યાં સુધી અમે ત્હારું ભલું જ કરીશું ! અમે તને રાજરાણી બનાવવાનો યત્ન કરીશું. જો કે આ સમયે તને થોડું ઘણું કષ્ટ તો થશે પરંતુ પછીથી તું જીવનપર્યંત સુખ ભોગવીશ ! વિના વિઘ્ને તું આ ત્હારા ક્ષણભંગુર સ્નેહને ભુલી જઇશ ! "

ચમેલીની છેવટની આશા પણ નિરાશાના સ્વરૂપમાં ફેરવાઇ ગઇ ! અરેરે ! ભાગ્યચક્રની આ કેવી વક્ર ગતિ !

## ( ૪ )

ચમેલીની આશા ઉપર પાણી ફરી વળ્યું. હવે તેના જીવનની આશા રહી નથી. આજકાલ કરતાં આઠ દિવસથી તેને સખ્ત તાવ આવે છે. તે તાવના જોરથી બેભાન અવસ્થામાં પડી પડી રાત્રિ-દિવસ જે મનમાં આવે તે બકયા કરે છે. આમ છતાં તેના બકવાદમાં મુખ્ય વાત લલિતમોહનની જ હોય છે.

રામપ્રસાદે ચમેલીની દવા કરાવવાને માટે મુંબાઇથી મ્હોટા મ્હોટા ડૉક્ટરને બોલાવ્યા; પરંતુ કોઇએ પણ ચમેલી જીવશે એવી આશા આપી નહિ. આ દશામાં રામપ્રસાદ તથા મનોરમાનું હૃદય કેટલું બધું વ્યથિત થયું હશે તેનો ખ્યાલ સુજ્ઞ વાંચકોએ જ કરી લેવો.

આજે મધ્યાન્હકાળ પછી ચમેલીનો તાવ ઓછો થતો જાય છે. શરીરમાંથી પરસેવાનાં બિંદુઓ બ્હાર આવે છે. પાસે બેસીને જ મનોરમા તેના શરીરપરનો પરસેવો રુમાલથી સાફ કરે છે. પુનઃ ડૉકટરને બોલાવવામાં આવ્યો. તેણે વિશેષ પરસેવો થાય એવો ઉપાય કર્યો; પરંતુ અનેક ઉપાયો કરવા છતાં તેમ થયું નહિ. ચમેલીનું સર્વાંગ ધીમે ધીમે શીતળ થવા લાગ્યું. આજે આઠ દિવસ પછી ચમેલીએ પોતાની આંખ ઉઘાડી. હમ્મેશાંનાં કરતાં આજે તેનામાં સહજ વિશેષ ચેતન આવ્યું હોય એમ જણાયું; પરંતુ શું આ મૃત્યુ સમયનું ક્ષણિક માધુર્ય નહિ હોય ? ! દીપક નિર્વાણ થતાં પૂર્વે તે વિશેષ પ્રજ્વલિત થઇ તરત નિર્વાણ પામે છે તે પ્રમાણે શું આ અંતિમ મૃત્યુમાધુર્ય તો નહિ હોય ? ! એક ઉર્દુ શાયરે લખ્યું છે કે,

" જઇફીમેં જવાનીસે જ્યાદા જોશ આતા હય,
ધડકતા હય ચિરાગે સુબ્હ જબ ખામોશ હોતા હય. "

ત્યારે શું ચમેલી નહિ બચે ? न जाने जानकीनाथ प्रातःकाले

किं भविष्यति । ચમેલી એકાએક અશ્રુપૂર્ણ નયનથી પોતાની પ્રેમમયી માતાના તરફ નજર કરી બોલી:–" માતા ! હુ જાઉં છું ! "

અવરુદ્ધ કંઠે મનોરમાએ કહ્યું:–" બેટા! ક્યાં જાય છે ? "

ચમેલીએ પુનઃ વિશેષ ક્ષીણ સ્વરે કહ્યું:–" માતા ! હુ રાજરાણી થવાને માટે જાઉં છું ! મૃત્યુ પૂર્વે તમે મ્હારી એક પ્રાર્થના પૂર્ણ કરશો કે ? "

મનોરમાએ પહેરેલા વસ્ત્રના પાલવથી પોતાનું અશ્રુજળ સાફ કરી કહ્યું:–" બેટા ! કહે કહે, ત્હારી શી ઇચ્છા છે ? હું ત્હારી પ્રાર્થના અવશ્ય પૂર્ણ કરીશ. "

ચમેલી ત્રુટક શબ્દો બોલી " લ–લિ–ત–મો–" વાક્ય પૂર્ણ થયું નહોતું એવામાં તેનો જીવનદીપ સદાને માટે હોલવાઇ ગયો. તેની આશા અપૂર્ણ રહી ગઇ. તેના જીવનની સઘળી લીલા સમાપ્ત થઇ ગઇ.

યથા સમયે આ કમનસીબ બનાવની ખબર લલિતમોહનના જાણવામાં આવી. આ આકસ્મિક વિપદના વર્તમાનથી લલિતમોહનની મૂર્ત્તિ સ્થિર, ધીર અને ગંભીર બની ગઇ. એ વખતે લલિતના મનમાં ભયંકર વંટોળીઆનું તોફાન ચાલતું હતું કે નહિ તે અમે જણાવી શકતા નથી. થોડા સમય સુધી વિચારસાગરમાં ઝોકાં ખાધા પછી કોણ જાણે શાથી લલિતમોહને એકાએક ચમેલી તરફથી મળેલી કટાર બ્હાર કાઢી.

આ શું ?! લલિતમોહન આ શું કરે છે ! એક ક્ષણ પણ વ્યર્થ નહિ ગૂમાવતાં લલિતમોહને એ કટારને પોતાની છાતીમાં ખોસી દીધી. જોતજોતાંમાં તેનો દેહ લોહીથી ભીંજાઇ જઇ ધરણીપર ઢળી પડયો. એ દિવસે રવિવાર હતો–એ રજાને દિવસે લલિતમોહનના દુ:ખપૂર્ણ જીવને હમ્મેશાંને માટે વિશ્રામ મેળવ્યો.

( ૫ )

તારદ્વારા તે જ દિવસે પુત્રના આત્મઘાતના વર્તમાન મનોરથલાલને પહોંચ્યા. જેના જેના જાણવામાં આ વર્તમાન આવ્યા તેઓ સર્વ શોકાતુર બની ગયાં.

સંધ્યા સમયને હવે વિશેષ વિલંબ નથી. પ્રાર્થના સમાજીસ્ટો એક પછી એક મંદિરમાં–પ્રાર્થનામંદિરમાં એકત્ર થવા લાગ્યાં. સર્વ જનોનાં ચિત્ત ચિંતાતુર અને નેત્રો અશ્રુજળથી પરિપૂર્ણ હતાં. એ લોકોમાં પુત્રવિયોગથી ઉન્મત્ત બનેલા રામપ્રસાદ તથા તેમની પત્ની પણ હતાં. પુત્રશોકથી શોકાતુર બનેલા પિતા મનોરથલાલ વેદી ઉપર બેઠા છે. આજે મનોરથલાલની વક્તૃતાનો વિષય છે. 'પ્રેમનો જય' એ શોકાવહ ઘટનાનો ઉલ્લેખ કરીને એકત્ર થયેલાં સ્ત્રી પુરુષોને તેમણે પ્રેમના જયની વાત સવિસ્તર સમજાવી. વ્યાખ્યાનને પૂર્ણ કરતી વખતે તેમણે કહ્યું કેઃ–

"કોઇ પર્વતના ઊંચા શિખર ઉપરથી એક ધારા ઉતરીને નીચેના શિખરની એક ધારા સાથે એકત્ર થઇ ગઇ. એ ઉભય ધારાઓના મિલનથી એક આનંદની સરિતા વહેવા લાગી. એ સરિતા આનંદથી વહેતી વહેતી છેવટે આનંદસમુદ્રમાં મળી ગઇ. નદીનો કિનારો આનંદકાનન છે. ફળ અને પુષ્પોથી શોભી રહેલાં વૃક્ષોથી સરિતાનો કિનારો અત્યંત રમણીય થઇ રહ્યો છે; પરંતુ એ બન્ને ધારાઓનું મિલન એક મનુષ્યથી જોઇ શકાયું નહિ. તેણે બન્ને ધારાઓના મુખને રોકી રાખ્યું. આનંદની સરિતા સુકાઇ ગઇ; પરંતુ પરબ્રહ્મની કૃપાથી એ બન્ને ધારાઓનું મુખ રોકાઇ રહ્યું નહિ. પ્રબળ ગતિથી એ બન્ને ધારાઓએ પોતાને માટે એક નવીન માર્ગ શોધી કાઢ્યો. પુનઃ ઉભયનું પ્રેમમિલન થયું. પુનઃ આનંદની સરિતા વહેવા

લાગી અને ઉભય ધારાઓ એક બીજા જ માર્ગથી આનંદસાગરમાં મળી ગઇ. 'બળિદાન' સાથે 'આત્મભોગ' અને તેની સાથે જ 'પ્રેમનો જય' થયો."

મનોરથલાલનું વ્યાખ્યાન સાંભળીને એકત્ર થયેલાં સઘળાં માણસો શોકાતુર બની ગયાં. ચક્ષુજળને સાફ કરતાં કરતાં સર્વ પોત પોતાના ઘર તરફ વિદાય થઇ ગયાં. આ સર્વેમાં રામપ્રસાદ અને મનોરમાના શોકનું વર્ણન કરવા અમે સમર્થ નથી. જોતજોતાંમાં કાળચક્રના નિયમાનુસાર તેમણે પણ પોતાના સુખથી, સંપદથી તથા ધનૈશ્વર્યથી હમ્મેશાંને માટે વિદાય લીધી.

સર્વે ચાલ્યાં ગયાં; પરંતુ આજે પણ રામપ્રસાદનું ભવ્ય મકાન ખંડેરના રૂપમાં વિદ્યમાન છે તથા એ ભગ્ન મકાનપર એક કાળા આરસ પત્થરના ટુકડા ઉપર આજે પણ સોનેરી અક્ષરો ચમકતા જણાય છે કે "પ્રેમનો જય."

---

# બાળવિધવા સરલા.

## ( ૧ )

એક દિવસે જ્યેષ્ઠ માસના સંધ્યા સમયે એક બાળક એક બાળિકાને અભ્યાસ કરાવતો હતો. બાળક ઘણા જ પ્રેમથી શિખવતો હતો તથા બાળિકા પણ ધ્યાનપૂર્વક અભ્યાસ કરતી હતી. શીતળ વાયુની મંદમંદ લહરિયોથી તેનો કૃષ્ણવર્ણનો કેશકલાપ બાળકના પૃષ્ઠદેશને વારંવાર આલિંગન કરતો હતો. આથી કરીને બાળકને અપૂર્વ આનંદ થતો હોય એમ તેની પ્રફુલ્લ મુખમુદ્રા સૂચવતી હતી. બાળક એકાગ્રચિત્તથી બાળિકા તરફ જોઇ સ્મિતવદને તેને અભ્યાસ કરાવી અપૂર્વ પ્રેમનું દર્શન કરાવતો હતો તથા બાળિકા પણ પોતાના બાળશિક્ષકની સ્મિત દૃષ્ટિ તરફ દૃષ્ટિ કરી શરમાઇ જઇ નીચું જોતી હતી. ઉભયના આવા પ્રેમદર્શક હાવભાવનું દર્શન કરવાને અન્ય કોઇ મનુષ્ય ત્યાં આગળ હાજર નહોતું. શિષ્યા અને ગુરુ ઉભયને શા માટે નીસ્સીમ આનંદ થતો હતો એ અમે બરાબર જાણતા નથી!

બાળકની ઉમ્મર સોળ વર્ષની હતી. તેનું નામ મદનમોહન હતું. દેખાવમાં પણ તે ઘણો સુંદર હતો. તેનું મુખ તેજસ્વી નેત્રો વિશાળ તથા અન્યાન્ય અવયવ પ્રમાણપુરઃસર હતા. આમ છતાં તે સ્વયં કામદેવ નહોતો. બાળિકાની ઉમ્મર માત્ર આઠ વર્ષની હતી. દેખાવમાં સુંદરી હતી; છતાં જાણે હજી ગુલાબકળિકા હતી. તેનું નામ સરલા હતું.

સરલા નર્મદાશંકર પંડ્યાની એકની એક કન્યા હતી. સરલાની માતાની ઉમ્મર જ્યારે પાંત્રીસ વર્ષની હતી ત્યારે સરલાનો જન્મ થયો

હતો. ત્યાર પછીના આઠ વર્ષમાં નર્મદાશંકરને એક પણ સંતાનની પ્રાપ્તિ થઇ નહોતી. આથી કરીને સરલા તેમનું જીવનસર્વસ્વ હતી. પંડયા એક નિષ્ઠાવાન્ બ્રાહ્મણ હોવાથી પાશ્ચાત્ય સભ્યતાથી આજે પણ તેમનું હૃદય આલોકિત થયું નહોતું. કારણ તેમણે પ્રાયમર સુધી પણ અંગ્રેજી અભ્યાસ કર્યો નહોતો; આમ છતાં સમાજમાં તેમના માનપાનમાં કોઇ પણ પ્રકારની ખામી રહેતી નહિ. લક્ષ્મી હોય છે તેને અપૂર્વ માન મળે છે એ સૂત્રાનુસાર નર્મદાશંકરને પણ તેમના પૈસાના પ્રભાવને લીધે સર્વત્ર ઘણું માન મળતું હતું. સ્ત્રીસ્વાતંત્ર્ય, સ્ત્રીકેળવણી, આર્યસમાજ, વિધવાવિવાહ વગેરે વિષયો ઉપર નર્મદાશંકરને ઘણો દ્વેષ હતો; પરંતુ જો કન્યાને યોગ્ય શિક્ષણ આપવામાં નહિ આવે તો તેને માટે કોઇ સત્પાત્ર મળી આવશે નહિ એવા ભયથી તેઓ કન્યાને શિક્ષણ અપાવતા હતા. ગામમાં એક કન્યાશાળા પણ હતી; પરંતુ કન્યાને ત્યાં નહિ મોકલતાં પોતાના ઘરમાં જે સચ્ચરિત્ર દરિદ્ર બાળકનું પ્રતિપાલન કરવામાં આવતું હતું તેને જ સરલાના શિક્ષકનું કાર્ય સોંપવામાં આવ્યું હતું. એ દરિદ્ર બાળક જ મદનમોહન હતો.

મદનમોહનનાં માતાપિતા પોતાના પુત્રને ઘણો ન્હાનો મૂકી આ અસાર સંસારનો ત્યાગ કરી પરલોકે પ્રયાણ કરી ગયાં હતાં. પિતામાતાનો પરલોકવાસ થયા પછી મદનનું આ સંસારમાં તેની ફોઇ સિવાય બીજું કોઇ સ્વજન નહોતું. તે પણ એક દિવસે પાંચ વર્ષની ઉમ્મરના અનાથ બાળકને કેટલાક દિવસને માટે નર્મદાશંકર પંડયાને ત્યાં મૂકી કાશી ચાલી ગઇ હતી; પરંતુ અદ્યાપિ સુધી તે કાશીથી પાછી ફરી નહોતી. તે ત્યાંથી કેમ પાછી ફરી નહિ તેની અમને કોઇ પણ પ્રકારની માહિતી મળી આવી નથી. ત્રણ વર્ષ સુધી નર્મદાશંકરે તથા તેની પત્નીએ મદનનું પુત્ર પ્રમાણે પ્રતિપાલન કર્યું. એ સમયે આમ-

માંના સર્વ લોકોએ વિચાર્યું કેઃ–" ભવિષ્યમાં મદન તેમની જ સંપત્તિનો માલિક થશે અને તેનું દારિદ્યદુઃખ દૂર જશે. " પરંતુ વિધાતાના વિધાનથી પોતાની ઉત્તરાવસ્થામાં નર્મદાશંકરને એક પુત્રીરત્નની પ્રાપ્તિ થઇ. કન્યાનો પ્રસવ થયા પછી નર્મદાશંકરનો તથા તેની સહધર્મિણીનો મદન ઉપર જે સ્નેહ હતો તે કાંઇક અંશે ઓછો થઇ ગયો. આમ છતાં મદનના સદ્‌ગુણોને લીધે તેમણે તેને પોતાના આશ્રયથી વંચિત કર્યો નહિ.

મદન કૃતજ્ઞતાથી બંધાયલો હોવાથી કહો યા તો બીજા કોઇ કારણથી કહો પણ તે સરલાને ઘણા જ પ્રેમથી અભ્યાસ કરાવતો હતો. સરલા પણ સદા સર્વદા મદનની પાસે જ રહેવાને ઇચ્છતી હતી. કોઇ પણ પ્રકારની ખાદ્યસામગ્રી પ્રાપ્ત થતાં સરલા પ્રથમ તેમાંનો કેટલોક ભાગ મદનને ખવડાવ્યા સિવાય ખાતી નહિ. આવી રીતે આઠ વર્ષની બાળિકાની સાથે સોળ વર્ષના બાળકનો સ્નેહ બંધાયો. પાઠકો ભલે આ સ્નેહને પ્રણય કહે પરંતુ અમે સ્પષ્ટ રીતે કહી શકીએ છીએ કે પ્રણય એ શું છે તેની એ બન્નેમાંથી કોઇને કાંઇ ખબર નહોતી.

અભ્યાસ કરાવી રહ્યા પછી બાળક આતુર દૃષ્ટિથી સરલાના સૌંદર્યનું દર્શન કરવા લાગ્યો. મદનને પોતાના તરફ એકાગ્રદૃષ્ટિથી જોઇ રહેલો જોઇ બાળિકાએ સ્મિત હાસ્ય કર્યું. આ સ્મિત હાસ્ય કરતાંની સાથે જ તેના સુંદર અધરૌષ્ઠ ઉપર લાલીની સુરખી વિશેષ પ્રમાણમાં તરી આવી. આ સ્મિત હાસ્યે બાળકના હૃદયમાં પ્રવેશ કરી સખ્ત આઘાત કર્યો. બાળક ભાન ભૂલી ગયો. આ પ્રસંગે એકાએક એક દાસીએ આવી કહ્યું:–" સરલા બ્હેન ! આમ આવોને; તમારા વિવાહને માટે કોઇ તમને જોવા આવ્યું છે. "

આ શબ્દો બાળકના કાને પડ્યા. તેનું હૃદય કંપી ઉઠ્યું. તેના

મસ્તક ઉપર જાણે વજ્રાઘાત થયો હોય એમ તેને લાગ્યું. તેનો શ્વાસ ત્વરાથી ચાલવા લાગ્યો. એક વખત ચિંતાતુર નજરે તેણે સરલાના મુખ તરફ જોયું. સરલા સ્મિત હાસ્ય કરતી કરતી શર્માઇ જઇને ત્યાંથી ત્વરાથી ચાલી ગઈ. મદન આશ્ચર્યવત્ અવસ્થામાં સ્થિરતાથી બેસી રહ્યો. તેના હૃદયમાં દારૂણ દાવાનળ સળગી ઉઠયો !

( ૨ )

ઉપર વર્ણવેલી વાતને લગભગ એક માસ થઇ ગયો. આજે આષાઢ વદ ૭ ને બુધવાર છે. આજે સરલાનો વિવાહ છે. નર્મદાશંકરના ઘરમાં આજે આનંદની સીમા નથી. ગામમાં માત્ર એક જણના સિવાય સર્વ આનંદિત જણાય છે. બાળકો, સ્ત્રીઓ અને વૃદ્ધાઓ આનંદોત્સવમાં નિમગ્ન છે. માત્ર આનંદમાં નથી એકલો મદનમોહન. ગામના લોકો આજે પંડયાને ત્યાં એકત્ર થયા છે. અનેક જણ મંડપની શોભામાં વધારો કરી રહ્યા છે. કેટલાક અરસ્પરસ વાર્તાલાપ કરી આનંદ પ્રાપ્ત કરે છે. અનેક સગાંસંબંધીઓને આ વિવાહમાં આમંત્રણ કરવામાં આવ્યું છે. મંડપમાં તેમજ પંડયાના ઘરમાં ઘણો કોલાહલ થઇ રહ્યો છે. સર્વના કરતાં વિશેષ કોલાહલ મહિલામંડળમાં ચાલી રહ્યો છે. કેટલેક સ્થળે નવયુવતીઓ એકઠી થઇને પાન બનાવી રહી છે અને કેટલીક વખત તેમના ગુલાબી ઓષ્ટ મ્હોટેથી તેમજ ધીમેથી હાસ્યની લહરિયો ઉડાવી રહ્યા છે. કોઇ ક્યાં ક્યાં ગીત ગાઇશું તે પોતાની પાસે એકઠી થયેલી સખીઓને કહી સંભળાવે છે. પ્રૌઢા સ્ત્રીઓમાંની કેટલીક ગૃહકાર્યમાં ગુંથાઇ છે. કેટલીક એકબીજીની સાથે વિના કારણ વાદવિવાદ કરે છે. એકંદરે સમગ્ર ઘરમાં તથા મંડપમાં કોલાહલ થઇ રહ્યો છે.

ધીમે ધીમે સંધ્યાનો સમય થયો. જોતજોતાંમાં એક પ્રહર

રાત્રિ પસાર થઈ ગઇ; પરંતુ હજી સુધી જાન આવી પહોંચી નહિ. કન્યાનો પિતા ઘણો ચિંતાતુર બની ગયો. તે વારંવાર પોતાના ઇષ્ટ-દેવતાનું સ્મરણ કરવા લાગ્યો. લગ્નમહૂર્તને હવે વિશેષ વિલંબ રહ્યો નહોતો. એટાએક એક સગાએ ત્વરાથી આવી પહોંચી સમાચાર આપ્યા કે:–" જાન આવે છે."

સર્વની ચિંતા દૂર થઇ. થોડો સમય વીતિ ગયા પછી વાજીંત્રોનો અવાજ કાને પડવા લાગ્યો. એ સમયે અંતઃપુરમાં ઘણી ધામધૂમ ચાલી રહી. માત્ર પાંચ વર્ષની બાળિકાથી માંડી પચાસ વર્ષની પ્રૌઢાઓ સુદ્ધાં વરરાજાનાં દર્શન કરવાને અધીરી બની ગઇ. તેઓ એક ક્ષણનો વિલંબ પણ સહન કરવાને અસમર્થ બની ગઇ હતી. પુરુષો તેમને નિર્લજ્જ કહી તેમનો તિરસ્કાર કરવા લાગ્યા; પરંતુ સાંભળે કોણ ? રણમાં ઉન્મત્ત બનેલા સૈનિકો પ્રમાણે તેઓ આજૂ-બાજૂના બીજા કોઇ પણ પ્રકાર તરફ ધ્યાન આપતી નહોતી. વિના વિલંબે જાન આવી પહોંચી. વરરાજા મંડપની અંદર ઉપસ્થિત થયા તથા પોતાના માનનીય સ્થાને બિરાજ્યા. જાનમાં આવેલા ગૃહસ્થો કન્યાપક્ષના ગૃહસ્થોને રામ રામ તથા નમસ્કાર કરી મંડપમાં બિરાજ્યા. માત્ર થોડા સમય સુધી જ કાંઇક શાંતિ રહી. ત્યાર પછી એકાએક મંડપની અંદર ભયકર કોલાહલ ઉપસ્થિત થયો. બન્ને પક્ષના ગોરમહારાજો વચ્ચે ભીષણ તકરાર થવા લાગી. આ કેવો આલાપ ! કેવો શિષ્ટાચાર ! વિવાહમંડપ રણભૂમિના સ્વરૂપમાં બદલાઈ ગયો. બન્ને પક્ષના ગોરમહારાજો વચ્ચેની તકરારનું નિરાકરણ કરવાનું માંડી વાળી બન્ને પક્ષના ગૃહસ્થો પોતાના ઇશ્વર સમાન ગોરબાપાઓનું અપમાન થતું જોઇ શક્યા નહિ તેથી તેઓ પણ અરસપરસ વાગ્બાણો છોડવા લાગ્યા. જે લોકો કાંઇક સુશિક્ષિત હતા

તેઓ સમાધાન કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

ધીમે ધીમે લગ્નમુહૂર્ત વીતિ જતું જાણીને સરલાના પિતા મંડપમાંના મુખ્ય ગૃહસ્થોની અનુમતિ લઇ કન્યાદાન દેવા ગયા. તે સમયે પુરોહિત માથું ધુણાવતો અશુદ્ધ સંસ્કૃત શબ્દો બરબડવા લાગ્યો. જે સંસ્કૃત શબ્દોનો તે ઉચ્ચાર કરતો હતો એ શબ્દોના અર્થ તેને પોતાને પણ માલૂમ નહોતા અર્થાત્ એ સઘળા શબ્દો 'પઢો પોપટજી અચસે રામ.' એ પ્રમાણે ઉચ્ચારાવવામાં આવ્યા. વળી ગોરમહારાજની દૃષ્ટિ ઘણી તીક્ષ્ણ હતી. લાવણ્યમયી લલનાઓ જોતાં જ તેમના મુખમાં લાળ ભરાઇ આવતી હતી, તેથી તેમનું પોતાના સત્ય કર્તવ્ય તરફ ભાન નહોતું. પંડયા સંસ્કૃત ભણ્યા નહોતા. વળી તેઓ આઠ વર્ષની કન્યાનું કન્યાદાન દેવાના આ પ્રસંગે ઘણા આનંદથી ગાંડાથેલા બની ગયા હતા તેથી ગુરુદેવની પરીક્ષા તેઓ કરી શકે તેમ નહોતું. રાત્રિ વિશેષ વ્યતીત થયલી હોવાથી ગોરમહારાજ જેમ બને તેમ જલ્દીથી ઉડતાં પંખીડાં (રૂપિયા) પ્રાપ્ત કરીને અદૃમપદૃમ ચલાવી કામ પૂર્ણ કરી નાંખી વિદાય થઇ ગયા. આ પ્રમાણે પંડયાને ગોરીદાનનું ફળ પ્રાપ્ત થયું તથા જે કાર્યના ઉપર નવીન દંપતિના સમસ્ત જીવનના શુભાશુભનો આધાર હતો તે જીવનનો મુખ્ય સંસ્કાર—આ પ્રમાણે પૂર્ણ થઇ ગયો!

અમે આ વિવાહમાં સ્ત્રીઓના વ્યવહારનું વર્ણન કર્યું નથી તેથી કદાચ રસિક પાઠિકાઓ અરસિક ગ્રંથકાર ઉપર ગુસ્સે થઇ જશે; પરંતુ અમે ખુશીથી એ ગુસ્સો સહન કરી શકીશું. કારણ ભદ્રકુળની મહિલાઓના અસભ્ય વ્યવહારનું ચિત્ર અંકિત કરવા માટે અમારી લેખિની તૈયાર થતી નથી. એમ કરવાથી તેને કલંકિત થવાનો ભય રહે છે.

બીજે દિવસે સ્હવારે સાસરે જતી વખતે સરલા મદનની પાસે આવી. મદનનું મુખ શુષ્ક અને મલિન જણાતું હતું. તેનું શરીર જોતાં એમ જણાઇ આવતું હતું કે તેના દેહની અંદર કોઈ અસાધ્ય રોગે પ્રવેશ કર્યો છે. સરલાએ મદનના હાથને પોતાના હાથમાં લઇ કહ્યું:-" તમે મ્હારી સાથે નહિ આવો તો હું જઇશ નહિ. " મદન ઉત્તર આપી શક્યો નહિ. એ નિરુતર રહ્યો. સરલા વ્યાકુળ દષ્ટિથી તેના તરફ જોઈ રહી. મદનનું મુખ શુષ્ક તેમજ મલિન જોઈ સરલાનું સરળ હ્રદય કંપી ઉઠ્યું. તેણે પૂછ્યું:-" તમારું શરીર સારું નથી કે શું ? " આ પ્રશ્ન કરતાંની સાથેજ સરલા રડી પડી. મદન અનેક પ્રકારે યત્ન કરી પોતાનો મનોભાવ ગુપ્ત રાખી બોલ્યો:-"સરલા! મ્હારું શરીર સારું છે; તું રડીશ નહિ. "

મદને મનમાં ને મનમાં વિચાર્યું:-" હવે મ્હારા ભવિષ્યનું સુખસ્વપ્ન ઉડી ગયું છે. હવે ત્હારા ઉપર મ્હારો જે પ્રેમ છે તે પ્રેમ નાશ નહિ પામે પરંતુ દિવસે દિવસે વિશેષ પ્રગાઢ થશે."

મદનના શબ્દોથી સરલા શાંત થઇ તથા હસતાં હસતાં તેણે કહ્યું:-" તમારે મ્હારી સાથે આવવું પડશે. તમને જોયા સિવાય હું ત્યાં રહી શકીશ નહિ. "

આ સમયે એક દાસી આવીને સરલાને પોતાની સાથે લઇ ગઇ. સરલા પાલખીમાં બેસી પિતા, માતા તથા પ્રાણાધિક મદનને માટે રુદન કરતી કરતી શ્વસુરગૃહ તરફ વિદાય થઇ.

## ( ૩ )

આજકાલ કરતાં સરલાનો વિવાહ થયાને છ માસ વીતિ ગયા. આ છ માસમાં સરલા પ્રથમ વખતે માત્ર દશ પંદર દિવસ જ શ્વસુરપક્ષમાં રહી આવી હતી; પરંતુ ત્યાર પછીથી તે વિવાહની વાત તદ્દન

ભૂલી ગઈ હતી. માત્ર શરીર ઉપરના કેટલાક અલંકારો નજરે પડતાં તેને પોતાના વિવાહનું આછું સ્મરણ થઇ આવતું હતું; પણ પતિની સ્મૃતિની તેના હૃદયમંદિરમાં સ્થાપના થઇ નહોતી, અદ્યાપિ તે પતિનો અર્થ શો એ પણ બરાબર જાણતી નહોતી.

એક દિવસે સંધ્યા સમયે નર્મદાશંકર પંડ્યા પોતાના બેઠકના ઓરડામાં બેસી કેટલાક આડોશી પાડોશી સાથે વાર્ત્તાલાપ કરી રહ્યા હતા. એવામાં પોષ્ટમૅન તેમને એક પત્ર આપી ચાલ્યો ગયો. પત્ર તેમણે વાંચી જોયો તો તેમાં ઘણાજ ભયંકર દુઃખજનક સમાચાર હતા. પ્લેગના રોગથી તેમનો જમાઇ મૃત્યુ પામ્યો હતો. આ ખબર જાણવામાં આવતાં જ પંડયાના શોકનો પાર રહ્યો નહિ. આડોશી પાડોશીઓ પણ ઘણા દુઃખી થયા. વાંચકોને પણ આ વર્ત્તમાન દુઃખજનક લાગશે; પરંતુ અમે શું કરીએ ? સરલાનું ભવિષ્ય અમારા હાથમાં નથી.

ધીમે ધીમે આ સમાચાર અંતઃપુરમાં જઇ પહોંચ્યા. સરલાની માતા એકાએક મુર્છાવશ થઇ જઇ ધરણી ઉપર ઢળી પડી. ત્યાર પછી જ્યારે તેને કાંઇક ચૈતન્ય આવ્યું ત્યારે તે મ્હોટેથી રડવા લાગી. તેનો રુદનસ્વર સાંભળી આડોશ પાડોશની સ્ત્રીઓ પણ ચિંતાતુર ચિત્તે ત્યાં આવી પહોંચી. તેઓ પણ આ દુઃખજનક સમાચાર સાંભળી રુદન કરી આકાશને ગજવવા લાગી. સરલા સર્વને રુદન કરતાં જોઇ એક ખુણામાં ભરાઇ જઇ રુદન કરવા લાગી. પરંતુ એ રુદનનું યથાર્થ રહસ્ય તે સમજી શકી નહિ.

એક સ્ત્રીએ સરલાને સાંત્વના આપતાં કહ્યું:—"છાની રહે બ્હેન! શું કરીએ કહે? આટલી ઉમ્મરે જ ત્હારૂં ભાગ્ય ફૂટી જવાનું નિર્માણ થયું હશે !"

'ભાગ્ય ફૂટી જવાનું નિર્માણ થયું હશે!' આ શબ્દોએ બાળિકાના કાનમાં વજ્રધ્વનિની માફક પ્રવેશ કર્યો. તેણે પોતાને કપાળે હાથ મૂક્યો; પરંતુ આ દારુણ દેખાવનું રહસ્ય તેનાથી સમજી શકાયું નહિ. તે અવાક્ બની જઇ રુદન કરવા લાગી.

કોણ જાણે કે શો વિચાર કરીને સરલા પોતાના સુખમાં સુખી રહેનાર અને દુઃખમાં દુઃખી રહેનાર મદન પાસે દોડી ગઇ. મદનની પાસે જતાં જ તેણે જોયું કે તેનો પ્રાણાધિક મદન પણ એક એકાંત સ્થળે બેસી રુદન કર્યા કરતો હતો. તેને રુદન કરતો જોઇ સરલાએ વિચાર્યું કે, તેનું ભાગ્ય અવશ્ય ફૂટ્યું જ છે; નહિ તો તેના દુઃખે દુઃખી રહેનાર મદન શામાટે રુદન કરે? તેણે પ્રશ્ન કર્યો:- "મદન! ત્યારે શું મ્હારું ભાગ્ય ફૂટ્યું છે કે?"

સરલાનો સ્વર અસ્પષ્ટ હતો. કરૂણાજનક અને મર્મને આઘાત કરે એવો હતો. એ સ્વરે મદનમોહનના કોમળ હૃદયપર સખ્ત આઘાત કર્યો. સ્ત્રીઓની માફક તે પણ મ્હોટેથી રડી પડયો. તેણે સરલાને કાંઇ ઉત્તર આપ્યો નહિ.

સરલાનું માથું ભમવા લાગ્યું. તેનું ક્ષુદ્ર હૃદય કેટલી સહનશક્તિ લાવે? તે મદનના ખોળામાં પડી તથા ખોળાની અંદર માથું છુપાવી ડુસકે ડુસકે રડવા લાગી. મદને ઘણું ધૈર્ય ધારણ કરીને સરલાનું અશ્રુજળ સાફ કર્યું તથા તે સાંત્વના આપતાં બોલ્યો:- "સરલા! ત્હારું ભાગ્ય ફૂટી ગયું નથી; હું પ્રતિજ્ઞા કરીને કહું છું કે જેથી તને સુખ થાય તેમ હશે તે પ્રમાણે કરવા હું તૈયાર છું."

આ વાક્યે સરલાના હૃદયમાં પ્રવેશ કર્યો. તેનું અસ્થિર અને ભ્રમિત ચિત્ત કાંઇક અંશે સ્થિર થયું. તેના હૃદય ઉપરનો ભાર કાંઇક અંશે ઓછો થયો. તેણે નિર્નિમેષ નયને મદન તરફ જોઇ કહ્યું:-

"ત્યારે હવે હું રડીશ નહિ."

આમ કહી હસતી હસતી સરલા રમવાને માટે ચાલી ગઇ. મદન તે પોતાની દૃષ્ટિ બહાર જાય ત્યાં સૂધી તેના તરફ જોઇ રહ્યો. સરલાના ગયા પછી પાશ્ચાત્ય શિક્ષણનો અભ્યાસી યુવક સરલાના ભાવિ જીવન સંબંધી વિચાર કરવા લાગ્યો. હિંદુઓમાં બાળવિધવાઓ ઉપર જે અસહ્ય ભયંકર અત્યાચારો ચાલે છે તેનું ચિત્ર તેનાં નેત્રો આગળ ઉપસ્થિત થયું. તે સાથે જ તેનું હૃદય કંપી ઉઠ્યું. તેનો જીવ પુન અકળાવા લાગ્યો. યુવક પુનઃ રુદન કરવા લાગ્યો

( ૪ )

નદીના પ્રવાહની માફક જીવનનો પ્રવાહ વહેતો ચાલ્યો જાય છે. તેને કોઇ પણ પ્રકારે અટકાવી શકાતો નથી. સરલાના જીવનનો પ્રવાહ પણ પાંચ વર્ષ સૂધી વહી ગયો. આ સમય દરમ્યાન જો તે કોઇને રુદન કરતું જોતી તો પોતે પણ રુદન કરતી હતી, નહિ તો તે સદાસર્વદા આનંદમાં રહેતી હતી. પોતાની સ્થિતિનું તેને બિલકુલ ભાન નહોતું. સરલાની આવી અજ્ઞાન અવસ્થામાં મદન કાંઇક અંશે સુખી હતો; પરંતુ કેટલીક વખતે એકાંત મળતાં તે સરલાની સ્થિતિનો વિચાર કરતાં રુદન કરી પોતાનો હૃદયભાર ઓછો કરતો હતો. સરલા પોતાનાં માતા પિતાની એકની એક લાડકવાયી પુત્રી હતી તેથી તેનાં માતા-પિતા તેને કઠોર વૈધવ્યવ્રતનુ પાલન કરાવતાં નહોતાં.

સરલા વિધવા હોવા છતાં અલંકારો પહેરતી હતી. એકાદશીને દિવસે જળપાન કરતી હતી. બીજા દિવસોએ બન્ને વખત આહાર કરતી હતી; પરંતુ આ સઘળો પ્રકાર અનેક દ્વેષી સ્ત્રીઓથી જોઇ શકાયો નહિ. તેઓ જ્યારે જ્યારે એકઠી થતી હતી ત્યારે ત્યારે સરલાની અને તેનાં માતાપિતાની પુષ્કળ નિંદા કરતી હતી. એક

દિવસે પ્રાતઃકાળે તળાવના ઘાટ ઉપર સરલાની વાત નીકળી. ત્યાં આગળ સરલા સંબંધી નીચે પ્રમાણે વાતચિત ચાલવા લાગીઃ—

કુમુદસુંદરીઃ—પેલા નર્મદાશંકર મ્હોટા આબરુદાર કહેવાય છે; છતાં તેમના આચાર વિચાર અધર્મી જણાય છે! શું સરલા હવે કાંઇ નાની કીકી છે કે?

ગુણલક્ષ્મીઃ—ખરું પૂછો તો બ્હેન! મ્હને તો સરલાના ચરિત્ર સંબંધી જ શંકા ઉત્પન્ન થાય છે!

વિનોદસુંદરીઃ—એ છોડી વિધવા છે છતાં કેવી 'હા હા' કરતી હસી પડે છે! આવી અવસ્થામાં સ્ત્રીજાતથી હસાય જ કેમ?

સુશીલાઃ—બીજો એક વર પણ તેમના ઘરમાં તૈયાર છે! હરકત શી છે?"

વસંતકુમારીઃ—છાની રહે બ્હેન! આપણે એ વાતનું શું કામ છે? સરલાની મા સાંભળશે તો દુઃખી થશે.

કુમુદસુંદરીઃ—તેથી શું થઇ ગયું? ઉલટું આપણી વાતચિત તે સાંભળશે તો કાંઇક સાવચેત થશે.

બરાબર આ જ સમયે સરલા તળાવના ઘાટ ઉપર આવી હતી તથા પોતાના સંબંધી જ વાતચિત ચાલતી હોવાથી તેણે એક ગુપ્ત સ્થાને છુપાઇ રહી સઘળી વાત સાંભળી લીધી. વાત સાંભળી રહ્યા પછી તે ઘાટ ઉપર નહિ જતાં ઘેર પાછી ચાલી ગઇ. ઘેર જઇને તરત તેણે પોતાના સઘળા અલંકારો કાઢી નાખ્યા તથા એક તદ્દન સફેદ વસ્ત્ર પહેરી એકાંતમાં બેસી ઉચ્ચ સ્વરે તે રુદન કરવા લાગી. આ રુદનસ્વર સરલાની માતાએ સાંભળ્યો. સરલાની માતા પણ રુદન કરતી કરતી પુત્રી પાસે આવી તથા એક યુવક સરલાને રુદન કરતી સાંભળી પોતાના ઓરડાનું દ્વાર બંધ કરી એકલો બેઠો

બેઠો રુદન કરવા લાગ્યો. સરલાની માતા પુત્રીનું સાંત્વન કરતાં કહેવા લાગીઃ—"બ્હેન! તું અલંકારો કાઢી નાખીશ નહિ; અમે જીવીશું ત્યાં સુધી ત્હારી આવી અવસ્થા જોઈ શકીશું નહિ."

સરલાએ અવરુદ્ધ કંઠે કહ્યું:—"માતા! હું વિધવા છું. વિધવાથી આભુષણુ અલંકારો પહેરી શકાય નહિ."

સરલાના શબ્દોએ તેની માતાના હૃદયને વીંધી નાખ્યું. તેના હૃદયની અંદર જાણે કે ભીષણુ અગ્નિ સળગવા લાગ્યો. અશ્રુજળથી એ અગ્નિ કાંઈક અંશે બુઝાયો એટલે તેણે કહ્યું:—"બ્હેન! હજી તો તું બાળિકા છે. હમણાં જો તું આભુષણુ અલંકારો પહેરીશ તો કોઈ ત્હારી નિંદા કરશે નહિ."

સરલાએ કહ્યું:—"ના મા! હવે હું કાંઈ પહેરવાની નથી. આજથી હવે ત્હારી સરલા સાત્વિક ભોજન કરશે, એકાદશીને દિવસે નિર્જળા એકાદશી કરશે. આજથી તે પોતાના ઐહિક સુખોને જલાંજલિ આપશે. આજથી હવે તું મ્હને લાડકી ગણીશ નહિ. મ્હારા પિતાજીને પણ કહેજે કે, તેઓ મ્હારા વિચારોની આડે આવે નહિ. આજથી કોઈ સરલાના ઉપર પૂર્વવત્ પ્રેમ રાખશો નહિ."

સરલાની માતાએ ક્ષીણકંઠે કહ્યું:—"બ્હેન! હજી તું બાળિકા છે. આટલું બધું કષ્ટ તું કેવી રીતે સહન કરીશ?"

સરલાઃ—હું હવે બાળિકા નથી. અત્યાર સૂધી બાળિકા હતી તેથી જ મ્હારું હૃદય અજ્ઞાનના અંધકારના આવરણુ નીચે ઢંકાયલું હતું. માતા! કષ્ટ સહન કરવાને માટે જ ત્હારી આ અભાગિની પુત્રીનો જન્મ થયો છે! હશે, જેવી ઇશ્વરેચ્છા!

આ સમયે સરલાના પિતા ત્યાં આગળ આવી ચઢ્યા. તેમણે પત્નીને સંબોધીને કહ્યું:—"સરલાને બાર વર્ષ પૂર્ણ થઇ ગયાં છે

તેથી હવે તેને પોતાના કર્તવ્યનું જ્ઞાન થયું છે. તેને પરલોક માટે પુણ્યસંચય કરવા દો. તેની ઇચ્છા આડે કોઇ આવશો નહિ."

આ પ્રમાણે કહી પંડયાએ એક વખત પુત્રીની મુખમુદ્રા તરફ દૃષ્ટિ કરી. દૃષ્ટિ કરતાંની સાથે જ તેમનાં નેત્રોમાં પણ આંસુ ભરાઇ આવ્યાં. તેઓ મનમાં ને મનમાં બોલ્યાઃ—"હે પ્રભુ! દીનબંધુ દયાળ! આ કરતાં સરલાનું મૃત્યુ જ શા માટે નિર્માણ ન કર્યું?"

અરેરે! કેવું ભાગ્ય! પિતા પોતાની પ્રાણાધિક, લાડકી, જીવન સર્વસ્વ એકની એક પુત્રીના મૃત્યુની કામના કરે છે!

\+ + + +

વૈશાખ માસનો દિવસ હતો. સાંજના ચાર વાગ્યા હતા. એક બાર વર્ષની બાળિકા આકુળવ્યાકુળ બની જઇ શય્યા ઉપર સૂતી હતી. તેની પાસે બેસીને તેની માતા પંખો હલાવતી હતી તથા અશ્રુજળથી પહેરેલા વસ્ત્રના પાલવને ભીંજવતી હતી. આ સિવાય ચાર પાંચ સગી સ્ત્રીઓ શય્યાની આસપાસ બેઠી હતી. બાળિકાનો પિતા થોડે દૂર અસ્થિર ચિત્તે ઉભો હતો. આ બાળિકા અન્ય કોઇ નહિ પરંતુ આપણી ચિર-દુઃખિની, હતભાગિની બાળવિધવા સરલા હતી. સરલાને કોઇ ગંભીર રોગ થયો નહોતો. આજે તેને એકાદશી હતી. ધીમે ધીમે નેત્રો વિકાસી તેણે કહ્યુંઃ—"કેટલા વાગ્યા છે મા?"

સરલાની માતાએ ઉત્તર આપ્યોઃ—"વિશેષ વખત થયો નથી. હજી તો ચાર વાગ્યા છે."

સરલાઃ—ત્યારે તું ખાઇ લેને મા!

માતાઃ—બ્હેન! ત્હેં આખા દિવસમાં પાણી સુદ્ધાં પીધું નથી તો પછી હું કેવી રીતે ખાઇ લઉં?

સરલા પોતાની માતાને ભોજન કરી લેવાનું વારંવાર કહેવા

લાગી. પાસે જે માણસો બેઠાં હતાં તે સઘળાં પણ તેને ભોજન કરવાનો આગ્રહ કરવા લાગ્યાં. છેવટે નિરુપાયે સરલાની માતા આહાર કરવા તો બેઠી; પરંતુ તેનાથી એક પણ ગ્રાસ મુખમાં મૂકી શકાયો નહિ. આંસુથી સઘળુ અન્ન ભીંજાઇ ગયું!

ધીમે ધીમે સંધ્યા સમય થયો. એ સમયે સરલાની સ્થિતિ ઘણી ખરાબ હતી. તે હવે વાત કરી શકતી નહોતી. નેત્રોદ્વારા જોઇ શકતી નહોતી. ભૂખથી તેનો જીવ જાણે તેના શરીરનો ત્યાગ કરી ચાલ્યો જવાની તૈયારી કરી રહ્યો હતો. અતિ ક્ષીણસ્વરે ત્રુટક શબ્દોથી સરલાએ કહ્યું:—"હવે મ્હારાથી રહી શકાતું નથી. મ્હને માત્ર એક જ વખત પાણી પાઓ. તૃષાથી છાતી ફાટી જાય છે; મ્હારે બીજું કાંઇ જોઇતું નથી. મા! માત્ર એક જ વખત પાણી—"

પરંતુ પાણી પાય કોણ? આજે એકાદશીને દિવસે વિધવાને પાણી પાઇને કોણ પાપનો સંચય કરે? કોઇએ પાણી પાયું નહિ. સર્વ ઉપરનાં મર્મભેદક વચનો સાંભળી રુદન કરવા લાગ્યાં!

આ સમયે એકાએક મદન ત્યાં આગળ આવી પહોંચ્યો તથા નર્મદાશંકરના ચરણોમાં પોતાનું મસ્તક નમાવી વ્યાકુળ કંઠે કહેવા લાગ્યો:—"હવે આ દેખાવ જોઇ શકાતો નથી. સરલાને એક વખત પાણી પાઓ."

નર્મદાશંકરે આશ્ચર્ય પામી કહ્યું:—"વિધવાના મુખમાં પાણી રેડી કોણ તેનાં પુણ્યોનો નાશ કરે તેમ છે તથા તેમ કરી પોતે પણ પાપભાગી થાય તેમ છે?"

મદને કહ્યું:—"હું તેમ કરી શકીશ. આવા પ્રસંગે મ્હને પાપ પુણ્યની બિલકુલ ચિંતા નથી."

નર્મદાશંકરે ક્રોધાવેશમાં આવી જઇ કહ્યું:—"શું ત્યારે તને નરકનો પણ ભય નથી?"

આંગ્લવિદ્યાના પરિચયથી યુવકે ઉત્તેજિત સ્વરે કહ્યું:—"જો આ પાપના પ્રાયશ્ચિત્તને માટે અનંતકાળ સુધી નરકમાં રહેવું પડે, જો અનંતકાળ સુધી અગ્નિમાં બળી ભસ્મ થઇ જવું પડે યા તો તેથી પણ કોઇ વિશેષ ભયંકર દુઃખ ભોગવવું પડે તો તે સઘળું સહન કરવાને હું તૈયાર છું; પરંતુ મ્હારાથી આ દેખાવ જોઇ શકાતો નથી!

આ સમયે નર્મદાશંકરે કરૂણ સ્વરે કહ્યું:—"તું અંગ્રેજી ભણ્યો છે, તું હિંદુ ધર્મ તરફ તિરસ્કારની નજરથી જુએ છે; તેથી હું મ્હારી નજર આગળ તો મ્હારી પુત્રીના ધર્મનો નાશ થવા દઇશ નહિ."

મદનઃ—પ્રથમ તેના જીવનનું રક્ષણ કરો; પછીથી ધર્મ.

નર્મદાશંકર—ધર્મને માટે મ્હારી પુત્રીનું મૃત્યુ થશે તો તે હું જોઇ શકીશ; પરંતુ એકાદશીને દિવસે તેને જળપાન કરતી જોઇ શકીશ નહિ!"

ઉપરના શબ્દો સાંભળી યુવકે તરત જ એક વખત પંડ્યાના મુખ તરફ નજર કરી. જોયું તો તેનાં નેત્રોમાંથી આંસુઓ ઉભરાઇ જતાં હતાં; પરંતુ મુખ ઉપર દૃઢ નિશ્ચયનાં ચિહ્ન જણાતાં હતાં! આવો દેખાવ જોઇ યુવક પણ રુદન કરવા લાગ્યો.

## (૫)

બીચારો મદન સરલાને માટે હરનિશ રૂદન કર્યા કરતો હતો. આવી રીતે પણ બીજાં કેટલાંક વર્ષ પસાર થઇ ગયાં. એકાએક સરલા આગળ લીધેલી પ્રતિજ્ઞા મદનને યાદ આવી. આ સમયે શોક અને ક્ષોભથી તેનું હૃદય ઘણું દુઃખી થયું. શી રીતે સરલાને સુખી કરવી એ સંબંધીનો વિચાર કરતાં કરતાં તે આકુળ વ્યાકુળ બની ગયો. અત્યાર સુધી તે તેને સુખી કરી શક્યો નહિ તેથી પોતાના જીવનને તે ધિક્કારવા લાગ્યો. તેણે સ્વગત નિશ્ચય કર્યો કે, "કોઇ પણ

પ્રકારે સરલાનો પુનર્વિવાહ થાય એવી હું ખટપટ કરીશ." પરંતુ તે સાથે તેને એમ પણ લાગ્યું કે "જો સરલાનો વિવાહ બીજા કોઇની સાથે થવા દઇશ તો શું હું સુખી થઇશ ? એવી રીતનો વિવાહ તો એક વખતે થયો હતો; પરંતુ મ્હને તે સમયે સુખ લાગ્યું નહોતું; છતાં ગમે તેમ હોય, સરલાનો વિવાહ અન્ય કોઈ સાથે થશે અને તેમ થયાથી જો તે સુખી થશે તો પછી તેના સુખમાં જ હું મ્હને પોતાને પણ સુખી સમજીશ. સરલાની પ્રાપ્તિ થવાથી હું સુખી થાઉં એ નક્કી પરંતુ મ્હારા ભાગ્યમાં સરલા મેળવવાનું ન લખ્યું હોય તો પછી સરલાના સુખમાં મ્હારે શામાટે આડે આવવું ?"

એક દિવસે સંધ્યાકાળે મદન સરલાની માતા પાસે બેસી અનેક પ્રકારની વાતચિત કરતો હતો. એવા સમયે એકાએક સરલાની વાત તેને યાદ આવી. તેણે આ સુયોગને સાધી લઇ રુદન કરતાં કરતાં મસ્તક નમાવી સરલાની માતાને કહ્યું:—"માજી! મ્હારી એક વિનંતિ છે—સરલાનો પુનર્વિવાહ કરવો પડશે."

સરલાની માતાએ વિના વિલંબે ઉત્તર આપ્યો:—"ના ભાઇ! એવું ફરીથી બોલીશ નહિં. વિધવાનો પુનર્વિવાહ થઈ શકે ખરો કે ?"

મદને પોતાના વાક્યનું સમર્થન કરવા કહ્યું:—"વિધવાનો વિવાહ શાસ્ત્રસંમત છે. શું તમે મહાત્મા પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર, સ્વામી દયાનંદ વગેરે મહા પુરુષોએ વિધવાવિવાહ શાસ્ત્રસંમત છે એવું સિદ્ધ કરી બતાવ્યું છે તે જાણતાં નથી ?"

સરલાની માતાએ જણાવ્યું:—"જો વિધવાવિવાહ શાસ્ત્રસંમત છે તો પછી હજી તેનો પ્રચાર કેમ થયો નથી ? વિધવાનો વિવાહ કરનારને જાતિબહિષ્કૃત કરવામાં આવે છે એ શું ત્હારી ધ્યાન બ્હાર છે ?"

મદનઃ—આપણો સમાજ ઘણો અજ્ઞાન છે તેથી જ આ વિષય તરફ આટલી બધી સંકુચિત દૃષ્ટિથી જુએ છે. વળી સરલા બાળવિધવા છે. તેનો પુનર્વિવાહ કરવામાં કોઇ પણ પ્રકારનો દોષ નથી.

એવામાં એકાએક ત્યાં આગલ નર્મદાશંકર આવી પહોંચ્યા. તેમણે પ્રશ્ન કર્યોઃ—" મદન ! કોના પુનર્વિવાહની વાત ચાલે છે ?"

નર્મદાશંકરનો કંઠસ્વર સાંભળી પ્રથમ તો મદનના મનમાં થોડી ઘણી ભીતિ ઉત્પન્ન થઇ; કારણ નર્મદાશંકરનાં નેત્રો લાલચોળ થઇ ગયેલાં હતાં તથા ગુસ્સાથી તેમનું સર્વાંગ કંપતું હતું.

મદને ધ્રુજતે સ્વરે ઉત્તર આપ્યોઃ—" આપની અભાગિની કન્યા સરલાનો. "

નર્મદાશંકરનો ક્રોધ ઘણો વધી ગયો. તેમણે ક્રોધથી ધ્રુજતાં ધ્રુજતાં કહ્યું:-" મ્હારી પુત્રી વિધવા છે; જે તેના પુનર્વિવાહની વાત કાઢે તેને હું મ્હારા શત્રુ સમાન સમજું છું. હું મ્હારા શત્રુનું મ્હોં ક્ષણકાળ માટે પણ જોવાને ઇચ્છતો નથી. "

મદને સ્થિરભાવથી ઉત્તર આપ્યોઃ—" જો મ્હારાથી અપરાધ થયો છે એમ આપને લાગતું હોય તો આપ જે સજા કરો તે સહન કરવાને હું તૈયાર છું; પરંતુ મ્હારી છેવટની એટલી જ પ્રાર્થના છે કે, દયા, સ્નેહ, માયા મમતા એ સર્વને દૂર કરી આપ આપની એકની એક પુત્રીને હમ્મેશાંને માટે દુઃખના દાવાનળમાં હડસેલી મૂકશો નહિ."

નર્મદાશંકર પૂર્વવત્ સ્વરે બોલ્યાઃ—" ધર્મ આગળ પુત્રીનું સુખ હું તુચ્છ સમજુંછું. ધર્મને માટે હું જો પ્રસંગ આવે તો મ્હારી એકની એક પ્રાણાધિક પુત્રીનું બળિદાન આપવાને પણ પાછી પ્હાની કરું નહિ. તેનો પુનર્વિવાહ કરી હું મ્હારા ધર્મથી હાથ ધોઇ નાંખીશ નહિ."

મદનઃ—વિધવાવિવાહ તો શાસ્ત્રસંમત છે.

નર્મદાશંકર:—નહિ–નહિ, કદાપિ હોય નહિ. ખ્રિસ્તીઓ, આર્યસમાજીષ્ટો તેમજ પ્રાર્થનાસમાજીષ્ટો જ વિધવાવિવાહ શાસ્ત્રસંમત છે એવો ડંકો વગાડે છે. સાચા સનાતન ધર્મના તેઓ વિરોધી છે.

મદન:—આપ બુદ્ધિમાન્ છો, જ્ઞાની છો. આપની સાથે વાદ-વિવાદ કરવાની શક્તિ આ ક્ષુદ્ર જીવમાં નથી. હું આપને પગે પડી પ્રાર્થના કરું છું કે આપ સરલાનો પુનર્વિવાહ કરો. આપ તેના પિતા છો આપ તેને સુખી નહિ કરો તો બીજું કોણ કરશે ?

નર્મદાશંકર:—તું સરલાના વિવાહ માટે ઘણા દિવસથી ખટપટ કરે છે એ હું જાણું છું; વળી વિશેષમાં હું એ પણ જાણું છું કે સરલાને ત્હારે ત્હારી પત્ની બનાવવાનો વિચાર છે. હું તને સચ્ચરિત્ર ધારતો હતો તેથી જ તને કોઇ પણ પ્રકારનો ઠપકો નહિ આપતાં ત્હારું મ્હેં પુત્રવત્ પ્રતિપાલન કર્યું છે; પરંતુ મ્હને હવે કલંક લાગવાનો ભય રહે છે. હવે હું ત્હારો વિશ્વાસ રાખી શકું તેમ નથી. હમણાં ને હમણાં ત્હારે આ આશ્રયસ્થાનનો હમ્મેશાંને માટે ત્યાગ કરવો પડશે.

મદન:—હા, હું હમણાં ને હમણાં આ સ્થાનનો ત્યાગ કરવા તૈયાર છું; પરંતુ ત્યાર પછી આપ સરલાનો બીજા કોઈ સારા પાત્રની સાથે વિવાહ કરશો કે ?

નર્મદાશંકર:—તું એક પણ શબ્દ ઉચ્ચાર્યા સિવાય મ્હારી નજર આગળથી ત્હારું કાળું મ્હોં દૂર લઇ જા. હું ત્હારું મ્હોં એક ક્ષણને માટે પણ જોવાની ઇચ્છા રાખતો નથી.

નર્મદાશંકર ક્રોધથી થર થર કંપવા લાગ્યા. સરલાની માતા પોતાના પતિને મદન તરફ આટલી બધી ક્રૂરતા નહિ દર્શાવવા માટે કરગરવા લાગી; પરંતુ નર્મદાશંકરે તે તરફ બિલકુલ લક્ષ્ય આપ્યું

નહિ. મદને રુદન કરતાં કરતાં સરલાની માતા પાસેથી વિદાય લીધી. સરલાની માતા પણ તે સમયે રુદન કરતી હતી. તેનાથી કાંઇ બોલી શકાયું નહિ. ત્યાર પછી મદને પંડ્યાને કહ્યું:—" હું મ્હારાં માતાપિતા સંબંધી કાંઇ જાણતો નથી; માત્ર આપને પિતા તરીકે પિછાનું છું. આથી કરીને જ મ્હેં સઘળી વાત આપને ભાર દઇને કહી છે. જો મ્હારા આવા આચરણથી મ્હારો કાંઈ અપરાધ થયેલો લાગ્યો હોય તો ક્ષમા આપજો. આપના ઋણનો બદલો હું આ જન્મમાં વાળી શકવાને અસમર્થ છું. હું આજે આપની પાસેથી હમ્મેશાંને માટે વિદાય લઉં છું. હવે, આ અભાગી જીવને કદાપી યાદ કરશો નહિ."

મદને તેના કોઇ અંગત સ્નેહીની પાસેથી સાંભળ્યું હતું કે, તેના વિદાય થયા પછી નર્મદાશંકર પોતાનું અશ્રુજળ રોકી શક્યા નહોતા. વિદાય થતી વખતે મદન સરલાની પાસે છેવટની રજા લેવા ગયો નહિ. તે પોતાનું અશ્રુજળ સાફ કરતો કરતો પંડ્યાના ઘરનો ત્યાગ કરી ચાલી નીકળ્યો.

મદન થોડે જ દૂર ગયો હશે એવામાં સરલા તેની પાસે જઇ પહોંચી. સરલાએ તેને બૂમ મારી ઉભો રાખ્યો. મદને પાછા ફરી કહ્યું:— " સરલા ! આ અભાગી જીવ પાસે તું આ સમયે શામાટે આવી ?"

સરલા:—જીવનસર્વસ્વ ! તમે સદાને માટે ચાલ્યા જાઓ છો અને હું તમને છેવટની વખતે મળવા પણ ન આવું ? મદનમોહન! શું તમે મ્હને ચ્હાતા નથી ?

" સરલા ! આજે તું આમ કેમ બોલે છે ? શું હું તને નથી ચ્હાતો ? ત્હારે મ્હોંએ આજે હું આ શું સાંભળું છું ? જો ત્હારી ખાત્રી ન હોય તો હું તને મ્હારું સર્વાંગ ચીરી નાખીને બતાવું કે મ્હારી રગેરગમાં, મ્હારા શરીરના લોહીમાં ત્હારા પ્રેમનો પ્રવાહ એકત્ર થઇ

ગયેલો છે. સરલા! પ્રિયે! આ જન્મમાં તો હું તને ભૂલી શકું તેમ નથી."

સરલા પત્થરની પુતળી પ્રમાણે સ્થિર થઇ ગઇ! તે મદનની સઘળી વાત સમજી શકી નહિ તો પણ બોલી:—"એ વાતનું હવે કાંઇ કામ નથી; પરંતુ મ્હને કહો કે આજે તમે ક્યાં જાઓ છો?"

મદન:—ક્યાં જાઉં છું? સરલા! આ પૃથ્વીમાં હવે હું કોની પાસે જઇ શકું તેમ છું? દેશેદેશ ભટક્યા કરીશ. કોઇ એક જ સ્થળે હું રહી શકીશ નહિ.

સરલા:—એમ ભટકીને શું કરશો?

મદન—શું કરીશ? જો સાંભળ, ગામે ગામમાં તથા નગરે નગરમાં જઇને વિધવાનાં દુ:ખો દૂર થાય એ સંબંધીનાં વ્યાખ્યાનો કરીશ.

પાશ્ચાત્ય સભ્યતાને પામેલા મદનના વ્યથિત હૃદયને તે સમયે હિતાહિતનું જ્ઞાન નહોતું તથા અંગ્રેજી વિદ્યા પામેલો અને શાસ્ત્રના રહસ્યથી અજ્ઞાન રહેલો યુવક હિંદુશાસ્ત્રકારોના મહાન્ ઉદ્દેશને કેવી રીતે સમજી શકે? પરંતુ મદનનાં વચનોથી વિધવા બાળિકા તેના દુ:ખનું મુખ્ય કારણ સમજી શકી નહિ. સરલા હિંદુ કન્યા છે એ પરજન્મ તથા ભાગ્યને માનનારી છે. આથી કરીને તે સ્થિરદૃષ્ટિથી અવાક્ બની જઇ મદનના તરફ જોઇ રહી. તેણે મનમાં ને મનમાં વિચાર્યું-"મદનમોહનનું ચિત્ત ઉત્તેજિત બની ગયેલું જણાય છે." પાછીથી તેણે પ્રકાશમાં કહ્યું-"તમે મ્હારી પાસે એક પ્રતિજ્ઞા કરી છે તેનું તમને સ્મરણ છે કે?"

મદન—તને સુખી કરવાની જ મ્હેં પ્રતિજ્ઞા કરી છે અને હું તે ભૂલી ગયો નથી. એ પ્રતિજ્ઞા હું પાળી શકતો નથી તેથી જો હું

આ તુચ્છ જીવન વિસર્જન કરું તો પ્રતિજ્ઞાભંગનું પ્રાયશ્ચિત્ત થશે કે નહિ?

"પરંતુ હું તેથી સુખી થઇ શકીશ નહિ. મ્હને સુખી કરવાનો માત્ર એક જ સરળ માર્ગ છે."

"કયો માર્ગ?" મદને આતુરતાથી પ્રશ્ન કર્યો.

સરલાએ ઉત્તરમાં કહ્યું—"તમે કોઇ યોગ્ય ગુરુની પાસે શાસ્ત્રજ્ઞાન મેળવો. પછી તમે સમજી શકશો કે, મ્હારી આ અવસ્થામાં હું કેટલી સુખી છું!"

મદને એક વખત સરલાના મુખ તરફ નજર કરી; પરંતુ તેથી તે સરલાના મનનો કાંઇ પણ ભાવ સમજી શક્યો નહિ. થોડા સમય સુધી વિચાર કર્યા પછી તેણે કહ્યું—"ઠીક ત્યારે, હું ત્હારા કહેવા પ્રમાણે કરવાને તૈયાર છું."

× × × ×

જેમ બને તેમ ત્વરાથી મદનમોહન કાશી જઇ પહોંચ્યો. પૂર્વજન્મના પુણ્યપ્રભાવથી ત્યાં તેને એક યોગ્યતાવાળા ગુરુ પણ મળી ગયા. એ ગુરુની પાસે દશ વર્ષ સુધી શાસ્ત્રજ્ઞાન મેળવીને મદનમોહન સમજ્યો કે—"જો પૃથ્વીમાં કોઇ ઉત્તમ ધર્મ હોય તો તે હિંદુધર્મ છે; વળી બાળવિધવા સરલાએ સત્ય જ કહ્યું છે કે હિંદુસ્તાનમાં બ્રાહ્મણ કુળની અંદર તે જન્મી છે તેથી તે પોતે જે સ્થિતિમાં છે તે સ્થિતિમાં જ તે સુખી છે?"






( ૧ )

"પરમ પૂજનીય—

આપણો વિવાહ સંબંધ થયા પછી આપશ્રીને હું આ પ્રથમ જ પત્ર લખું છું. આપના બે ત્રણ પત્રો મ્હને પહોંચ્યા છે તથા તેના પ્રત્યુત્તર મ્હેં આપને શા માટે નથી લખ્યા તેનું કારણ આ પત્ર વાંચીને આપ જાણી શકશો.

આપણે બન્ને શુભ પરિણયના બંધનથી બંધાયાં છીએ એ સત્ય છે; પણ વિવાહ એ ઇચ્છા-અનિચ્છાની તથા રૂચી પ્રવૃત્તિની વાત છે. આપણો વિવાહ થયો ત્યારે તે સંબંધી મ્હારી અનુમતિ કોઇએ લીધી જ નથી.

આપ જાણો છો કે મ્હને એક મેમ શિખવવાને આવે છે. તે અંગ્રેજ રમણી છતાં—ખ્રિસ્તિ ધર્માવલંબિની હોવા છતાં તે મ્હારી શિક્ષયિત્રી, ઇષ્ટદેવીસ્વરૂપિણી છે. તેના જ આદેશાનુસાર હું આપને આ પત્ર લખું છું. મ્હારી પ્રગલ્ભતા માટે આપ મ્હને ક્ષમા આપજો. આપ ઉચ્ચ શિક્ષાથી સુશિક્ષિત થયેલા ઉદાર સ્વભાવના સાધુ પુરુષ છો. આપની આગળ મનની વાત સરળતાથી નિવેદન કરું છું, તેમાં કાંઇ અપરાધ જેવું લાગે તો ક્ષમા આપશો.

આપણો વિવાહ થતાં અગાઉથી જ હું પ્રણયમોહન નામક યુવકને મ્હારા હૃદયપૂર્વક વરમાળા આરોપી ચુકી છું. આ મંગળ કાર્યમાં સહાયક તરીકે સ્વયં ભગવાન્ અને મ્હારી શિક્ષયિત્રી બેજ

છે. પ્રણયમોહન પણ મ્હારો મનોગત વિચાર સારી રીતે જાણે છે. પત્નીરૂપે મને ગ્રહણ કરવાને તે શુભ અવસરની જ રાહ જોયા કરે છે; કિંતુ તેઓ કૌલિન્યમર્યાદાશૂન્ય એટલે કે દરિદ્રના સંતાન હોવાથી પિતાશ્રી તેમની સાથે મ્હારો સંબંધ જોડવાનું પસંદ કરતા નથી. આપ કુલીન પૈસાદારના પુત્ર અને વિદ્વાન્ છો તેથી મ્હારા પિતાશ્રીએ દશ હજાર રૂપિયાનો વ્યય કરી, અનેક અડચણો સહન કરીને આપને જામાતૃ પદ ઉપર અધિષ્ઠિત કર્યા છે. આપણા હિંદુસમાજની પદ્ધતિથી–દૃષ્ટિથી હું આપની પત્ની છું અને આપ મ્હારા સ્વામી છો; પરંતુ એ સામાજિક સંબંધ જ છે. સકળ જાતિના ઇષ્ટ દેવતા–દયાસાગર ઇશ્વરના સિંહાસન આગળ તો હું પ્રણયમોહનની પત્ની છું. આમ હોવાથી જ મ્હેં આપના પ્રણયપત્રોનો પ્રત્યુત્તર આપ્યો નથી. સમાજનું શાસન આપને અનુકૂળ છે અને તેથી જ આપ મ્હારા દેહને લઇ તેનો ઇચ્છાનુસાર ઉપયોગ કરી શકશો! સત્ય કથા આપની સેવામાં નિવેદન કરી છે. દયામય પ્રભુ આપને સુબુદ્ધિ આપી સન્માર્ગ દર્શાવે એવી જ મ્હારી અંતિમ પ્રાર્થના છે.

ક્ષમાભિલાષી અનુપમા."

( ૨ )

પ્રિય પાઠક! હસશો નહિ. આ તો મ્હારો પ્રથમ પ્રણયપત્ર છે. મહા મહેનતે અનુપમા સાથે મ્હેં વિવાહ કર્યો છે. તેનું અનુપમ રૂપમાધુર્ય જોઇ, તેના હાથથી વાગતો પિયાનો સાંભળી, તેનું મધુર સુરમ્ય કંઠસંગીત સાંભળી, તેનો શેલી, બાયરન, દયારામ, પ્રેમાનંદ, નરસિંહરાવ ન્હાનાલાલ વગેરેનાં કાવ્યો તરફનો શૉખ જોઇ અનુપમા સાથે મ્હેં વિવાહ કર્યો છે. મ્હારા હૃદયસ્વર્ગની નંદનવનની દેવી કરવાને માટે મ્હારા નિષ્કલંક પ્રીતિપર્યંકમાં મ્હેં સ્વર્ગની દેવી

અનુપમાને બેસાડી છે. અનુપમાના રૂપસૌંદર્યની પણ તુલના થઇ શકે તેમ નથી. સ્વચ્છ કપોલયુગલ, વિશાળ લલાટ, સુંદર ગ્રીવા, સફેદ દંતપંક્તિ, પરદેશથી આવેલાં . અજાણ્યા યાત્રુની પેઠે શર્માતાં સ્તન વગેરેની સુંદરતા જોતાં તે કોઇ સુરલોકની સુરસુંદરી, ઇંદ્રલોકની અપ્સરા યા તો સાક્ષાત રતિ જેવી જણાય છે.

અરેરે! અનુપમાનો આવો પત્ર વાંચી હું દીવાનો થઇ જઇશ એવો મ્હને ભય રહે છે. અનુપમા શું મ્હને હૃદકપૂર્વક નથી ચ્હાતી ? હું શું કરું ? અનુપમાનો મોહ મ્હારાથી આ જીવનમાં એક ક્ષણ માટે પણ ભૂલાવાનો નથી. એ પ્રેમમયી પ્રતિમાનું વિસર્જન આ જન્મમાં તો થઇ શકે તેમ નથી જ. તેના પ્રેમને માટે હું મ્હારા સર્વસ્વની જલાંજલિ આપી દઇશ. મ્હારી વકિલાત બંધ પડી ગઇ છે, ઉપાર્જન બંધ થઇ ગયું છે, લોક—લૌકિકતાનો વિલય થયો છે; માતા પિતાની સેવા કરવાનું પણ મ્હારી આવી સ્થિતિ હોવાથી બની શકતું નથી. મ્હારો આલોક પણ નથી તેમજ પરલોક પણ રહ્યો નથી. મ્હારા રૂપના કટોરામાં શું આટલું બધું હળાહળ વિષ ઢળ્યું છે ? મ્હારા સુખના વિલાસચંદ્રમાં શું આવા પ્રકારના કલંકનું શશાંક બેસશે કે ?

હું શું દીવાનો બની ગયો છું ? દીવાના બની જવામાં હવે બાકી પણ શું રહ્યું છે ? ઉપરોક્ત પત્ર મળ્યા પછી મ્હને આહાર નિદ્રાનું જ્ઞાન નથી. સાજ સજ્જા નથી, રહસ્યાલાપ કરવાની ઇચ્છા નથી, કર્તવ્યજ્ઞાન પણ નથી. અરેરે! આ કેવા રૂપની જ્વાળા છે કે જેની અંદર હું મ્હારાં તન બદનને જલવા દઇ ખાક થવા દઉં છું! ખરેખર, હું દીવાનો જ થઇ ગયો છું. પેલી શિક્ષયિત્રી અંગ્રેજ રમણી—એ તે રાક્ષસી કે પિશાચિની ? તેણે મ્હારા સુખના રસ્તે સ્મશાનની અતિ ઉષ્ણ ચિતાભસ્મ નાંખી દીધી છે ! હું જીવતો છતાં મરણ પામેલા મનુષ્યના જેવી અવસ્થા સહન કરું છું !

( ૩ )

દીવાનાની માફક જ્ઞાનશૂન્ય બનીજઇ, હું મ્હારા બાળમિત્ર પ્રિયનાથની મુલાકાતે જવા નીકળ્યો; પ્રિયનાથ પાસે જઇ મ્હેં તેના હાથમાં અનુપમાનો પત્ર મૂકયો. પત્ર વાંચી રહ્યા પછી પ્રિયનાથે સ્મિત કર્યું અને કહ્યું:—" શરત્! આ પ્રમાણે જ્ઞાનશૂન્ય બની જઇશ નહિ. પ્રસ્તુત પત્ર વાંચી ચિંતા કરવા જેવું કાંઇ હોય એવું તો મ્હને જણાતું નથી. હું પણ જાણું છું કે ત્હારાથી અનુપમાનો ત્યાગ થઇ શકે તેમ નથી. વળી અનુપમા ત્યાગ કરવા લાયક નથી. તે ઘણી જ સૌંદર્યવતી અને સુશિક્ષિતા છે. તેનો પત્ર વાંચવાથી સ્પષ્ટ માલમ પડે છે કે ત્હારી માફક તે પણ રૂપમુગ્ધ અને તરંગી છે. પ્રણયમોહન વિદ્વાન્ તેમજ ઘણો સૌંદર્યસંપન્ન યુવક છે અને તેથી જ અનુપમા તેને ચ્હાય છે."

મ્હેં અધીરતાથી પૂછ્યું:—" ત્યારે હવે ઉપાય ? "

પ્રિયનાથે પ્રત્યુત્તર આપ્યો:—" ઉપાયની શી ખોટ છે? ત્હારા પિતાને કહી અનુપમાને ત્હારે ઘેર તેડાવી મંગાવ. તેને તું ત્હારી પાસે રાખીશ નહિ. બાગની અંદર બીજા એક સુંદર બંગલામાં જ તેના રહેઠાણની વ્યવસ્થા કરી રાખજે. ત્હારી વૃદ્ધ ફોઇને તેની સાથે રહેવાનું સુચવજે. દાસ દાસી દરવાન વગેરેનો પણ સારો બંદોબસ્ત કરવો જોઇએ. ત્રણ માસ સુધી ત્હારા કોઇ સગાવ્હાલાએ ત્યાં જવું નહિ. ફક્ત દરરોજ એક વખત ત્હારે પોતે તેની મુલાકાત લઇ આવવી. તપાસ એટલી જ રાખવાની કે અનુપમા પ્રણયમોહનને એક પણ પત્ર લખી શકે નહિ અને પેલી શિક્ષયિત્રીની અનુપમા સાથે મુલાકાત થાય નહિ."

મ્હેં કહ્યું:—" એમ કરવાથી શું થશે? શું જબરદસ્તીથી

આપણું ધાર્યું થઇ શકશે ? તેના વિચારોને જો દબાવવામાં આવશે તો તે કદાચ આત્મહત્યા કરશે !"

પ્રિયનાથ:—અનુપમા ફક્ત લખવા વાંચવાનું જ શિખી છે, ફક્ત ગાવું બજાવવું જ જાણે છે તથા શિક્ષયિત્રી આગળ નાટક નૉવેલનો જ અભ્યાસ કર્યો છે. તે સ્વતંત્રતાની હિમાયત કરનારી છે, ધર્મ કર્મનું તેને ભાન નથી, સમાજતત્વથી તે અજ્ઞાત છે. આમ છતાં તે હિંદુગૃહસ્થની કન્યા છે, હિંદુસંસારમાં ઉછરી મોટી થઇ છે. તેણે જે પત્ર લખ્યોછે તે નૂતન યૌવનના પ્રભાવથી, આંગ્લ સાહિત્યના અભ્યાસથી, રૂપવિલાસના મોહથી મુગ્ધ થઇ જઇને જ લખ્યો છે. જો તેને થોડા સમય માટે બરાબર દેખરેખમાં રાખવામાં આવે તો તે ત્હારી જ થશે. ત્હારાં ફોઇબા અનુભવી અને ધર્મપરાયણ છે. તેઓ તેને ધર્મોપદેશ આપશે. ધર્મોપદેશના પ્રભાવથી તે સન્માર્ગનું દર્શન કરી શકશે અને પોતાની ફરજનો સહજ વિચાર કરી શકશે. આવા પ્રસંગે હમ્મેશાં ત્હારું દર્શન થવાથી તેની સ્પૃહાનો પ્રવાહ ત્હારા તરફ ખેંચાઇ આવશે. ત્હારી અનુપમા ત્હારી જ થશે.

મ્હેં કહ્યું:—" ભાઇ! તને ખબર છે કે મ્હને અનુપમા ઘણી સૌંદર્યમયી લાગે છે! તેનું સૌંદર્ય જ મ્હને પાગલ બનાવી દે છે."

પ્રિયનાથ;—અંગ્રેજી શિક્ષણથી ત્હારું માથું પણ બગડી ગયું છે! અંગ્રેજી નાટકો–નૉવેલોમાં આવા પ્રકારના અનુરાગની કથાઓ હોય છે; પરંતુ તે વાંચી જનસમાજમાં નૉવેલના નાયક થઇ ફરી શકાતું નથી! પ્રણયમોહન તરફ અનુપમાનો જે અનુરાગ છે તે અનુરાગ નહિ પણ એક પ્રકારની ઉત્તેજના છે. પ્રેમાલાપથી પરિપૂર્ણ વાર્ત્તાઓ તેમજ નાટકો વાંચવાથી અનુપમાના હૃદયમાં જે વિકારે પ્રવેશ કર્યો છે તે જ વિકારનું આ પરિણામ છે. વિકારનું

ઔષધ છે; પરંતુ પ્રકૃતિની વિકૃતિનું ઔષધ નથી. અનુપમાના આ વિકારની ચિકિત્સા કરવાનું કાર્ય કેવી રીતે કરવું તેનો ખુલાસો મ્હેં ઉપર કરી જ દીધો છે. ત્રણ માસની ધીરજ ધારણ કરવાથી ત્હારું કામ—ત્હારી મનોવાંચ્છના પાર પડશે.

હું દુરાશાનો દુષ્ટ શ્વાસ મૂકતો મૂકતો ધીમે ધીમે ઘેર આવ્યો અને પ્રિયનાથના ઉપદેશ અનુસાર મ્હેં સઘળી વ્યવસ્થા કરી નાંખી.

## ( ૪ )

બે માસ વીતિ ગયા છે. આજનું પ્રભાત મ્હારી જીંદગીને માટે એક મહદ્ આનંદમય થઇ પડયું છે. આજે અનુપમાનો એક પત્ર મ્હારા ઉપર આવ્યો છે. તે નીચે પ્રમાણે છે:

"શું આ જીવનમાં હું મ્હારા પાપનું પ્રાયશ્ચિત્ત કરી શકીશ નહિ? મ્હેં વિચાર્યું છે કે મ્હારું પ્રાયશ્ચિત્ત તુષાનલ છે. એ તુષાનલની જ્વાળા હું વેઠું છું. હું ધારી શકતી નથી કે કયી કુક્ષણે પિતાએ મ્હને અભ્યાસ કરાવવાની વ્યવસ્થા કરી છે—કયી કુક્ષણે મ્હેં મિસ માર્ટિન પાસે અભ્યાસ કરવાનો આરંભ કર્યો છે! અરેરે! મ્હેં મ્હારા સોનાના સંસારમાં ધૂળ મેળવી છે. અરેરે! હું મૂર્ખ અન્નપૂર્ણાસમાન સાસૂ, પિતા તુલ્ય શ્વસુર, ઇન્દ્ર સમાન સ્વામી વગેરેની યોગ્યતા અત્યાર સૂધી જાણી શકી નહિ!

નાથ! આમાં મ્હારો શો અપરાધ છે? હું નિરપરાધિની છું. જે પ્રમાણે મ્હને શિખવવામાં આવ્યું છે તે પ્રમાણે હું શિખી છું. જે શિખી છું તેનું શાસન ભોગવું છું. આ શાસનના પ્રભાવથી જ મ્હારાં નેત્રો કાંઇક વિકાસ્યાં છે. પ્રભુ! હું એક નારી—અબળા—ચિરવિહ્વળા છું. મ્હારા અપરાધનું પ્રાયશ્ચિત્ત કૃપાભાવે જણાવશો?

આપ સ્વામી, મ્હારા દેવતાના દેવતા, મ્હારું ઇહકાળ અને પર-

કાળનું સર્વસ્વ છો. જો કે આપે દયા કરી મ્હારા લખવા ઉપર ધ્યાન આપ્યું નથી; તો પણ આ જન્મમાં તો હું અપરાધિની થઇ ચુકી છું. જે દયાભાવથી એ દુઃસમયે આપે મ્હારી રક્ષા કરી છે તે જ દયાભાવથી શું આપ મ્હને આપના પવિત્ર ચરણમાં આશ્રય નહિ આપો? અરેરે! શું આપ મ્હને રાત્રિદિવસ આપની સેવા કરવાનું અતિ પવિત્ર કાર્ય નહિ સોંપો? મ્હને એમ થાય છે કે, આપના ચરણોમાં નમી પડીને રડતાં રડતાં મનની સઘળી વ્યથાની કથા આપને નિવેદન કરું; પણ હું રમણી છું અને તેથી રમણીસુલભ લજ્જા આવીને મ્હારી આ ઇચ્છાને રોકી રાખે છે. મ્હારા હૃદયની વાસના હૃદયમાં ઉપસ્થિત થઇ હૃદયમાં જ વિલય પામે છે.

જો મ્હેં નાટકો નૉવેલો વાંચવાનું પડતું મૂકી ધર્મનો અભ્યાસ કર્યો હોત તો પ્રથમ મિલનની ચંદ્રરજનીથી જ હું આપના સકળ સોહાગની અધિકારિણી થઇ શકી હોત.

પ્રભુ! હું અનાથના નાથ! રંકના બેલી! મ્હને ક્ષમા આપો. આપ મ્હારો સ્વીકાર નહિ કરો તો બીજું કોણ કરશે? આપ મ્હારી લજ્જા નિવારનાર વિપદભંજન છો. હું આપની દાસીની પણ દાસી થવાને યોગ્ય નથી. હું આપની સેવિકા થવા ઉપરાંત બીજી કાંઇ આશા રાખતી નથી; પણ આપ જો દયા કરશો તો હું મ્હારા આલોક તેમજ પરલોકનું સાર્થક કરવાનો પ્રયત્ન કરી શકીશ. વિશેષ શું લખું?

આપની ચરણસેવિકા અનુપમા."

મ્હેં આ પત્ર વાંચ્યો. નેત્રોનો વિશ્વાસ નહિ પડવાથી ખાત્રી કરવા માટે પુનઃ વાંચ્યો. ચક્ષુનો વિશ્વાસ પડ્યો ત્યારે બુદ્ધિની સ્થિરતા સંબંધી આશંકા ઉત્પન્ન થવા લાગી. શું હું ખરેખર જીવતો

જાગતો છું? આ કેવી પ્રેતપુરીની એક અલૌકિક ઘટના? અને પ્રિયનાથ! એ દેવતા કે ભવિષ્યદર્શી ઋષિ! તરત જ મ્હેં પ્રિયનાથ પાસે જઇ તેને એ પત્ર બતાવ્યો. પત્ર વાંચી પ્રિયનાથ હસ્યો. ઉદ્‌ભ્રાન્ત–ઉન્મત્ત થઇ મ્હેં કહ્યું:—"આમ હસે છે શા માટે? વારંવાર મ્હારી પત્નીના પત્ર ઉપર તને હસવું કેમ આવે છે?"

"ઔષધરૂપે આપેલી માત્રાએ યોગ્ય અસર કરી છે તેથી જ મ્હને હસવું આવે છે. રોગ કેવળ અનુપમાનો જ નહિ પણ ત્હારો સુદ્ધાં હતો. અનુપમાની ચિકિત્સા સાથે ત્હારી પણ ચિકિત્સા આ ત્હારા ડિગ્રી વિનાના ડૉકટર દોસ્તે કરી છે. કહે ભાઇ વીસમીસદીનો કયો ડૉકટર આવા રોગ ઉપર ત્હારા આ મિત્ર જેવી ઔષધી આપી શકશે?" પ્રિયનાથે સ્મિત કરતાં કરતાં જ કહ્યું.

"હા ભાઇ! હા, ત્હારો હસવાનો સમય છે."

"ભાઇ! તું જાણે છે કે હિંદુનો સંસાર એ દેવતાનો સંસાર છે. સાકાર સજીવ દેવ દેવી—પિતા અને માતા આ સંસારમાં અધિષ્ઠિત થયેલાં છે. આવા સંસારમાં વિલાસ તેમજ રૂપની સેવાને સ્થાન મળી શકતું નથી. અનુપમા સરળ રસ્તો સમજી ગઇ છે, તેથી હવે ત્હારો સંસાર પણ દેવતાના સંસાર જેવો હિંદુ સમાજને આદર્શરૂપ થઇ પડશે." બંને મિત્રોએ થોડા સમય સૂધી વાર્તાલાપ કર્યો ને પછી તેઓ છૂટા પડ્યા.

## ( ૫ )

આજનું પ્રભાત ઘણું સુરમ્ય છે. આજના દિવસ જેવો દિવસ મ્હારા જીવનમાં ફરીથી આવશે કે કેમ એ શંકાસ્પદ છે. મ્હારી પ્રેમદેવી અનુપમા માતાજીના ચરણ ચાંપે છે; માએ મ્હને બોલાવ્યો એટલે હું તેમના ઓરડામાં ગયો. જઇને જોઉં છું તો અનુપમા માતાના

એક પગ પાસે બેઠી છે. માએ મ્હારો હાથ પકડી મ્હને પોતાની પાસે બેસાડ્યો. પછી મ્હારા હાથમાં અનુપમાનો હાથ આપી તેમણે કહ્યું:—"બેટા! મ્હારી આ કુળલક્ષ્મીનું જીવનપર્યંત લાલન પાલન કરજે. તેને દુભાવીશ નહિ. એ આપણા ગરીબ ગૃહનું રત્ન તથા આંધળાની આંખ છે. મ્હારાં આ વાક્યોનું કદાપિ વિસ્મરણ કરીશ નહિ."

સંધ્યાકાળે હું મ્હારા શયનગૃહમાં ગયો. પાનબીડું ખાઇ હું પલંગપર બેઠો. થોડા સમય પછી અનુપમા પણ આવી પહોંચી. આવતાની સાથે જ તે મ્હારા બન્ને પગને માથું ટેકાવી જમીનપર બેસી જઈ આક્રંદ કરવા લાગી. શ્રાવણની ધારા પ્રમાણે તેનાં નેત્ર-યુગલમાંથી અશ્રુધારા વહેવા લાગી. અંતે બાષ્પગદ્‌ગદ કંઠે તે બોલી:—"પ્રભુ! મ્હને ક્ષમા આપો. આપની દયા હું પ્રાણાન્તે પણ ભૂલીશ નહિ."

મ્હારાથી તેની આવી દયાજનક સ્થિતિ જોઇ શકાઇ નહિ. મ્હેં કહ્યું:—"મ્હારા સંસારસુખની અધિષ્ઠાત્રી દેવિ! મ્હારા સોહા-ગસ્વપ્નની હરિણિ! તું આ પ્રમાણે મ્હારા ચરણતલમાં શા માટે પડી રહી છે?"

મ્હેં બન્ને બાહુ પ્રસારિત કરી મ્હારી કનકલતાને ઉઠાવી લીધી. મ્હારું આલોકનું સુખ, મ્હારા જીવનનું સર્વસ્વ, મ્હારી પ્રેમપ્રતિમા એ સર્વ મ્હને મળી ચુક્યું! હવે અમે બન્ને જણાં એક બીજાનાં રૂપ-સાગરનું દર્શન કરી મુગ્ધ બની જઇએ છીએ!



# લલાટના લેખ.

लिखिता चित्रगुप्तेन ललाटेऽक्षर मालिका ।
प्रागेव हि मनुष्याणां बुद्धिः कर्मानुसारिणी ॥

અર્થાત્‌:-ચિત્રગુપ્તે મનુષ્યના લલાટમાં જે અક્ષરોની પંક્તિ લખી છે તેને ઉડાવી બીજી વાર લખવાને દેવ પણ સમર્થ નથી.

જીવનમોહન ચૌધરી એક પ્રબળ શક્તિસંપન્ન જમીનદાર છે. જનસમાજનું એમ કહેવું છે કે તેમના પ્રબળ પ્રતાપથી વાઘ તેમજ બકરી એક જ ઘાટ ઉપર જલપાન કરે છે. જીવનમોહન નિષ્ઠાવાન્‌ હિંદુ છે. દેશનો અધ્યાપક સમાજ તેમનો અનેક પ્રકારે ઋણિ છે. જીવનમોહનનો એકનો એક પુત્ર પ્રાણમોહન પિતાના પરિશ્રમથી સુશિક્ષિત થયો છે. યથાસમયે પુત્રનો વિવાહ કરી જીવનમોહન પૌત્રનું મુખદર્શન કરવાની અભિલાષાથી પોતાના જીવનના અવશેષ દિવસો પસાર કરે છે; છતાં હજી સુધી તેમની એ અભિલાષા સફળ થઇ નથી.

આવી સ્થિતિમાં કેટલાક દિવસો પસાર થઇ ગયા. એવામાં એક સમયે પ્રાણમોહનની પત્ની પ્રમદાસુંદરીએ એક બાળિકાને જન્મ આપ્યો. બાળિકાના પ્રસવના સમાચાર સાંભળવામાં આવતાં જીવનમોહનને જે આનંદ થયો તે નિસ્સીમ હતો. તેમના હાથમાં આકાશનો ચંદ્ર જ જાણે કેમ ન આવ્યો હોય!

વૃદ્ધ દાદાએ બાળિકાનું નામ ઘણા જ પ્રેમથી માધુરી રાખ્યું. હવે વૃદ્ધાવસ્થાને લીધે તેઓ સંસારનાં કાર્યો તરફ વિશેષ નજર

રાખતા નહિ. જમીનદારીનો સર્વ કાર્યભાર પુત્ર પ્રાણમોહનને સોંપી તેઓ પોતાની પૌત્રી માધુરીની સાથે આનંદ વિનોદ કર્યા કરતા. ધીમે ધીમે માધુરી વૃદ્ધ પિતામહનું નયનઅંજન થઇ પડી. જીવનમોહને તેથી જ વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કર્યો નહિ.

વળી આજકાલ કેટલેક સ્થળે પુત્ર પુત્રીમાં જેવો ભેદ ગણવામાં આવે છે તેવો ભેદ આપણા આ જીવનમોહનને ત્યાં નહોતો. તેઓ તો વારંવાર એમજ કહેતા કે "મ્હારી માધુરી એક સો પુત્રથી પણ ચઢીઆતી છે. તે સો પુત્રનો બદલો વાળશે."

માધુરી ખરેખર માધુર્યમયી જ બની. જે તેના સુંદર મુખારવિંદ તરફ એક વાર દૃષ્ટિ કરતું તે પોતાની નજર પાછી ખેંચી લેવા ચ્હાતું નહિ. હમ્મેશાં પ્રભાત સમયે માધુરી જ્યારે વૃદ્ધ પિતામહનો હાથ પકડી વિશાળ પુષ્પોદ્યાનમાં ફરવા જતી ત્યારે એમજ માલૂમ પડતું કે આ માધુરી તે માધુરી નહિ પણ કોઇ અપ્સરા યા તો દેવકન્યા હોવી જોઇએ.

જીવનમોહને દેશના વિખ્યાત જ્યોતિર્વિદ્યાવિશારદોને નિમંત્રણ કરી બોલાવ્યા તથા પોતાની પ્રાણથી પણ અધિક પૌત્રીની જન્મપત્રિકા કરવાને સૂચવ્યું. પ્રસ્તુત પ્રસંગે અનેક શાસ્ત્રીઓએ અનેક પ્રકારની જન્મપત્રિકા બનાવી; પરંતુ એવામાં એક દિવસે એક પ્રકાર એવો બન્યો કે જેથી જીવનમોહનનું ચિત્ત સદાને માટે અશાન્ત તથા ચિંતાતુર બન્યું.

એક દિવસે એક વિક્રમપુરનિવાસી કૃષ્ણવર્ણ, ખર્વકાય બ્રાહ્મણ જન્મપત્રિકા તૈયાર કર્યા વગર જ ચાલ્યો ગયો. જે દિવસે આ પ્રકાર બન્યો તે દિવસે માધુરી પણ પિતામહની પાસે બેઠી હતી. બ્રાહ્મણ આવીને ત્યાં જ બેઠો. કાગળ કલમ લઇને જન્મપત્રિકા લખવા લાગ્યો

પણ કાંઇ ચમત્કાર જેવું લાગવાથી તે કંપી ઉઠયો તથા આગળની હકીકત ન લખતાં અપૂર્ણ જન્મપત્રિકા જીવનમોહનના હાથમાં મૂકી તે ત્યાંથી વિદાય થઇ જવાની તૈયારી કરવા લાગ્યો.

બ્રાહ્મણનું આવા પ્રકારનું વર્તન જોઇ જીવનમોહનના મનમાં ઘણી આશંકાઓ ઉપજી. તેમણે ગદ્‌ગદ કંઠે બ્રાહ્મણને આમ વર્તવાનું કારણ પૂછયું ત્યારે તેણે ઉત્તર આપ્યોઃ—" મુરબ્બી, લલાટના લેખને કોઇ મિથ્યા કરી શકે તેમ છે કે ? અને જો તેમ કરી શકાતું હોય તો જગતમાં દુઃખ, શોક, જરા તેમજ મૃત્યુ થાય નહિ " મર્માહિત થઇ વૃદ્ધ બેસી રહ્યા. બ્રાહ્મણ ત્યાંથી ચાલ્યો ગયો.

જયોતિષીના વિદાય થઈ ગયા પછી જીવનમોહને તેની ઘણી શોધ કરી. વિક્રમપુરમાં તપાસ કરાવી તેમજ દરેક સ્થળે તપાસ કરી; છતાં વિશાળ આર્યાવર્તમાં તે કયાં છુપાઇ ગયો એ માલૂમ પડયું નહિ. જેમ જેમ માધુરી મ્હોટી થવા લાગી તેમ તેમ વૃદ્ધ પિતામહની ચિંતા પણ વધવા લાગી. માધુરીના ભવિષ્ય સંબંધીની કાંઇ પણ હકીકત જીવનમોહને પુત્રને કહી નહિ, કારણ પુત્ર નવ્યતંત્રથી દીક્ષિત હોઇ તેને આ સર્વ હંબગ જેવું લાગતું.

છેવટે માધુરીની ઉમ્મર તેનો વિવાહ કરવા જેટલી થઇ. પ્રમદાસુંદરીની એવી ઇચ્છા હતી કે આઠમે વર્ષે માધુરીનો વિવાહ કરવો; પરંતુ શ્વસુર આ બાબતમાં સંમત થયા નહિ. તેમણે જાણ્યું કે હવે માધુરી બાર વર્ષની થઇ છે ત્યારે તેઓ ઘણી જ ચિંતામગ્ન સ્થિતિમાં પૌત્રીનો વિવાહ કરવાનો યત્ન કરવા લાગ્યા. પ્રાણમોહન કદાપિ પુત્રીના વિવાહ તરફ ધ્યાન આપતો નહિ. તેની એવી માન્યતા હતી કે પુત્રીનો વિવાહ તેર વર્ષ પહેલાં કરવો એ ઉચિત નથી. છેવટે બ્રાહ્મણ સમાજમાં કર્તૃત્વ કરી, કુલાચાર્ય અને ગ્રહાચાર્યોનું ઉદર

મોદકથી સંતોષી જીવનમોહને માધુરીનો વિવાહ કર્યો. જે યુવકને પસંદ કરવામાં આવ્યો તે કલકત્તા નિવાસી ધનવાનનો સંતાન, કલકત્તાની એક વિખ્યાત કૉલેજનો છાત્ર નામે પ્રિયદર્શન એટલે કે મિષ્ટભાષી છે. વિવાહ સંબંધ નક્કી થયા પછી જીવનમોહનને કાંઇક આનંદ થયો. યથા સમયે મહા સમારોહથી જીવનમોહન સત્પાત્રને પૌત્રી સમર્પણ કરી કૃતાર્થ થયા. માધુરીના બે અલંકારો વધ્યા, સીમંતપર સિંદુર અને મસ્તકપર અવગુંઠન.

એ સમયે કલકત્તામાં પ્રભુનો વિશેષ પ્રકોપ જોવામાં આવતો હતો. દર વર્ષે શીતના અવશેષ સમયે ઘેર ઘેર આક્રંદધ્વનિ ઉપસ્થિત થતો તેમજ ગંગાકિનારે શબદાહ માટે પણ સ્થાનાભાવ થઇ પડતો. એક દિવસે અકસ્માત્ વજ્રાઘાતાનુસાર ટેલિગ્રામ જોઇ પિતાપુત્ર કલકત્તા ગયા; પરંતુ તેમના જતાં પૂર્વે તો સર્વ શેષ થઇ ગયું હતું ! યમ આવીને એક સુકુમાર જીવનની સાથે માધુરીના જીવનનું સકળ સુખ હરી ગયો હતો ! પિતાપુત્ર માથે હાથ દઇ વિલાપ કરતા વહેવાઇના બારણામાં જ બેસી પડયા. તે સમયે ગૃહમાંથી પુત્રવિયોગિની માતા ઉન્મત્તાવસ્થામાં બન્નેને–પિતા પુત્રને ગાળો દેવા લાગી. શુષ્ક મુખે માધુરીના શ્વસુરગૃહનો પરિત્યાગ કરી જીવનમોહન અને પ્રાણમોહન બ્હાર આવ્યા. વૃદ્ધે પુત્રને જણાવ્યું કે, "હું ઘેર આવીશ નહિ; તીર્થ-પર્યટન કરવાનો મ્હારો વિચાર છે."

ભગ્ન હૃદયે અને વિષણ્ણ મને પ્રાણમોહન ઘેર આવ્યો તથા પુત્રીના સર્વનાશની હકીકત તેણે સર્વેને જણાવી. માધુરી કાંઇ પણ સમજી શકી નહિ, કારણ કે વિવાહ પ્રસંગ સિવાય તેણે અન્ય સમયે પતિનાં દર્શન કર્યાં નહોતાં. સ્વામીને તે ઓળખી શકવાનું હજી શિખી નહોતી. સ્વામીનો અભાવ–વિયોગ શું તે તેનાથી હજી અજ્ઞાત હતું.

પ્રમદાસુંદરીને જમીન ઉપર માથું અફળાતી, આક્રંદ કરતી જોઇને માધુરી પણ શોકવ્યાકુળ હૃદયે આક્રંદ કરવા લાગી. આખા ગામનો જનસમાજ આ સમાચાર સાંભળી પોતાનાં આંસુ રોકી શકયો નહિ.

જમાઇના મૃત્યુનો શોક પ્રાણમોહનને પણ વિશેષ લાગ્યો; પરંતુ તેની પ્રકૃતિ ગંભીર હોવાથી તેનો આનંદ કે શોક લોકો જાણી શકતા નહિ. તેની સાંત્વના કરનાર પણ કોઇ નહોતું. ઘરમાં પ્રમદાસુંદરી ગૃહિણી તેમજ પુત્રી સિવાય બીજું કોઇ નહોતું. પ્રાણમોહનની માતા તો ઘણો સમય થયાં સ્વર્ગવાસિની થઇ હતી.

જેવી અવસ્થામાં માતાપિતા પોતાના દિવસો પસાર કરતાં હતાં તેવી જ અવસ્થામાં માધુરી પણ પોતાના દિવસો પસાર કરવા લાગી. ધીમે ધીમે માધુરી વિવાહની તેમજ સ્વામીની હકીકત ભૂલી ગઇ. માધુરીની માતા પણ પુત્રીના અલંકારોને લઈ લેવા જેટલું પોતાનું હૃદય કઠિન કરી શકી નહિ—કિશોરી કન્યાને હિંદુ વિધવાના કઠોર જીવનવ્રતનું અવલંબન કરાવી શકી નહિ.

એક વર્ષથી પણ વિશેષ સમય સુધી તીર્થપર્યટન કરી જીવનમોહન જ્યારે ઘેર આવ્યા ત્યારે પૂર્વાનુસાર હાસ્યવદને સાલંકારા નવવધૂની માફક માધુરી પિતામહને પ્રણામ કરવા ગઇ. તેના દાદા આટલો બધો સમય તેને કેમ ભૂલી ગયા હતા તે તેનાથી સમજી શકાતું નહિ. જ્યારે તેને જોઇને જીવનમોહનનું વિષણ્ણ મુખ વિશેષ વિષણ્ણ થઇ ગયું ત્યારે માધુરીનું વદનમંડળ પણ નિસ્તેજ થઇ ગયું. તે પ્રણામ કરવા ભૂલી જઈ પાછી ફરી.

જીવનમોહનને પૌત્રીની સ્થિતિ જોઇ ઘણું લાગી આવ્યું. માધુરીના અંગ ઉપર સધવાનાં ચિહ્ન રાખવા માટે તેમણે પુત્રવધૂને ઘણો ઠપકો આપ્યો. પિતામહના ઉપદેશાનુસાર માધુરીએ અલંકારોનો ત્યાગ

કર્યો, સીમંતનું સિંદુર ત્યાગ્યું. એક વખત હવિષ્યાન્ન ભોજન કરવાનો આરંભ કર્યો. સાત દિવસની અંદર તો તેના શરીરમાંનું રક્ત તેમજ માંસ સુકાઇ ગયું. હવે એ શરીરની અંદર સરિતાના પ્રવાહાનુસાર સુધાધારાનું વહન થતું નથી. તે વાલુકામય બની ગઇ. તેનું હૃદય મરૂક્ષેત્ર બની ગયું. પોતાને શા માટે અલંકારો ત્યાગવા પડયા, શા માટે સીમંતનું સિંદુર ત્યાગવું પડ્યું વગેરે પ્રશ્નો તે પિતામહને પૂછવા લાગી, પરંતુ જીવનમોહન કે જેઓ સદાસર્વદા ચિંતાતુર રહેતા હતા તેઓ પૌત્રીને કાંઇ પણ ઉત્તર આપી શકતા નહિ. ઉલટી તેના આવા પ્રશ્નોથી તેમના દુઃખમાં વૃદ્ધિ થતી હતી.

કન્યાનું પરિવર્ત્તન જોઇ પ્રમદાસુંદરી દુઃખની પ્રબળ તાડનાથી શય્યાવશ થઇ. માધુરીનું શોકપૂર્ણ મ્હોં જોવું પડશે એવા વિચારથી પ્રાણમોહને અંતઃપુરમાં પ્રવેશ કરવાનું હમ્મેશાંને માટે છોડી દીધું.

માધુરી જ્યારે સર્વ હકીકત જાણી શકી—સર્વ સમજી શકી ત્યારે તે રમણીસુલભ ચપળતાનો પરિત્યાગ કરી સંન્યાસિની સ્વરૂપે પોતાના દિવસો પસાર કરવા લાગી.

જીવનમોહન માધુરીને યોગ્ય પ્રકારનું શિક્ષણ આપી પુનઃ તીર્થભ્રમણ કરવા ચાલ્યા ગયા. એ સમયે માધુરીને ઘણું લાગી આવ્યું. પિતામહના ઉપદેશાનુસાર જ્યારે જ્યારે સમય મળતો ત્યારે ત્યારે તે શાસ્ત્રગ્રંથોનો અભ્યાસ કરતી. સંસારનું કોઇ કાર્ય તેને કરવાનું નહોતું. પ્રમદાસુંદરી પોતે પણ કાંઇ કરતી નહિ. નોકર ચાકરો સર્વ કર્યા કરતા. માધુરી ઘણી જ ઉત્કંઠાથી પિતામહના પુનરાગમનની રાહ જોતી હતી.

ચૌધરી લોકોની ઉદારતાથી અનેક લોકો પ્રતિપાલિત થાય છે. પ્રાણમોહનના પિતાએ ગામમાં જે વિદ્યાલય સ્થાપન કર્યું છે તેનો

શિક્ષકવર્ગ પણ તેમનો જ આશ્રયી છે. ઘણા સમય પૂર્વે જીવનમોહને એક અનાથ બ્રાહ્મણ સંતાનને એ વિદ્યાલયમાં દાખલ કર્યો છે. કાન્તિચંદ્ર પિતાતુલ્ય જીવનમોહનના વિદ્યાલયમાં વિદ્યાભ્યાસ કરી તેજ વિદ્યાલયમાં શિક્ષક થયો છે. જીવનમોહને અનેક સમય તેનો વિવાહ કરી તેને સંસારી કરવા પ્રયત્ન કર્યો હતો, પણ તેમ થઇ શકયું નથી. પ્રથમથી જ પ્રાણમોહનની એવી ઇચ્છા હતી કે માધુરી સાથે તેનો વિવાહ કરી તેને પુત્રરૂપે સ્વીકારવો; પણ જીવનમોહન આ વિષયમાં અસંમત થવાથી તેની આ આશા સફળ થઇ નહોતી. માધુરી વિધવા થયા પછી તેનો પુનઃ કાન્તિની સાથે વિવાહ કરવાનો પ્રાણમોહને સંકલ્પ કર્યો છે. પોતાનો આ ભાવ પ્રાણમોહને એક દિવસે પોતાની સ્ત્રી તેમજ કન્યા આગળ પ્રકટ કર્યો. તે જાણી–સાંભળી પ્રમદાસુંદરી મુર્છિત થઇ પડી ગઈ. માધુરીને પણ ઘણું દુઃખ લાગ્યું. કોઇ પણ વિવાહ કરવામાં સંમત થયું નહિ. માધુરીએ કહ્યું:–' હિંદુની કન્યાનો એક વખત કરતાં વિશેષ વખત વિવાહ થઇ શકતો નથી એટલે પછી કેવી રીતે પુનર્વિવાહ કરશો?" પ્રાણમોહન એ સમયે વિશેષ કાંઇ બોલ્યો નહિ; પરંતુ તેણે વારંવાર આ વાત કાઢવા માંડી; આમ કરવાથી પણ જ્યારે માધુરી પિતાની ઇચ્છાને આધીન થઇ નહિ ત્યારે તેણે ક્રોધે ભરાઇને ગમે તે પ્રકારે માધુરીનો પુનર્વિવાહ કરવાનો નિશ્ચય કર્યો.

પિતાનો નિશ્ચય માધુરીના જાણમાં આવતાં જ તે ચોતરફ અંધકાર દેખવા લાગી. આ હકીકત પણ ગુપ્ત રહી નહિ. જનસમાજમાં આ હકીકત એક પ્રકારની ચર્ચારૂપ થઇ પડી. પ્રાણમોહન ચૌધરી પોતાની વિધવા કન્યાનો વિવાહ કરનાર છે એજ વાત જ્યાં ત્યાં થવા લાગી. આત્મીય સ્વજનોએ પ્રાણમોહનને ધર્મભય તેમજ સમાજ-

ભયનું દર્શન કરાવ્યું અને તેમ કરી તેનો નિશ્ચય ફેરવવાનો યત્ન કર્યો; પરંતુ પ્રાણમોહને કોઈની પણ હકીકત સાંભળી નહિ. કાન્તિ પોતાના વિવાહની કથા સાંભળી લજ્જાવશ થઇ ગયો. પ્રાણમોહને જ્યારે તેની આગળ આ વાત કરી ત્યારે શો ઉત્તર આપવો એ તેને સુઝ્યું નહિ. તે ગંભીરતાથી પોતાનું મસ્તક નમાવી રહ્યો. પ્રાણમોહને વિચાર્યું કે, વિવાહ કાર્યમાં તેની સંમતિ છે. આમ વિચારી તે વિવાહ સમારોહના ઉદ્યોગમાં પ્રવૃત્ત થયો.

માધુરીએ જાણ્યું કે પિતા વિવાહ કરવાનો વિચાર બંધ રાખનાર જ નથી ત્યારે તેણે આ સમચાર પિતામહને મોકલવાનો નિશ્ચય કર્યો; પરંતુ જીવનમોહનનો બિલકુલ પત્તો જ નહોતો. વચમાં જ્યારે તેમને પૈસાની જરૂર પડી હતી ત્યારે તેમના એક બે પત્રો આવ્યા હતા. ત્યાર પછી તેમના તરફના સમાચાર નહોતા. માધુરીએ ઘણો યત્ન કર્યો. તેણે એક પત્ર સુદ્ધાં લખ્યો; પણ છેવટે તેને નિરાશ જ થવું પડ્યું.

પુષ્કળ ખર્ચ કરી પ્રાણમોહને બંગ દેશના પંડિત મારફત વિધવાવિવાહની વ્યવસ્થા કરાવી. વિવાહનો દિવસ પણ નક્કી કરવામાં આવ્યો. ગૃહમાં ઉત્સવનો આરંભ થયો.

વિવાહને દિવસે પ્રભાતકાળે નોબત ગડગડી તે વખતે માધુરીએ પિતામહના ઓરડામાં પ્રવેશ કરી બારણાં બંધ કરી દીધાં. આખા દિવસમાં તે બ્હાર જ નીકળી નહિ.

સંધ્યા સમયે જ્યારે પ્રાણમોહન કન્યાદાન દેવા માટે તૈયાર થયો, કાન્તિ જ્યારે વરવેશે મંડળમાં ઉપસ્થિત થયો ત્યારે માધુરીની પ્રાણમોહને ઘણી શોધ કરી; પરંતુ તેનો પત્તો ન જ લાગ્યો. પિતામહનો ઓરડો પણ ખાલી જ હતો. વ્યાકુળ બની જઇ પ્રાહમોહન

પોતે ગામની ચારે દિશાએ તપાસ કરવા લાગ્યો. આકસ્મિક સંકટની શંકાથી પ્રમદાસુંદરીએ શોકશય્યાનો ત્યાગ કર્યો અને તે પણ કન્યાની તપાસ કરવા લાગી. કાન્તિ પણ વરવેશનો ત્યાગ કરી માધુરીની શોધ કરવા નીકળી પડયો.

ધીમે ધીમે વિપદ સમજી જઇ નિમંત્રિત જનસમાજ વિખરાઇ ગયો. દીપકમાળાઓ હોલવાઈ ગઇ, ગામનાં માણસો વાદ્યધ્વનિને બદલે શોકાતુર માતાનો રૂદનધ્વનિ સાંભળવા લાગ્યાં. પ્રભાતકાળ થવાને થોડો વિલંબ હતો એવામાં પ્રાણમોહન હતાશ થઇને ઘેર પાછો આવ્યો; પરંતુ કાન્તિ ફરીથી એ સ્થળે ઉપસ્થિત થયો નહિ.

પ્રાતઃકાળે ગામમાંનો એક માછી હોડીમાં બેસી નદીની અંદર માછલાં પકડવા ગયો હતો. દૂર જઇ પાણીમાં જાળ નાંખતાં જાળમાં કોઇ ભારે વસ્તુ આવી ગઇ હોય એમ તેને જણાયું; તેથી જાળને પાણીમાંથી બ્હાર ખેંચી કહાડી જોયું તો અંદર એક રમણીનો મૃતદેહ તણાઇ આવેલો તેની નજરે પડયો. આ ભયંકર દેખાવ જોઈ તે ભયથી ધ્રુજી ઉઠયો તથા તરત જ હોડીને કિનારે લઇ આવ્યો. કિનારે આવી તેણે જોયું તો કોઇ તેની રાહ જોતું હતું.

ધીમે ધીમે ઘાટ ઉપર અનેક માણસો એકઠાં થઇ ગયાં. કોઇ સ્થળેથી કાન્તિએ આવી જ્યારે મૃતદેહને માધુરી નામોચ્ચારથી સંબોધ્યો ત્યારે લોકોએ જાણ્યું કે પ્રાણમોહન ચોધરીની કન્યા મરી ગઇ છે. બધાં 'હાય હાય' કરવા લાગ્યાં. તે સમયે એ જ ઘાટ ઉપર નિરૂદ્વેગથી બેઠો હતો ફક્ત એક કૃષ્ણવર્ણ ખર્વકાય વૃદ્ધ બ્રાહ્મણ ! તે જ આવીને માધુરીના મૃતદેહની રાહ જોતો હતો.

થોડા સમયમાં આ દુઃખદાયક સમાચાર પ્રાણમોહનને મળ્યા. તેના મુખ ઉપર શોકનું કાંઇ ચિહ્ન દેખાયું નહિ. ઉલટું તેનું મુખ

વિશેષ ગંભીર થઇ ગયું. પ્રમદાસુંદરીનો રૂદનધ્વનિ ગગન વિદિર્ણ કરવા લાગ્યો. પતિ-પત્ની કન્યાના શબદેહ આગળ દુઃખપૂર્ણ હૃદયે ઉપસ્થિત થયાં. આજ વખતે કોઇ સ્થળેથી તીર વેગે એક વૃદ્ધ પુરુષ ઘાટ ઉપર આવી પહોંચ્યા. આ વૃદ્ધ જીવનમોહન પોતે જ હતા. ગામના લોકોએ જીવનમોહનને રસ્તો આપ્યો. મૃતદેહને જોઇ વેદના-કિલષ્ટ કંઠે તેમણે એક વખત પોતાની પ્રાણથી પણ પ્રિય પૌત્રીને 'માધુરી' સંબોધનથી બોલાવી અને 'માધુરી, નામોચ્ચાર સાથે જ તેઓ જમીન ઉપર મુર્છાવશ થઇ પડયા.

કોઇ તેમને ધૈર્ય આપવા આગળ આવી શક્યું નહિ. એ વખતે વૃદ્ધ બ્રાહ્મણ તેમનો હાથ પકડી તેમને ઉભા કરી બોલ્યોઃ-"આપ આ વૃદ્ધ જ્યોતિષીને ઓળખો છો કે ? લલાટના લેખને કોઇથી મીથ્યા કરી શકાય છે કે?"

જીવનમોહન કરૂણાપૂર્ણ વદને વૃદ્ધ જ્યોતિષી તરફ ટગર ટગર જોઇ રહ્યા !





# પ્રતિદાન.

## ( ૧ )

રાઇચિરણ જ્યારે શેઠને ત્યાં પહેલ વહેલો નોકરી કરવા આવ્યો ત્યારે તેની ઉમ્મર પંદર વર્ષની હતી. યશોહર જીલ્લામાં તેનું ઘર હતું. તે લાંબા વાળવાળો, વિશાળ આંખોવાળો તેજસ્વી શ્યામવર્ણનો બાળક હતો. તે જાતે કાયસ્થ હતો. તેના શેઠ પણ કાયસ્થ જાતિના હતા. શેઠની એક વર્ષની ઉમ્મરના એક બાળકની દેખરેખ રાખવાનો તથા તેના પાલન કાર્યમાં સહાયતા કરવાનો મુખ્ય ભાર રાઇચરણ ઉપર હતો.

ક્રમે એ બાળકે રાઇચિરણનો ઓરડો છોડી નિશાળ, નિશાળ છોડી કૉલેજ અને અંતે કૉલેજ છોડી મુન્શફીમાં પ્રવેશ કર્યો હતો. હજી સુધી રાઇચરણ નોકર જ હતો.

રાઇચરણનો બીજો એક શેઠ વધ્યો છે. શેઠાણી ઘરમાં આવ્યાં છે; તેથી અનુકૂળ ચંદ્ર ઉપર રાઇચરણનો પહેલાં જેટલો અધિકાર હતો તેનો ઘણો ખરો ભાગ નવીન ગૃહિણીએ હસ્તગત કર્યો છે.

પરંતુ ગૃહિણીએ જેવી રીતે રાઇચરણનો પ્રથમનો અધિકાર ઓછો કર્યો હતો તેવી જ રીતે તેને એક નવીન અધિકાર આપી પૂર્વ અધિકારને સંપૂર્ણ કર્યો છે. અનુકૂળને થોડા દિવસથી એક પુત્ર સંતાનની પ્રાપ્તિ થઇ છે તથા રાઇચરણે કેવળ પોતાના પ્રયત્ન અને અધ્યવસાયથી તેને સર્વાંશે સ્વાધીન કર્યો છે.

રાઇચરણે એ બાળકને એવા ઉત્સાહસહિત હલાવવા માંડ્યો,

છે, એવી નિપુણતાથી તે તેને બન્ને હાથે ઊંચકી આકાશમાં ઊંચો કરે છે, તેના મ્હોં પાસે એવા અવાજથી તે માથું હલાવે છે, ઉત્તરની આશા રાખ્યા સિવાય તે એવા સઘળા અર્થશૂન્ય પ્રશ્ન સુર કરી પૂછે છે કે જેથી એ સુકોમળ શિશુ રાઇચરણને જોતાંની સાથે જ હર્ષાતિશયથી ગાંડોઘેલો બની જાય છે.

છેવટે બાળક જ્યારે પડતો આથડતો ઘણી સાવધાનતાથી ઉમરો ઓળંગી બ્હાર નીકળતો તથા કોઇ પકડવા આવતાં ઝડપથી ઘુંટણીએ ચાલી નિરાપદ સ્થળે છુપાઇ જવાનો પ્રયત્ન કરતો ત્યારે રાઇચરણ તેની અસાધારણ ચતુરાઇ અને વિચારશક્તિ જોઇ ચમકી ઉઠતો હતો. શેઠાણી પાસે જઇ ગર્વસહિત તે કહેતો કે, “ મા! તમારો પુત્ર મ્હોટો થઇને જજ્જ થશે—પાંચ હજાર રૂપિયા પગાર લાવશે.”

પૃથિવીમાં બીજું કોઇ માનવ સંતાન આટલી ઉમ્મરે ઘુંટણીએ ચાલે, ઉમરો ઓળંગે તથા એવી બીજી અત્યંત અસંભવ ચતુરાઇ દર્શાવે એ રાઇચરણને અશક્ય લાગતુ હતું; કેવળ ભવિષ્યના જજ્જ માટે જ તેને એ શક્ય લાગતું હતું.

પછી બાળકે જ્યારે ચાલવાનો આરંભ કર્યો ત્યારે તો આશ્ચર્યનો પાર જ રહ્યો નહિ. વળી તે જ્યારે બાને બા, ફોઇને કોઇ અને રાઇચરણને ચન્ન કહેવા લાગ્યો ત્યારે રાઇચરણ એ અદ્દભુત સમાચાર જેની તેની પાસે કહેવા લાગ્યો.

સર્વથી આશ્ચર્યનો પ્રકાર તો રાઇચરણને એ લાગતો કે, ‘બાને બા કહે છે, ફોઇને કોઇ કહે છે અને મ્હને કહે છે ચન્ન !’ ખરી રીતે એક બાળકના માથામાં આવી બુદ્ધિ કેવી રીતે ઉપજી એ સમજી શકાય તેમ નથી. કોઇ ઉમ્મર લાયક માણસ પણ કદાપિ

આવી દેવદુર્લભ બુદ્ધિનો પરિચય કરાવી શકે તેમ નથી તથા કદાચ એવો પરિચય કરાવે તો પણ તેને જજજનો અધિકાર મળવાની સંભાવના સંબંધી સર્વેને સંદેહ ઉપજ્યા સિવાય રહે નહિ.

થોડા દિવસ પછી મ્હોંમાં દોરી ઘાલી રાઇચરણને ઘોડો બનવું પડ્યું. હવે મલ્લ બનીને તેને શિશુ સાથે કુસ્તી કરવી પડતી—તથા પરાજિત થઇ તે જમીનપર પડી નહોતો જતો તો વિષમ વિપ્લવ થતો હતો. આ સમયે અનુકૂળ ચંદ્રની પદ્માતીરે આવેલા એક જીલ્લામાં બદલી થઇ.

અનુકૂળ તેના પુત્ર માટે કલકત્તાથી એક ઠેલણગાડી લઇ ગયો. સાટિનનો કોટ, માથે જરીની ટોપી, હાથમાં સોનાનાં કડાં અને પગમાં બૂટ પહેરાવી રાઇચરણ નવકુમારને બન્ને વખત ઠેલણગાડીની સાથે હવા ખાવા લઇ જતો હતો.

વર્ષાકાળ આવ્યો. ક્ષુધિત પદ્મા ઉદ્યાન, ગ્રામ, ખેતર વગેરેને એકેક ગ્રાસે મુખમાં પુરવા લાગી. પડતર જમીન જળમાં ડૂબી ગઇ જળ પ્રવાહની ગર્જનાથી દશે દિશા ગાજી ઉઠી તથા ઝડપથી દોડતા ફીણરાશીએ નદીની તીવ્ર ગતિને પ્રત્યક્ષ ગોચર કરી નાખી.

નમતા પહોરે વાદળાં ઘેરાયાં હતાં; પરંતુ વૃષ્ટિ થાય એવો સંભવ નહોતો. રાઇચરણના કલ્પના દોડાવનાર ન્હાના શેઠે કોઇ પણ પ્રકારે ઘરમાં ભરાઇ રહેવાની ઇચ્છા દર્શાવી નહિ. તે ગાડી ઉપર ચઢી બેઠો. રાઇચરણ ધીમે ધીમે ગાડી ઠેલી કેટલાંક ખેતર વટાવી નદીના તીરે ઉપસ્થિત થયો. નદીમાં એક પણ નૌકા નહોતી–આસપાસના પ્રદેશમાં એકકે મનુષ્ય નહોતું. મેઘના છિદ્રમાંથી દેખાયું કે બીજીપાર જનહીન વાલુકાતીરે શબ્દહીન દીપ્ત સમારોહસહિત સૂર્યાસ્તનું આયોજન થતું હતું. એ નિસ્તબ્ધતામાં શિશુ એકાએક એક તરફ આંગળી કરી બોલી ઉઠ્યો:–" ચન ! ફુ... "

થોડે અંતરે કાદવવાળી પાણીથી ભરેલી ભૂમિ ઉપર એક મ્હોટા કદંબવૃક્ષની ઉચ્ચ શાખાપર કેટલાંક કદંબ ફુલ ફુટયાં હતાં. તે તરફ શિશુની લુબ્ધ દૃષ્ટિ આકર્ષાઇ હતી. બે ચાર દિવસ ઉપર રાઇચરણે લાકડી વીંધી શિશુને કદંબ ફુલની ગાડી બનાવી આપી હતી. એની સાથે દોરી બાંધીને દોડતાં શિશુને એટલો બધો આનંદ થયો હતો કે તે દિવસે રાઇચરણને મ્હોંમાં લગામ ઘાલવી પડી નહોતી. ઘોડાથી માંડી તેની એકદમ ગાડીવાનના પદ પર ચઢતી થઇ હતી.

કાદવમાં પગ મૂકીને ફુલ લેવા જવાની ચન્નની પ્રવૃત્તિ થઇ નહિ; તેણે ઝડપથી બીજી તરફ આંગળી કરી કહ્યું:–" જો–જો, પેલું પંખી–એ ઉડી ગયું ! આવ રે પંખી, આવ આવ."—આવી રીતે વારંવાર બોલતો તે વેગથી ગાડી ઠેલવા લાગ્યો.

પણ જે બાળક ભવિષ્યમાં જજ્જ થવાનો સંભવ હોય તેને આવા સામાન્ય ઉપાયથી ભૂલાવવાનો પ્રયત્ન કરવો વૃથા છે–વિશેષતઃ ચારે તરફ દૃષ્ટિને આકર્ષે એવી બીજી કોઇ વસ્તુ નહોતી અને કાલ્પનિક પંખીથી વિશેષ સમય સુધી કામ ચાલી શકે તેમ નહોતું.

રાઇચરણે કહ્યું:—" ત્યારે તું ગાડીમાં બેસી રહે. હું ઝડપથી ફુલ ચુંટી લાવું છું. ખબરદાર ! પાણી પાસે જઇશ નહિ." આમ કહી પહેરેલા ધોતીઆનો કચ્છો મારી તે કદંબવૃક્ષ તરફ જવા લાગ્યો.

પરંતુ પાણી પાસે જવાની ના કહેલી હોવાથી બાળકનું મન કદંબ ફુલ તરફથી પાછું ખેંચાઇ એ જ ક્ષણે પાણી તરફ દોડયું તેણે જોયું કે, પાણી ખળખળ છળછળ અવાજ કરતું વહી જતું હતું. બાળકને એમ લાગ્યું કે, તોફાન કરી કોઇ એક મ્હોટા રાઇચરણના હાથ તરછોડી એક લાખ શિશુઓનો પ્રવાહ હાસ્ય કલરવ કરતો કરતો નિષિદ્ધ સ્થાન તરફ ઝડપથી પલાયન કરે છે.

તેમના આવા અસાધુ દ્રષ્ટાન્તથી માનવશિશુનું ચિત્ત ચંચળ બની ગયું. ગાડીમાંથી ધીમેથી ઉતરી તે પાણી પાસે ગયો. એક ઘાસનું તરણું લઈ તે તેને કાલ્પનિક હોડી સમજી પાણીમાં તરાવવા લાગ્યો. પ્રચંડ જળરાશીએ અસ્પષ્ટ ભાષામાં બાળકને વારંવાર પોતાના રમતના ઘરમાં આવવા કહ્યું.

એક વખત ઝડપ કરી એક અવાજ થયો; પરંતુ વર્ષાકાળમાં પદ્માતીરે એવા કેટલા બધા અવાજ સંભળાય છે! રાઇચરણે પુષ્કળ કદંબ ફુલ ચુંટી ખોળામાં ભર્યાં. ઝાડપરથી ઉતરી સહાસ્ય મુખે ગાડી પાસે આવી તેણે જોયું કે ત્યાં કોઇ નથી. ચોતરફ નજર ફેરવી જોતાં કોઇનું કાંઇ ચિહ્ન જણાયું નહિ.

ક્ષણ માત્રમાં જ રાઇચરણના શરીરનું સઘળું લોહી બરફ થઇ ગયું. સમસ્ત વિશ્વ સંસાર તેની નજરમાં મલિન વિવર્ણ ધુમાડા જેવો દેખાવા લાગ્યો. ભગ્ન હૃદયે એક વખત તે કારમી બૂમ મારી બોલી ઉઠ્યો:-"ભાઇ! ઓ ભાઇ!—ભાઇ રે!"

પણ 'ચન્ન' કહી કોઇએ ઉત્તર આપ્યો નહિ. બદમાશી કરી કોઇ શિશુનો કંઠ હસ્યો નહિ; કેવળ પદ્મા પ્રથમની માફક ખળખળ છળછળ અવાજ કરી વહી જવા લાગી. જાણે કે તે કાંઇ જાણતી જ નથી. પૃથ્વીની આવી સામાન્ય ઘટનાઓ તરફ ધ્યાન આપવા એક ક્ષણનો પણ તેને જાણે કે સમય નથી.

સંધ્યા થવા આવી એટલે અધીરી માતાએ ચોતરફ માણસો મોકલી દીધા. હાથમાં ફાનસ લઇ નદી તીરે લોકે આવીને જોયું કે, રાઇચરણ રાત્રિના સ્વચ્છંદી પવનની માફક 'ભાઇ! ઓ ભાઇ! ભાઇ રે!' ના ભગ્ન હૃદયથી પોકાર કરતો ત્યાં ભટકે છે. છેવટે ઘેર આવી રાઇચરણ શેઠાણીના પગ પાસે પછાડ ખાઇને પડ્યો. તેને

વારંવાર પૂછવામાં આવતાં તે રડતાં રડતાં કહેતો, 'શું થયું છે તે હું જાણતો નથી મા.'

જો કે સર્વ મનમાં એમ સમજી શકયાં કે, આ પદ્માનું જ કાર્ય છે તથાપિ ગૃહિણીના મનમાં એવો સંદેહ ઉપજ્યો કે 'રાઇચરણે જ બાળકની ચોરી કરી હશે.' ગૃહિણીએ રાઇચરણને પોતાની પાસે બોલાવી કરૂણકંઠે કહ્યું:—"તું મ્હારા પુત્રને પાછો લાવી આપ; હું તને તું માગીશ તેટલા રૂપિયા આપીશ."

આ શબ્દો સાંભળી રાઇચરણે પોતાના કપાળપર હાથ પછાડયા. ગૃહિણીએ તેનો તિરસ્કાર કરી તેને દૂર કાઢી મૂકયો.

અનુકૂળચંદ્રે પોતાની પત્નીના મનમાંથી રાઇચરણ તરફનો આ અન્યાય દૂર કરવાનો પ્રયત્ન કર્યો હતો. તેણે પૂછ્યું હતું કે, 'રાઇચરણ શા ઉદ્દેશથી આવું નીચ કાર્ય કરે?' ગૃહિણીએ ઉત્તર આપ્યો હતો કે, 'કેમ? ભાઇના શરીર ઉપર સોનાના ઘરેણાં હતાં!'

( ૨ )

રાઇચરણ દેશમાં ચાલ્યો ગયો. આટલા કાળ સુધી તેને સંતાનની પ્રાપ્તિ થઈ નહોતી; થવાની આશા પણ નહોતી; પરંતુ દૈવક્રમે એક વર્ષ વીતતાં ન વીતતાંમાં તો તેની સ્ત્રીએ મ્હોટી ઉમ્મરે એક પુત્ર સંતાનને જન્મ આપી પરલોકગમન કર્યું.

આ નવા જન્મેલા પુત્ર તરફ રાઇચરણનો ઘણો દ્વેષ જન્મ્યો. તેણે વિચાર્યું કે, આ બાળક જાણે પેલા ગૂમ થઇ ગયેલા બાળકનું સ્થાન પચાવી પાડવા આવ્યો છે. તે ઉપરાંત તેણે એમ વિચાર્યું કે, 'શેઠના એકના એક પુત્રને જળમાં ડૂબાવી દઇ હું પુત્ર સુખ ભોગવું એ એક પ્રકારનું મહાપાપ છે.' રાઇચરણની વિધવા બ્હેન જો ન હોત

તો આ બાળક પૃથ્વીના વાયુને વિશેષ દિવસ સુધી ભોગવી શકત નહિ.

આશ્ચર્યનો વિષય એ થયો કે, આ બાળક પણ થોડા દિવસ પછી ઘુંટણીએ ચાલવા લાગ્યો તથા સર્વ પ્રકારનો નિષેધ ઉલ્લંઘી સકૌતુક ચતુરતા દર્શાવવા લાગ્યો. વળી એનો કંઠસ્વર અને હાસ્યરુદન ધ્વની ઘણુંખરા અંશે પેલા બાળકના જેવો જ હતો. જ્યારે તેનું રુદન સાંભળવામાં આવતું ત્યારે રાઇચરણનું હૃદય ધબકી ઉઠતું તથા તેને એમ લાગતું કે અનુકૂળચંદ્રનો પુત્ર પોતાનાથી છૂટો પડી જઇ કોઇ સ્થળે રુદન કર્યા કરે છે.

અશોક—રાઇચરણની બ્હેને એનું નામ અશોક રાખ્યું હતું—યથા સમયે ફોઇને 'ફોઇ' કહેવા લાગ્યો. એ પરિચિત સંબોધન સાંભળી એક દિવસે એકાએક રાઇચરણના મનમાં એવો વિચાર ઉપજ્યો કે, 'ત્યારે તો નવકુમાર મ્હારી માયા ભૂલી શક્યો નથી; તેણે તો મ્હારે ઘેર આવીને જ જન્મ ગ્રહણ કર્યો છે.'

આવી ધારણા દૃઢ થવાના કેટલાંક પ્રમાણ હતાં. પહેલું પ્રમાણ એ હતું કે, નવકુમારના ડૂબી ગયા પછી થોડા કાળને અંતરે જ અશોકનો જન્મ થયો હતો વળી સ્ત્રીના પોતાના ગુણથી આટલી મ્હોટી ઉમ્મરે એને સંતાન થાય એ બનવા જેવું નહતું. બીજું કારણ એ હતું કે, અશોક પણ નવકુમારની માફક ઘુંટણીએ ચાલતો હતો અને ફોઇને 'ફોઇ' કહેતો હતો! જે સઘળાં લક્ષણો ભવિષ્યના જજજમાં હોવાં જોઇએ એમાંનાં ઘણાં ખરાં અશોકમાં જોવામાં આવતાં હતાં.

શેઠાણીના દારૂણ સંદેહની વાત રાઇચરણને યાદ આવી. આશ્ચર્ય પામી તેણે પોતાના મન સાથે કહ્યું:—"અહા! માતાજીનું મન જાણી જ શક્યું હતું કે, મ્હેં તેમના ચતુર પુત્રની ચોરી કરી છે!"

આટલા દિવસ સુધી અશોક તરફ પોતે જે બેદરકારી બતાવી હતી તેને માટે રાઇચરણને ઘણો પશ્ચાત્તાપ થયો. તેણે પુનઃ શિશુને આત્મસમર્પણ કર્યું.

હવેથી અશોક મ્હોટા ઘરનો બાળક હોય તેવી જ રીતે રાઇચરણ તેને મ્હોટો કરવા લાગ્યો. તે જરીની ટોપી લઇ આવ્યો; સ્વર્ગસ્થ થયેલી સ્ત્રીનાં ઘરેણાં ભંગાવી સોનાનાં કડાં તૈયાર કરાવ્યાં. પાડોશના કોઇ પણ બાળકની સાથે રાઇચરણ અશોકને રમવા દેતો નહિ. તે એકલો જ રાત્રિ દિવસ તેની રમતનો સાથી બન્યો. આડોશ પાડોશનાં છોકરાં સુયોગ મળતાં 'નવ્વાબજાદો' કહીને તેનો ઉપહાસ કરતાં તથા દેશનાં માણસો રાઇચરણનું આવું ઉન્મત્તના જેવું આચરણ જોઇ ઘણું આશ્ચર્ય પામ્યાં.

વિદ્યાભ્યાસ કરવા જેટલી જ્યારે અશોકની ઉમ્મર થઇ ત્યારે રાઇચરણ પોતાની જમીન વગેરે વેચી નાખી અશોકને કલકત્તા લઇ ગયો. ત્યાં મહા મુશ્કેલીએ નોકરી શોધી કાઢીને તેણે અશોકને વિદ્યાલયમાં મોકલ્યો. પોતે ગમે તેમ ચલાવી લઇને તે અશોકને સારું ખવડાવતો હતો, સારાં વસ્ત્રો પહેરાવતો હતો તથા સારું શિક્ષણ આપતો હતો. મનમાં ને મનમાં તે કહેતો કે, 'વત્સ! તું મ્હારાને લીધે મ્હારે ઘેર આવ્યો છે તેથી હું તને બિલકુલ દુઃખ પડવા દઇશ નહિ.'

આવી રીતે બાર વર્ષ વીતિ ગયાં. અશોક સારી રીતે અભ્યાસ કરતો હતો તથા તે દેખાવડો પણ હતો. શરીર હૃષ્ટપુષ્ટ અને વર્ણ તેજસ્વી શ્યામ હતો. વાળ ઓળવા તરફ તેનું વિશેષ લક્ષ્ય હતું. મિજાજ કાંઇક સુખી અને શૉખીન હતો. બાપને તે બરાબર બાપની માફક ધારી શકતો નહિ, કારણ કે રાઇચરણ સ્નેહમાં બાપ હતો, સેવામાં નોકર હતો. વળી તેનો દોષ એ હતો કે, પોતે અશોકનો બાપ

છે એ વાત તેણે સર્વની પાસે છુપાવી રાખી હતી. જે છાત્રનિવાસ (વિદ્યાર્થીઓના રહેવાના ઘર) માં અશોક રહેતો હતો ત્યાંના વિદ્યાર્થીઓ રાઇચરણનું ઘણું કૌતક કરતા અને પિતાની ગેરહાજરીમાં એ કૌતુકાલાપમાં અશોક ભાગ લેતો નહિ એમ અમે કહી શકતા નથી. આમ છતાં ભોળા સ્નેહાળ હૃદયના રાઇચરણને સર્વ વિદ્યાર્થીઓ પુષ્કળ મ્હાતા હતા તથા અશોક પણ તેને મ્હાતો હતો; પણ અમે નિવેદન કરી ચુકયા છીએ કે, એ સ્નેહ બરાબર બાપના જેવો નહોતો—એમાં કિંચિત્ કૃપાભાવ ભળેલો હતો.

રાઇચરણ વૃદ્ધ થવા આવ્યો. તેના શેઠ કામકાજમાં હમ્મેશાં તેના દોષ કાઢતા હતા. વાસ્તવિક રીતે તેનું શરીર શિથિલ થઇ જવા આવ્યું હતું. કામકાજમાં તે બરાબર ધ્યાન આપી શકતો નહોતો. તેનાથી ઘણી ભૂલો થતી હતી તથા શેઠ પગાર આપતા હોવાથી તેઓ વૃદ્ધાવસ્થાનું નિમિત્ત માનવા ઇચ્છતા નહોતા. બીજી તરફથી પોતાની જે મિલકત વેચી રાઇચરણે જે રોકડ રકમ મેળવી હતી તે ખરચાઇ જવા આવી હતી. હમણાં હમણાં કપડાંલત્તાં વગેરેના અભાવને લીધે અશોકનું અંતર સહજ વ્યથિત જણાતું હતું.

(૩)

એક દિવસે એકાએક રાઇચરણે નોકરી છોડી દીધી તથા અશોકને થોડા રૂપિયા આપી તેણે કહ્યું:—"થોડા દિવસ માટે મ્હારે દેશમાં જવાની જરૂર છે." આમ કહી તે બારાસતમાં જઇ ઉપસ્થિત થયો. એ વખતે અનુકૂળચંદ્ર ત્યાં મુન્સફ હતો.

અનુકૂળચંદ્રને બીજું સંતાન થયું નહોતું. હજી સુધી ગૃહિણી પુત્રશોકનું હૃદયમાં લાલન કરતી હતી.

એક દિવસે સંધ્યા સમયે અનુકૂળચંદ્ર કચેરીમાંથી ઘેર આવી

વિશ્રામ લેતો હતો તથા ગૃહિણી એક સંન્યાસી પાસેથી પુત્રપ્રાપ્તિની કામનાથી બહુ પૈસા આપી એક માદળીઉં અને આશીર્વાદ લેતી હતી. એવામાં બ્હારથી કોઇએ કહ્યું:—"માતાજી! કલ્યાણ થાઓ."

અનુકૂળચંદ્રે પૂછ્યું:—"કોણ છે?"

રાઇચરણે આવી પ્રણામ કરીને કહ્યું:—"હું રાઇચરણ છું."

વૃદ્ધ નજરે પડતાં અનુકૂળચંદ્રનું હૃદય ભરાઇ આવ્યું. તેણે તેની હાલની સ્થિતિ સંબંધી અનેક પ્રશ્ન પૂછ્યા તથા પુનઃ તેને નોકરીમાં રાખવાની વાત કરી.

રાઇચરણે મ્લાન હાસ્ય કરી કહ્યું:—"હું માતાજીને એક વખત પ્રણામ કરવાને ઇચ્છું છું."

અનુકૂળચંદ્ર રાઇચરણને અંતઃપુરમાં લઇ ગયો. ગૃહિણીએ જોઇએ એવા પ્રસન્ન ભાવથી રાઇચરણને બોલાવ્યો નહિ—રાઇચરણે એ તરફ ધ્યાન નહિ આપતાં બન્ને હાથ જોડીને કહ્યું:—"માતાજી! હું જ ચોરી કરીને તમારા પુત્રને લઇ ગયો હતો. એ કામ પદ્માનું નહોતું, બીજા કોઇનું નહોતું, આ કૃતઘ્ન અધમનું જ હતું—"

અનુકૂળચંદ્ર બોલી ઉઠ્યો:—"તું શું કહે છે? બાબુ ક્યાં છે?"

"તે મ્હારી પાસે છે. પરમ દિવસે હું તેને લઈ આવીશ"

એ દિવસે રવિવાર હોવાથી કચેરી બંધ હતી. પ્રાતઃકાળથી પતિ પત્ની અત્યંત અધીરતાથી રાહ જોઇ રહ્યાં હતાં. દશ વાગ્યાને સુમારે અશોકને સાથે લઇ રાઇચરણ ઉપસ્થિત થયો.

અનુકૂળચંદ્રની સ્ત્રી કાંઇ પૂછ્યા કર્યા સિવાય અશોકને ખોળામાં બેસાડી, તેને સ્પર્શ કરી, તેની સુગંધ લઇ અતૃપ્ત નયને તેના મુખનું નિરીક્ષણ કરી રહીને તેમ જ હસીને વ્યાકુળ બની ગઇ. વાસ્તવિક રીતે અશોક દેખાવડો હતો—તેનાં વસ્ત્રો, આકાર પ્રકાર

વગેરેમાં લેશ માત્ર પણ દરિદ્રતા નહોતી. તેનું સુંદર મુખ તથા વિનીત સલજ્જ ભાવ જોઇ અનુકૂળચંદ્રનું હૃદય પણ સહસા સ્નેહથી ઉછળી ઉઠયું; તથાપિ તેણે અવિચળિત ભાવ ધારણ કરીને પૂછયું:—"કોઇ પ્રમાણ છે કે?"

રાઇચરણે કહ્યું:—"આવા પ્રકારનું પ્રમાણ કયાંથી હોઇ શકે? મ્હેં તમારા પુત્રની ચોરી કરી હતી એ કેવળ ઇશ્વર જાણે છે, પૃથ્વીમાં બીજું કોઇ એ વાત જાણતું નથી."

અનુકૂળે વિચાર્યું કે, બાળક મળી આવતાં જ તેની સ્ત્રી જેવા આગ્રહથી બાળકને વળગી પડી હતી તેવા. આગ્રહથી તે બીજાના પુત્રને ન જ વળગી પડે! હવે પ્રમાણ મેળવવાનો પ્રયત્ન કરવો ઉચિત નથી. ગમે તેમ પણ વિશ્વાસ મૂકવો જ સારો છે. વળી રાઇચરણને આવો બીજો બાળક મળી પણ કયાંથી આવે? તે ઉપરાંત વૃદ્ધ નોકર તેને છેતરે પણ શા માટે?

બાળકની સાથે વાતચિત કરતાં માલૂમ પડયું કે, ન્હાનપણથી જ તે રાઇચરણની સાથે છે તથા રાઇચરણને તે પિતા તરીકે જાણતો હતો; પરંતુ રાઇચરણે કદાપિ તેના તરફ પિતાના જેવું વર્તન ચલાવ્યું નથી—નોકરના જેવું જ વર્તન ચલાવ્યું છે.

અનુકૂળચંદ્રે મનમાંથી સંદેહને દૂર કરી કહ્યું:—"પણ રાઇચરણ! હવે તું અમારા આશ્રયમાં રહી શકીશ નહિ."

રાઇચરણે હાથ જોડી ગદ્‌ગદ કંઠે કહ્યું:—"આવી વૃદ્ધાવસ્થામાં હું બીજે કયાં જઇ શકું તેમ છું?"

ગૃહિણીએ કહ્યું:—"ભલે રહે. મ્હારા દીકરાનું કલ્યાણ થાઓ. તને હું માફી આપું છું."

ન્યાયપરાયણ અનુકૂળચંદ્રે કહ્યું:–" તેણે જે ગુન્હો કર્યો છે તેની માફી આપી શકાય જ નહિ."

રાઇચરણે અનુકૂળચંદ્રના બન્ને પગ પકડીને આર્દ્ર સ્વરે કહ્યું:– "પ્રભુ! ગુન્હો મ્હેં નથી કર્યો; ઇશ્વરે કર્યો છે."

પોતાનું પાપ ઇશ્વરને માથે મૂકવાનો રાઇચરણ પ્રયત્ન કરે છે એમ વિચારી વિશેષ વિરક્ત બની જઇને અનુકૂળચંદ્રે કહ્યું:—"જેણે આવી ભયંકર વિશ્વાસઘાતકતાનું કામ કર્યું છે તેના ઉપર પુનઃ વિશ્વાસ રાખવો ઉચિત નથી."

રાઇચરણે અનુકૂળચંદ્રના પગ છોડી દઇ કહ્યું:—" એ કામ મ્હેં નથી કર્યું."

"ત્યારે કોણે કર્યું છે?"

"મ્હારા ભાગ્યે."

પણ આવા ઉત્તરથી કોઇ શિક્ષિત માણસને સંતોષ થઇ શકે નહિ.

અશોકને જ્યારે એમ માલૂમ પડયું કે તે મુન્સફનો પુત્ર છે તથા રાઇચરણે તેને ચોરી જઇ આટલા દિવસ સુધી તેનું અપમાન કર્યું છે ત્યારે તેના મનમાં થોડો ક્રોધ ઉપજ્યો; છતાં ઉદારભાવથી તેણે પિતાને કહ્યું:—" પિતાજી! એને માફી આપો. જો કદાચ એને ઘરમાં ન રહેવા દેવો હોય તો દરમહિને થોડી રકમ મોકલી આપજો."

પછી રાઇચરણે કાંઇ બોલ્યા સિવાય એકવખત પુત્રના મુખનું નિરીક્ષણ કરી સર્વને પ્રણામ કર્યા. ત્યાર પછી ઘરની બ્હાર નીકળી તે પૃથ્વીનાં અસંખ્ય મનુષ્યોમાં ભળી ગયો. મહિના પછી અનુકૂળચંદ્રે તેના દેશને ઠેકાણે થોડી રકમ મોકલી ત્યારે એ રકમ પાછી આવી. દેશમાં કોઇ નહોતું.



# કાળસર્પિણીનું કારસ્થાન.

અનેક દેવદેવીઓની પૂજા કરી, માનતાઓ રાખી છતાં યશોદાને એક પણ પુત્ર થયો નહિ ત્યારે તેણે પોતાની જાતે પતિને ફરીથી લગ્ન કરવાનો આગ્રહ કર્યો અને થયું પણ તેમજ. એક પણ પુત્ર સિવાય સંસારનું સ્વર્ગીય સુખ ક્યાંથી ભોગવી શકાય ?

સ્રીજાત જ એવી હોય છે કે તે પોતાની દૃઢ ધારણા પૂર્ણ કર્યા સિવાય રહેતી નથી. પોતાનો હેતુ પૂર્ણ કરવામાં સ્રીઓ અબળા તરીકે નહિ પરંતુ પ્રબળા તરીકે ઓળખાય છે. આજકાલ કરતાં બાવીસ વર્ષથી જે પતિ યશોદાનો પોતાનો હતો તે જ પતિને તેણે હસતાં હસતાં ઇંદિરાને દાનમાં આપ્યો તથા તેણે નવીન દંપતિની સેવા ચાકરી કરવાનો ભાર ઉઠાવી લીધો. ઇંદિરા યશોદા ઉપર કનિષ્ઠ ભગિનીના જેવો પ્રેમ રાખતી હતી. એક સખી પ્રમાણે યશોદા ઇંદિરાને પ્રેમશિક્ષણ આપતી હતી અને એ નવીન દંપતિને પ્રણયરંગમાં રંગાતાં જોઇ પોતે અપૂર્વ આનંદનો અનુભવ કરતી હતી.

ઇંદિરા જો કે પિતાને ત્યાંથી એકદમ આવી હતી તો પણ યશોદા તેને કોઇ પણ પ્રકારે ઓછું આવવા દેતી નહિ. ઇંદિરા જો કોઇ દિવસે ભોજન લેવાની ના પાડતી તો યશોદા તેને ' મ્હારી બ્હેન ! મ્હારી લક્ષ્મી ! ' કહીને સમજાવતી અને અનેક પૌષ્ટિક ખાદ્ય પદાર્થો તેને ખવડાવતી હતી. ઇંદિરાને અલંકારો વસ્રાભુષણો

વગેરે યશોદા જ પહેરાવતી હતી.

સંસારનું એક પણ કામ ઇંદિરાને કરવું પડતું નહિ. સંસારની સમસ્ત સેવા અને કાર્યનો ભાર યશોદા ઉપર હતો. ઇંદિરાનું જીવન તો હાસ્યાનંદ માટે તેમજ સંતોષને માટે નિર્માણ થયું હતું.

ત્યાર પછી ઇંદિરા જ્યારે ગર્ભવતી થઇ ત્યારે તો યશોદા કૃતાર્થ થઇ ગઇ. ઘણા દિવસની મહત્વાકાંક્ષા ઇંદિરાદ્વારા પૂર્ણ થવાનો પ્રસંગ આવી પહોંચ્યો. તે એક સુવર્ણનો ચંદ્ર પોતાના ખોળામાં મેળવી શકશે, તેનો ઘરસંસાર એ સુવર્ણચંદ્રના હાસ્યથી પ્રકાશિત બની જશે. હવે યશોદા ઇંદિરાને વારંવાર નિદ્રા લેવાની સૂચના કરતી હતી; સદા સર્વદા તેને નિશ્ચિત રાખી મૂકતી હતી.

જે દિવસે ઇંદિરા પ્રસવવેદના સહન કરી શકી નહિ તે દિવસે તેણે યશોદાના ગળામાં વળગી પડીને કહ્યું:—“ બ્હેન! હવે હું બચી શકીશ નહિ ! ”

યશોદા આ શબ્દો સાંભળી સુખના વિચારોના વમળમાં ગોથાં ખાતી હોવા છતાં રડી પડી.

કેટલાક સમય પછી ઇંદિરાએ એક પુત્રરત્નને જન્મ આપ્યો. યશોદાએ ગુલાબના પુષ્પ જેવા બાળકને પોતાના ખોળામાં લીધો તથા સહર્ષનયને સ્મિત કરતાં કરતાં તેણે ઇંદિરાને કહ્યું:—“ બ્હેન–બ્હેન! જો તો ખરી કે મ્હારો બાબુ કેવો સુંદર છે ! ”

ઇંદિરા પણ હસતાં હસતાં બોલી ઉઠી:—“ બ્હેન ! બાબુ તો ત્હારો જ છે! ”

એકાએક યશોદાનું કામકાજ બમણું વધી ગયું. શિશુને તેલનું માલિસ કરવાનું, સેક કરવાનું, સ્નાન કરાવવાનું, કપડાં લત્તાં પહેરાવવાનું તથા દૂધ પીવડાવવાનું કામ યશોદાએ જ કરવા માડ્યું. શિશુ પણ

રાત્રિ દિવસ તેની પાસે જ રહેતો હતો. માત્ર કોઇ કોઇ વખત તેને સ્તનપાન કરાવવા માટે યશોદા ઇંદિરા પાસે લઇ જતી હતી. આ સમયે ઇંદિરા હસતાં હસતાં કહેતી કેઃ—" બ્હેન ! ત્હારા બાબુને હું શા માટે સ્તનપાન કરાવું ? "

યશોદા પણ આનંદથી સ્મિત હાસ્ય કરતાં ઉત્તર આપતી કેઃ– " શું કરું બ્હેન ! વિધાતાએ મ્હને એ સુખથી વંચિત કરી છે; નહિ તો હું તને આટલું કષ્ટ પણ આપત નહિ. મ્હને વિધાતાએ દૂધ આપ્યું નથી તેથી તને મ્હારા પુત્રની ધાવ (આયા) તરીકે રાખી છે ! "

યશોદાના પતિએ એક દિવસે તેની સાથે વિનોદ કરતાં કહ્યુંઃ– " પુત્રને પ્રાપ્ત કરીને મ્હને પણ ભૂલી ગઇ ? મ્હારા તરફ પણ થોડી નજર રાખતી જા ! "

યશોદાએ હસીને કહ્યુંઃ—" તમારી તરફ નજર રાખવાને માટે તો મ્હેં તમને ઇંદિરા લાવી આપી છે ! "

સ્વામી શર્માઇ જઇ ચાલ્યા ગયા.

ઇંદિરાએ એક દિવસે હસીને કહ્યુંઃ—" બ્હેન ! પુત્ર થયા પછી તું મ્હારી બિલકુલ ખબર અંતર લેતી નથી. હું મરી ગઇ છું કે જીવું છું તેનું પણ તને જ્ઞાન છે ? "

યશોદાએ ઉત્તરમાં કહ્યુંઃ—" જા—જા, એમ શું બોલે છે ? તું તો મ્હારા ઘરની લક્ષ્મી છે, સંસારનું સુખ છે. ત્હેં જ મ્હને સુવર્ણચંદ્ર જેવો પુત્ર આપ્યો છે. આપણા ઉદાસ સંસારને ત્હેં હાસ્યપૂર્ણ બનાવી મૂક્યો છે ! બ્હેન ! આં ત્હારી ભગિની ઉપર આમ ગુસ્સે શા માટે થાય છે ? ત્હારો ઘરસંસાર હવે તું જ સંભાળી લે. હવે મ્હને રજા આપ. હું અને મ્હારો પુત્ર બન્ને જણાં એકઠાં રહીને એક બીજાંની સાથે આનંદ વિનોદ કરવાની રજા માગીએ છીએ.

કામ કરવાની હવે મ્હારી બિલકુલ ઇચ્છા નથી. હવે હું કાંઇ પણ જોવા સાંભળવા માગતી નથી. તું જ બધું કર્યા કર."

ઈંદિરાએ લજ્જિત બની જઇ કહ્યું:—"ના બ્હેન! મ્હારાથી કાંઇ થઇ શકશે નહિ. ત્હારું કામ હું શા માટે કરું? તું મ્હારી સંભાળ લેતી નથી તેથી મ્હારો જીવ ઘણો દુભાય છે; મ્હને કાંઇ ગમતું નથી."

ઇંદિરાને એક ચુંબન કરી યશોદાએ પ્રેમપૂર્વક કહ્યું:—"તું હવે મ્હોટી થઇ છે. હમ્મેશાં બ્હેનના હાથનું રમકડું થઇને રહે તો તેથી લોકો શું કહે તેનો વિચાર કર. ત્હારો ઘરસંસાર હવે ત્હારે સંભાળી લેવો જોઇએ."

ઇંદિરાએ નેત્રોમાં તિરસ્કારને સ્થાન આપી યશોદા તરફ નજર કરી કહ્યું:—"બ્હેન! હું તો હવે ત્હારાથી કંટાળી ગઇ! ફરીથી જો આ પ્રમાણે કહીશ તો હું રડી પડીને મ્હોટો અનર્થ કરીશ."

આટલું કહેતાં કહેતાંમાં તો ઇંદિરાના નેત્રોમાંથી સર સર કરતાં આંસુ સરી પડવા લાગ્યાં. તે બીચારીનું અભિમાન અશ્રુપ્રવાહમાં તણાઇ જવા લાગ્યું.

યશોદાએ તેને પોતાના હૃદય સાથે ચાંપી સ્નેહથી ચુંબન કરી સજળનયને સ્મિત કરતાં કહ્યું:—"વાહ! આવી નજીવી બાબતમાં આમ રીસાઇ શા માટે જાય છે?"

ઇંદિરા યશોદાના ખોળામાં માથું છુપાવી ડુસકાં ખાતી બોલીઃ "ત્યારે તું મ્હને ન કહેવાના શબ્દો કેમ કહે છે? તું કબૂલ કર કે ફરીથી મ્હને આવા શબ્દો નહિ સંભળાવે."

યશોદાએ ઇંદિરાની પીઠ ઉપર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું:—"બ્હેન! શાંત થા. હું હવે કદાપિ તને ખોટું લાગે એવા શબ્દો

કહીશ નહિ; પરંતુ જ્યારે આ સંસારનો ભાર તને ત્હારે પોતાને માથે લેવાની ઇચ્છા થાય ત્યારે એ વાત મ્હને સ્પષ્ટ રીતે કહેતાં શર્માઇશ નહિ; પરંતુ તે સાથે એટલું પણ યાદ રાખજે કે હું મ્હારા સુકુમાર પુત્રને તો કદાપિ કોઇને પણ આપીશ નહિ!"

ઇંદિરાએ અશ્રુપ્રવાહથી ભીંજાઇ ગયેલા મુખને ઊંચું કરી યશોદા તરફ વેદનાપૂર્ણ તીક્ષ્ણ દૃષ્ટિથી જોઇ કહ્યું:—"બ્હેન! ફરીથી પાછી એ જ વાત કે? હું ત્હારા સ્નેહની સેવિકા છું! મ્હને તું શા માટે વારંવાર એની એ વાત કહ્યા કરે છે?!"

યશોદાએ તેનાં નેત્રો સાફ કરતાં કરતાં કહ્યું:—"ના બ્હેન! તું સેવિકા નહિ પણ આપણા ઘરની લક્ષ્મી છે. તને હું સાધારણ સ્વજન તરીકે સમજતી નથી; આમ છતાં બળ્યા અધીરા જીવને લીધે જ આટલું કહેવું પડયું છે."

આવા પ્રકારના સુખના મિલનમાં, હાસ્ય તેમ જ આનંદમાં એ ત્રણે મનુષ્યોનો સંસાર માત્ર એક સુકુમાર શિશુને ઘેરીને સ્વચ્છંદે ચાલવા લાગ્યો. શિશુ દિવસે દિવસે નવી નવી જાતની આનંદલીલાઓનો પ્રકાશ કરી સંસારને હાસ્યના સુખથી પરિપૂર્ણ કરવા લાગ્યો.

જ્યારે શિશુ દોઢ વર્ષનો થયો ત્યારે તે સ્વચ્છ દૂધ જેવા દાંત બ્હાર કરી યશોદાને 'બા!' અને ઇંદિરાને 'માશી' કહેવા લાગ્યો.

એક દિવસે ઇંદિરા અને યશોદા બાળક પાસે બેસી આનંદ વિનોદ કરતાં હતાં એવામાં એક ગાડી ઘરની બ્હાર આવી ઉભી રહી. વિના વિલંબે યશોદા પાસે એક દાસીએ આવી ખબર આપી કે:—"એક ગાડી બ્હાર આવી ઉભી રહી છે."

યશોદાએ પ્રશ્ન કર્યો:—"કોની ગાડી છે?"

દાસીએ ઉત્તર આપ્યો:—"આપણા કુટુંબમાંનું જ કોઇ આવ્યું છે!"

યશોદાએ ઇંદિરાને કહ્યું:—"ઇન્દુ! જો તો ખરી કે કોણ આવ્યું છે?"

ઇંદિરા ત્વરાથી બ્હાર ગાડી પાસે જઇ પહોંચી તો ત્યાં આગળ એક યુવતી ઉભી રહી હતી. તેને જોતાં જ ઇંદિરા બોલી ઉઠી:—"શ્યામા! તું અહીં ક્યાંથી?"

યુવતીએ ઉત્તર આપ્યો:—"માજીની સાથે આવી છું."

ઇંદિરાએ પ્રશ્ન કર્યો:—"માશીબાની સાથે? ત્યારે માશીબા ક્યાં છે?"

યુવતીએ ગાડીની તરફ નજર કરી કહ્યું:—"માજી! અહીં પધારોને."

વિના વિલંબે બીજી એક પ્રૌઢા સ્ત્રી ગાડીમાંથી નીચે ઉતરી અને અંધકારમાંથી આગળ આવી ચઢી. ઇંદિરાએ એ રમણીના ચરણોમાં પડી પ્રણામ કરી તેની પદરજ મસ્તકપર મૂકી દાસીદ્વારા યશોદાને બોલાવી. યશોદા પણ શિશુને સાથે લઇ બ્હાર આવી પહોંચી. તેણે પણ માશીબાના ચરણોમાં નમી પડી તેમની ચરણરજ મસ્તકપર મૂકી અને કહ્યું:—"પધારો—માજી પધારો."

માશીબાએ યશોદા તરફ નજર નહિ કરતાં ઇંદિરાને પૂછ્યું:—"આ ત્હારો પુત્ર છે કે?"

આ પ્રશ્નથી ઇંદિરા કોણ જાણે કે શાથી શર્માઇ ગઇ. પુત્ર પોતાનો જ છે એ વાતનો સ્વીકાર તે યશોદાની હાજરીમાં કેવી રીતે કરી શકે? વળી પુત્ર તેના કરતા તેની ભગિનીનો વધારે છે એ હકીકત તે બીજાની આગળ કેવી રીતે કબૂલ કરી શકે? બન્ને શૌક્ય સ્નેહસંબંધથી સંધાઇ સુકુમાર શિશુને લઈ આનંદ ભોગવતી હતી; તે આનંદ જાણે કે માત્ર એક જ વ્યક્તિ દૂર કરવા માગતી હોય એમ

ઇંદિરાને લાગ્યું. તેને એમ લાગ્યું કે, તેના સુખના સમયમાં તેના સુખને નાશ કરવાને માટે તેની માશીબા શા માટે આવી ચઢ્યાં? ઇંદિરા માશીબાના તરફ વધારે વખત સુધી જોઇ શકી નહિ. તે કાંઇ પણ ઉત્તર આપ્યા સિવાય લજ્જાથી નીચું જોઇ રહી.

માશીબાએ ઇંદિરાને શર્માઇ ગયેલી જોઇ વિચાર્યું કે, ઇંદિરાને હજી આ પહેલ વહેલો પુત્ર થયો છે તેથી જ તે ઉત્તર આપતાં શર્માય છે. પછી તેમણે ઇંદિરા તરફ હાથ લંબાવી કહ્યું:—"આવ, ભાઇ! મ્હારી પાસે આવ જોઉં!"

સુકુમાર શિશુ યશોદાને પોતાના બન્ને કોમળ હાથથી સજ્જડ વળગી પડ્યો અને તેની છાતીમાં પોતાનું મુખ છુપાવી તે બોલ્યો:–"બા—"

યશોદાએ બાળકને ચુંબન કરી માશીબાની તરફ આગળ ધરી કહ્યું:—"જાઓ મ્હારા રત્ન! જાઓ એ તો માશીબા છે."

બાળક યશોદાનાં વચનો તરફ ધ્યાન નહિ આપતાં ભયદર્શક સ્વરે બોલી ઉઠ્યો:–"ના—"

શ્યામા સ્મિત કરી સહજ આગળ આવી પોતાના હાથ લાંબા કરી બોલી:—"મ્હારી પાસે આવીશ કે ભાઇ?"

બાળક પ્રથમની માફક યશોદાને પકડી રહીને બોલ્યો:—"ના—ના!"

માશીબાએ સહજ આગળ આવી કહ્યું:—"બીજા પાસે જતો હોય એમ લાગતું નથી. આ લે ભાઇ!" આમ કહી તેમણે બાળકની સ્હામે બે રૂપિયા ધર્યા.

બાળકે એ બે રૂપિયા લેવાનો ઉત્સાહ નહિ દર્શાવતાં પૂર્વ પ્રમાણે કહ્યું—"ના—ના!"

યશોદાએ ઇંદિરા તરફ દ્રષ્ટિ કરી કહ્યું:—"ઇંદિરા! તું લે જોઇએ; ત્હારી પાસે આવ્યા પછી કદાચ માશીબા પાસે જશે."

ઇંદિરાએ પોતાના બન્ને હાથ લાંબા કર્યા.

બાળક યશોદાને પકડી રહીને ઇંદિરા તરફ નજર રાખી કહેવા લાગ્યો:—" ના—ના!"

માશીબાએ આશ્ચર્ય પામી ઇંદિરાને કહ્યું:—" ઇન્દુ! બ્હેન! ત્હારો પુત્ર તો મ્હારી પાસે આવતો જ નથી. ઠીક છે, ચાલો ઘરમાં ગયા પછી વાત."

આમ કહી યશોદા ઇંદિરા, માશીબા અને શ્યામા સર્વ ઘરમાં ગયાં. ઘરમાં ગયા પછી માશીબાએ એક પડીકામાંથી જલેબીનું એક ચકરડું કાઢી ઇંદિરા પાસે ધરી કહ્યું:—" ઇન્દુ! આ જલેબી એને આપ જોઉં! પછી જો કે એ ત્હારી પાસે આવે છે કે નહિ?"

ઇંદિરા એક વખત યશોદાના મુખ તરફ નજર કરી નીચું જોઇ રહી. ઇંદિરાને આવી અવસ્થામાં જોઇ માશીબા કાંઇ બોલ્યાં નહિ. તેમણે જલેબીનું ચકરડું જમીનપર મૂકી દીધું અને પછી પૂછ્યું—"જમાઇ ક્યાં છે? એ તો કાંઈ દેખાતા જ નથી!"

માશીબા યશોદાની સાથે બિલકુલ વાતચિત કરતાં નહિ હોવાથી ઇંદિરાને ઘણું ખોટું લાગ્યું અને તેથી તેણે માશીબાને કાંઇ ઉત્તર આપ્યો નહિ.

યશોદાએ કહ્યું:—" તેઓ ઘેર નથી. માશીબા! તમે હવે હાથ મ્હોં ધુઓ. હું બાઇને સુવાડી તમારે માટે ભોજનની વ્યવસ્થા કરૂં છું."

ઉત્તર આપવાનું પોતાને માથે નહિ આવ્યાથી ઇંદિરા કાંઇક ખુશી થઇ. પછીથી યશોદા માશીબાને પીવાને માટે જળ લેવા ગઇ

ત્યારે ઇંદિરા એકલીને માશીબા પાસે બેસી રહેવું પડ્યું; પરંતુ પોતાને એકલી માશીબા પાસે બેસી રહેવું તેને ગમ્યું નહિ.

માશીબાએ યશોદાની ગેરહાજરીમાં પ્રશ્ન કર્યો:—"ઇંદુ! આજ કે ત્હારી સૅાક્ય?"

'સૅાક્ય' શબ્દ તરંગિણીના કાનમાં પ્રવેશ્યો. તેણે ઉત્તર આપ્યો:—"હા, એ જ મ્હારી બ્હેન."

"તને ઘણી દુઃખી કરતી હોય એમ જણાય છે!"

"ના માશીબા! તમે ભુલો છો. એ મ્હારા ઉપર અપાર સ્નેહ રાખે છે."

માશીબાએ સ્મિત કરી કહ્યું:—"અરે રામ! તું તો હજી ગાંડીને ગાંડી જ રહી. મીઠા મીઠા શબ્દો સાંભળતાં જ તું છેક ગાંડી બની જાય છે! સ્વાર્થી અને લુચ્ચું માણસ જ આ સંસારમાં ઘણું નમ્ર બની જઇ પોતાનો સ્વાર્થ સાધી લે છે. યશોદા પણ પોતાના સ્વાર્થને લીધે ઉપર ઉપરથી ત્હારા તરફ પ્રેમ દર્શાવે છે. આ ઘેર આવતાંની સાથે તો હું જાણી શકી છું કે તું આ ઘરની દાસી છે અને ઘરની શેઠાણી તો એ ભિખારણ છે! ઇંદુ! તું હજી સુધી તેની ચાલાકી જાણી શકી નથી?"

ઇંદિરાએ કહ્યું:—"માશીબા! તમારું કહેવું મ્હને વ્યાજબી લાગતું નથી. યશોદા મ્હને પોતાની પહેલાં ભોજન કરાવે છે, તે જાતે જ મ્હને અલંકાર આભુષણો પહેરાવે છે. તેને પહેરવા ઓઢવાનો શૉખ જ નથી. વળી તે મ્હારા પુત્ર ઉપર એટલો બધો પ્રેમ રાખે છે કે એ પ્રેમની તુલના થઇ શકે તેમ નથી."

માશીબાએ હસીને કહ્યું:—"અરેરે! હજી સુધી ત્હારામાં વિચાર કરી જોવાની સહજ પણ શક્તિ હોય એમ લાગતું નથી. ત્હારા

પુત્ર ઉપર એ ભિખારણુ આટલો બધો સ્નેહ શા માટે રાખે છે એ તું જાણે છે કે? એ ત્હારા પુત્રને પોતાના જેવો બનાવવાની ઇચ્છા રાખે છે કે જેથી ભવિષ્યમાં એ તને કાઢી મૂકે તો પણ ત્હારા પુત્રથી ચું કે ચાં કરી શકાય નહિ. સૉક્ય તે વળી સ્નેહ સમજતી હશે કે? હજી સમજ, વિચાર કરી જો. હજી અવકાશ છે. તું ત્હારા પુત્રને એ ભિખારણના સહવાસમાં હવે વધારે વખત રાખીશ નહિ."

માશીબાનાં વચનો સાંભળતાં જ શર્મ તેમજ તિરસ્કારના આવેશથી ઇંદિરાનું મસ્તક ભમી ગયું. એ પોતાની માશીબાને કેવી રીતે નિવેદન કરી શકે કે તે જ્યારથી આ ઘેર આવી છે ત્યારથી પતિ તેના પોતાના જ થઇ રહ્યા છે. યશોદા તેની સૉક્ય નથી પણ બ્હેન છે. ઉભી થઇને તેણે કહ્યું:—"જોઉં જોઇએ ભોજનની તૈયારી થઇ છે કે નહિ?"

માશીબાએ આનંદ પામી કહ્યું:—"મ્હારી પણ એવી જ સલાહ છે કે, ત્હારા ઘરસંસારને તું ત્હારી જાતે જ સંભાળી લે!"

ઇંદિરાએ વિચાર્યું કે:—"સૉક્યનો સંબંધ તો ઘણો ખરાબ. સહજમાં જ લોકો ભૂલથી અવિચાર કરી બેસે છે. માશીબા જો બેચાર દિવસ રહે તો જાણી શકે કે મ્હારી યશોદા બ્હેનનો સ્વભાવ કેવો છે!"

બે દિવસને બદલે ચાર દિવસ વીતિ ગયા; પરંતુ માશીબાની ધારણા કોઇ પણ રીતે બદલાઇ હોય એમ ઇંદિરાને લાગ્યું નહિ. માશીબા તથા શ્યામા બન્ને જણાં રાત્રિદિવસ ઇંદિરાના કાનમાં વિષમય વચનો સંભળાવતાં હતાં.

ઇંદિરાએ એક દિવસે અકળાઈ જઇને યશોદાને પ્રશ્ન કર્યો:—

"બ્હેન! એ સઘળાં ક્યારે જશે? અહીં કેટલા દિવસ સુધી પથારો પાથરીને રહેશે?"

યશોદાએ સ્મિત કરી કહ્યું:—" બ્હેન ! તું આમ વ્યાકુળ શા માટે બની જાય છે ? માશીબા બે દિવસ ભલેને વધારે રહે !"

ઇંદિરા યશોદાની માફક પ્રફુલ્લ મુખ રાખી શકી નહિ. તેણે ગંભીરતાથી કહ્યું:—" બ્હેન! આપણે માત્ર બે જણાં જ આપણા ઘરમાં હતાં ત્યારે આપણા દિવસો આનંદ તેમજ સુખમાં પસાર થતા હતા; પરંતુ માશીબાના આવ્યા પછી મ્હને આપણી પરિસ્થિતિમાં ફેરફાર થયેલો જણાય છે. માશીબા તેમજ શ્યામા આપણી બન્નેની વચ્ચે કાંઈ કલહ ઉત્પન્ન કરવાની ઇચ્છા રાખતાં હોય એવો ભાસ થાય છે."

યશોદાએ તિરસ્કારયુક્ત સ્વરે કહ્યું:–" જા જા, એમ બોલીશ નહિ. માશીબા સાંભળશે તો તેઓ શું વિચારશે ? ત્હારે ઘેર તેઓ હમ્મેશાંને માટે તો રહેવા આવ્યાં નથીને ? તું આમ ગભરાઇ કેમ જાય છે ?"

ઇંદિરા કેવી રીતે જણાવી શકે કે પોતે શા માટે વ્યાકુળ બની જાય છે ? તેનું દુઃખ એવું હતું કે જે સહન થાય એવું નહોતું તેમ કોઇને કહી શકાય એવું પણ નહોતું. ઇંદિરાએ કહ્યું:—" વ્યાકુળ ન બની જાઉં ? પુત્રપ્રાપ્તિ થયા પછી તો તું મ્હારા ઉપર પૂર્વના જેવો પ્રેમ રાખતી નથી અને જ્યારે થોડી મુદતમાં જ તું આમ કરે છે તો વખતના વીતવા સાથે તું મ્હારા તરફ નજર સુદ્ધાં કરીશ નહિ. "

યશોદાએ ઇંદિરાને પોતાના હૃદય સાથે ચાંપીને કહ્યું:—" ઇંદુ ! બ્હેન! આ જન્મમાં તો હું તને ભૂલી જાઉં એવો સ્વપ્ને પણ વિચાર કરીશ નહિ. પતિ તરફનો સઘળો અધિકાર મ્હેં તને સોંપી દીધો છે. માત્ર ત્હેં મને જે આ અમૂલ્ય રત્ન આપ્યું છે એ માટે

ત્હારો ઉપકાર ભુલી જાઉં તો મ્હારા જેવી પાપી સ્ત્રી આ દુનિયામાં બીજી ભાગ્યે જ હોઇ શકે! ઈંદુ! તું ત્હારા મનમાં આવા અમંગળ વિચારોને શા માટે સ્થાન આપે છે? શું તને મ્હારાં વચનપર વિશ્વાસ નથી?"

યશોદાનાં વચનોએ ઈંદિરાના હૃદયને ધોઇ નાખ્યું. તે એકાએક રુદન કરવા લાગી. થોડા સમય પછી હૃદયભાર કાંઇક ઓછો થતાં તેણે કહ્યું:—"બ્હેન! મને ક્ષમા આપ. ફરીથી હું તને ત્હારો જીવ દુઃખાય એવો એક પણ શબ્દ નહિ કહું."

ત્યાર પછી એક બે દિવસે ઈંદિરા પોતાની માશીબા પાસે ગઇ અને પ્રશ્ન કર્યો:—"માશીબા! તમે ઘેર કયારે જશો?"

આ પ્રશ્નથી માશીબાનું મગજ ખસી ગયું. છેવટે થોડા સમય સુધી કાંઇ વિચાર કરી તેમણે ઉત્તર આપ્યો:—"ઘેર જવાની તો મ્હને ઘણી ઉતાવળ છે. છૈયા છોકરાં કોણ જાણે શુંય કરતાં હશે? વહૂ પણ આખો દહાડો પગપર પગ ચઢાવી ને બેસી રહેતી હશે. તું કયાં નથી જાણતી કે 'ધણી વિનાનાં ઢોર સુનાં.' પરંતુ કોઇ પણ પ્રકારે તને સુખી કરીને તને યોગ્ય માર્ગે ચઢાવ્યા પછી જ હું ઘેર જઇશ. હું ત્હારૂં ભલું કરવા માટે ઘણી ઉત્સુક છું."

ઈંદિરાએ કહ્યું:—"માશીબા! તમારે મ્હારી ચિંતા રાખવાની કાંઇ જરૂર નથી. તમે ખુશીથી ઘેર જઇને તમારું ઘર સંભાળો!"

માશીબા હવે પોતાના ક્રોધને દબાવી શકયાં નહિ. તેમણે કાંઇક કઠોર સ્વરે પ્રશ્ન કર્યો:—"ઈંદુ! શું ત્હારે મ્હને અહીંથી બળાત્કારે કાઢી મૂકવી છે? 'ધર્મ કરતાં ધાડ આવે' તે આનું જ નામ! જમાઇએ તને કાંઇ કહ્યું છે કે?"

"ના."

"ત્યારે તો પેલી ભિખારણે ઉંધું છતું સમજાવ્યું હશે! એ-નાથીં અમને જોઇ શકાયાં નહિ હોય! મ્હોડે ચઢી ને મ્હને ઘેર ચાલી જવાનું કહેતાં તમને શર્મ નથી આવતી? હું કયાં પરઘેર આવી છું તે કોઇની બ્હીક રાખું? એક વખત તો શું પરંતુ સેંકડો વખત આવીશ અને એ હરામજાદીને તેના આ કાર્યનો બરાબર બદલો આપીશ!"

ઇંદિરાએ વિરક્ત થઇ જઇને કહ્યું:–"અરે! માશીબા! આમ વગર વિચાર્યું શું બોલો છો? યશોદા બ્હેને તો તમારી વિરુદ્ધ એક શબ્દ પણ કહ્યો નથી."

શ્યામા ગંભીરતાથી હસી પડીને બોલી:–"મ્હોડે નહિ બોલી હોય તો મનમાં ને મનમાં બળી ગઇ હશે!"

શ્યામાએ તથા માશીબાએ ઘણા દિવસ રહીને ઇંદિરાને વારં-વાર ઉપરના ભાવાર્થનાં વચનો કહ્યાં. ઇંદિરાની આસપાસનું વાતાવરણ વિષમય બની ગયું. તેનું મન ભારાક્રાંત થઇ ગયું. સૉક્ય તે વળી પોતાના ઉપર પ્રેમ રાખે ખરી કે? વળી જેણે સ્વામીનો ભાગ કાઢી લીધો છે તેના ઉપર પ્રેમ રાખવો એ પણ યોગ્ય છે કે? શું ઇંદિરા પોતાની સૉકયને પોતાની ભગિની તરીકે ગણે કે? પોતાને સંતાન થતું નહિ હોવાથી યશોદાએ ઇંદિરાને પોતાના ગૃહસંસારમાં સ્થાન આપ્યું છે. હમણાં તે ઇંદિરાના પુત્રને પ્રાપ્ત કરી નિશ્ચિંત થઇ બેઠી છે. પુત્ર થયા પછી યશોદા તો પૂર્વ પ્રમાણે ઇંદિરા ઉપર પ્રેમ રાખતી નથી! ઇંદિરાના ખાનપાન સંબંધી પહેલાંની માફક કાળજી રાખતી નથી. સમસ્ત સંસાર તેની મુઠીની અંદર છે. તે હાથથી જે આપે તેની જ અધિકારિણી ઇંદિરા છે. વળી ઇંદિરા પોતાનો સંસાર સંભાળી સુખી ન થાય એવા વિચારથી તો યશોદાએ તેને ઘરસંસારનાં

કાર્યોથી અલગ રાખી છે. આ એની એક પ્રકારની સ્વાર્થપરાયણુતા છે. ઇંદિરાને ભિખારિણી બનાવવાની જ યશોદાની મહત્વાકાંક્ષા છે. વળી સ્વામી પણુ યશોદાના છે. પુત્ર પ્રાપ્તિ માટે યશોદાએ કરેલા આગ્રહથી જ તેમણે ઇંદિરા સાથે ફરીથી લગ્ન કર્યું છે. સ્વામી તેના છે, પુત્ર તેનો છે, ઘરસંસાર પણુ તેનો છે; અર્થાત ઇંદિરાનું કાંઇ જ નથી—સ્વામી જાણે કે યશોદાની દયાનું દાન છે!

શ્યામા તેમજ માશીબાએ ઉપરના ભાવાર્થની હકીકત ઇંદિરાને વારંવાર સમજાવી. પરિણુામ એ આવ્યું કે ઇંદિરાનું ચિત્ત અસ્વસ્થ થઇ ગયું. તે આકુળ વ્યાકુળ બની ગઇ. રાત્રિદિવસ તેના મુખ ઉપર ચિંતાની છાયા જણુાવા લાગી.

ઇંદિરાની આવી અવસ્થા જોઇ યશોદા કેટલીક વખત પ્રશ્ન કરતી હતી કે:—“ઇંદુ! તું આજ ચિંતાતુર કેમ જણુાય છે? તને શું થયું છે?”

ઇંદિરા ઉત્તરમાં કહેતી કે:—“ના–ના, મ્હને કાંઇ થયું નથી. શરીર સારું નથી.”

પહેલાં તો યશોદાની એવી ધારણુા હતી કે માશીબા અને શ્યામા ઘણુા દિવસ અહીં આવીને રહ્યાં છે તેથીજ ઇંદિરા ચિંતાતુર રહે છે; પરંતુ થોડા સમય પછી તેને માલૂમ પડ્યું કે તેની ધારણુા યથાર્થ નથી. હવે ઇંદિરા સદા સર્વદા પોતાની માશીબા પાસે રહે છે. ત્રણે જણાં આખો દિવસ એક બીજાં પાસે બેસીને ગુપ્તગોષ્ટિ ચલાવે છે. યશોદાને જોતાં જ તેઓ મૌનભાવ ધારણ કરે છે. યશોદાએ વિચાર્યું કે, તેઓ કોઇ પણુ પ્રકારનું કારસ્થાન રચે છે; પરંતુ તે ઇંદિરાને કાંઇ પણુ પૂછી શકી નહિ.

ઇંદિરાના મનમાં એવી દૃઢ ધારણુા થઇ ગઇ કે, યશોદા અત્યાર

સુધી પોતાનો સ્વાર્થ સાધવાને માટે પ્રપંચ ચલાવી રહી છે. હવે સંસારભાર પોતાને માથે ઉપાડી લેવાની ઈંદિરાની ઇચ્છા થઇ. આ વખતે યશોદાએ એક વખતે કાઢેલા ઉદ્‌ગારો ઈંદિરાને યાદ આવ્યા. પૂર્વે યશોદાએ એમ કહ્યું હતું કે:–"જ્યારે ત્હારી ઇચ્છા હોય ત્યારે મ્હને સ્પષ્ટ કહી દેજે એટલે હું સંસારથી અલગ થઇશ." આથી કરીને ઇંદિરા ધીમે ધીમે જઇને યશોદા પાસે બેઠી. યશોદાએ એક વખત તેના ગંભીર મુખ તરફ નજર કરીને કહ્યું:–"ઇન્દુ! આટલા દિવસે કાંઇ બ્હેનને યાદ કરી? હવે તને પ્રથમ પ્રમાણે બ્હેનની પાસે રહેવાનું પસંદ નથી કે શું?"

ઇંદિરાએ થોડા સમય સુધી શાંત રહીને કહ્યું:–"બ્હેન! તિજોરીની તથા બીજી પેટીઓ તેમજ પટારાઓની કુંચીઓ તું મ્હને આપી દે."

યશોદા ઇન્દિરાના શબ્દોનું રહસ્ય સમજી શકી નહિ તેથી તેણે પ્રશ્ન કર્યો:–"કેમ, ત્હારે શું જોઇએ છીએ?"

ઇંદિરાએ ઉત્તર આપ્યો:–"કાંઇ જોઇતું નથી."

"ત્યારે પછી કુંચીઓની શી જરૂર છે?"

"હું મ્હારી પાસે જ રાખવાને ઇચ્છું છું."

"ત્યારે હવે તું મ્હને સંસારમાંથી રજા આપે છે?"

"હા."

યશોદાએ હસી પડી ઈંદિરાના મુખને ચુંબન કરી કહ્યું:—"ઇન્દુ! બ્હેન! ત્હેં મ્હારા ઉપર ઘણી દયા કરી. ત્હારો ઘરસંસાર ત્હારે જ સંભાળી લેવો જોઇએ. લે આ કુંચીઓ; પરંતુ બ્હેન! તું મ્હારા પુત્રને તો મ્હારી પાસેથી નહિ લઈ લેને?!"

યશોદાનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી. ઇંદિરા આ સ્થળે

વધારે વખત બેસી શકી નહિ. તેને ચાલી જતી જોઇને યશોદાએ પોતાના વસ્ત્રના પાલવથી અશ્રુજળ સાફ કરી કહ્યું:–" ઇન્દુ! આ કુંચીઓ તો અહીં જ પડી રહી!"

ઈંદિરાએ કહ્યું:–" ના બ્હેન! મ્હારે કુંચીઓ જોઇતી નથી. ત્હારી પાસે જ રહેવા દે."

એકાએક માશીબાએ ત્યાં આગળ આવી પહોંચી કુંચીઓના ઝુમખાને પોતાના હાથમાં લઇ કહ્યું:–" લ્યો તમારે કોઇને તમારી પાસે કુંચીઓ રાખવી ન હોય તો હું જ મ્હારી પાસે રાખું છું!"

માશીબા કુંચીઓના ઝુમખાને લઈ ઈંદિરાની પાછળ પાછળ ચાલ્યાં ગયાં. યશોદા કાંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય માશીબા જે તરફ ગયાં તે તરફ ટગર ટગર જોઈ રહી.

માશીબાએ ઈંદિરા પાસે જઇને કહ્યુ:–" તું તો હજી સુધી જાણે ન્હાની કીકી જ રહી. આવી બેદરકારી રાખીશ તો પછી સંસારમાં રહેવું ભારે થઇ પડશે. એ તો ત્હારું ધનભાગ્ય કહે કે તે વખતે હું ત્યાં આવી ચઢી અને બધું ઠીક જ થયું!"

શ્યામાએ કહ્યું:–" માજી! તમે પણ ઠીક કર્યું; પરંતુ તમે જાણો છો કે એ ભિખારણ પોતાના પેટી પટારાની અંદર અનેક મૂલ્યવાન્ વસ્તુઓને છુપાવી રાખે છે માટે હવે એ સઘળું તપાસી જોવાની જરૂર છે."

માશીબાએ કહ્યું:–" ખરી વાત છે શ્યામા! હું પણ તેની ચતુરાઇ જાણી ગઇ છું. ઈંદુ! તું જા અને તેના પેટી પટારાઓ ઉઘાડી જે જે મૂલ્યવાન્ વસ્તુઓ હોય તે કાઢી લે."

ઈંદિરાએ જોરથી માથું હલાવી દઢ સ્વરે કહ્યું:–" માશીબા! મ્હારાથી એવું કાંઇ પણ બની શકશે નહિ."

"તો પછી અમે તપાસ કરીશું."

"ના માશીબા! એવા પ્રકારના વર્તનથી મ્હારી બ્હેનનું તમે અપમાન કરશો નહિ. જો તમે મ્હારી ઇચ્છા વિરુદ્ધ વર્તશો તો હું મ્હારું લોહી રેડીશ."

માશીબા કાંઇક રોષમાં આવી જઇ બોલ્યાં:—"ઓ બાપ! તું તો ઘણી વિચિત્ર જણાય છે! અમે ત્હારું ભલું કરવાને ઇચ્છા રાખીએ છીએ. ત્યારે તું વળી અમારી આગળ ત્હારું લોહી રેડ-વાની વાત કરે છે! આ કળિયુગનો જમાનો જ એવો છે કે હું ત્હારો કાંઇ દોષ કાઢી શકતી નથી. સર્વ દોષ માત્ર ત્હારી બુદ્ધિનો જ છે. હું જાણું છું કે પેલી હરામજાદીએ તને પોતાના છળકપટથી વશ કરી દીધી છે! હું મ્હારાં બાળબચ્ચાંની સંભાળ લેવાનું છોડી દઇ ત્હારું ભલું કરવા આવી તેથી જ તું અમને આ પ્રમાણે કહે છે કે?!"

આમ કહી માશીબા ડુસકાં ખાતાં ખાતાં રુદન કરવા લાગ્યાં. શ્યામા પણ નેત્રોમાં આંસુ નહિ હોવા છતાં પોતાનાં નેત્રોને સાફ કરવા લાગી. ઇંદિરા સ્થિરતાથી ઉભી રહી. તેણે પોતાના મુખમાંથી એક પણ શબ્દ ઉચ્ચાર્યો નહિ.

બીજે દિવસે માશીની ઉપડી જવાની કાંઇ પણ તૈયારી થતી જણાઇ નહિ. ઉલટું તેઓ તો ભંડારીઆ વગેરેની કુંચીઓ પોતાના હાથમાં આવેલી હોવાથી ઘરના સમસ્ત કારભારમાં પોતાની સત્તા ચલાવવા લાગ્યાં. હમ્મેશાં બશેર દૂધ લેવામાં આવતું હતું તેમાંથી એક શેર બાળક પીતો હતો અને બાકી રહેલા એક શેર દૂધમાંથી અડધો અડધો શેર ઇંદિરા તેમજ યશોદા ખાતાં હતાં. માશીબા આવ્યાં એટલે યશોદાના ભાગનું અડધો શેર દૂધ પણ તેઓ પોતાના

પેટમાં પધરાવી દેતાં હતાં. ઘરમાંનાં સઘળાં માણસો પહેલાં રાત્રે માલપુડા ખાતાં હતાં; ત્યારે હવે યશોદા માટે બન્ને વખત ભાખરી તૈયાર થવા લાગી! આ પણ માશીબાની કૃપાનું જ પરિણામ હતું!

ધીમે ધીમે દીપોત્સવી આવી પહોંચી. સર્વને માટે નવાં કિંમતી કપડાં ખરીદ કરવામાં આવ્યાં; પરંતુ 'યશોદાની પેટી કપડાંથી ભરેલી છે' એમ માશીબાએ જણાવ્યાથી તેને માટે એક ઇંચ પણ કપડું ખરીદવામાં આવ્યું નહિ. ઘરની અંદર બે દાસીઓ હતી. એક જણી ઘરનું કામકાજ કરતી હતી અને બીજી બન્ને વહૂઓનું કામકાજ કરતી હતી. આ બે પૈકી એક દાસી પોતાના કામકાજમાંથી વેળાસર નિવૃત્ત થઇ શકતી નહોતી તેથી બીજી દાસી ઇંદિરાનું કામકાજ પૂર્ણ કરી માશીબાના શરીરે તેલ ચોળી તેમની ચરણસેવા કરતી. માશીબાના કોપથી યશોદાને પોતાનું સમસ્ત કામકાજ પોતાની જાતે જ કરવું પડતું હતું.

આમ છતાં યશોદા આ સઘળો અત્યાચાર શાંતિથી સહન કરતી હતી. તેણે દાસી પાસે કામ કરાવવાનું માંડી વાળ્યું. પોતાની જાતે જ તે પોતાનાં કપડાં ધોવા લાગી. અશ્રદ્ધાથી મળતું દાન પણ તે હાસ્યમુખે સ્વીકારતી હતી; આનું કારણ એ હતું કે જે તેની પ્રાણાધિક ઇચ્છા–પુત્રને પોતાની પાસે રાખવાની હતી તે અદ્યાપિ નિરાશાના સ્વરૂપમાં ફેરવાઇ ગઇ નહોતી.

યશોદાને અનેક પ્રકારે સતાવ્યા છતાં જ્યારે તેણે કોઇ પણ પ્રકારની ગરબડ ન કરી ત્યારે તથા જમાઇએ પણ જ્યારે આ સર્વ પ્રકાર તરફ દુર્લક્ષ્ય કર્યું ત્યારે સાહસનો સંચય કરી માશીબાએ ઇંદિરાના કાન વધારે ભંભેરવાની શુરૂઆત કરી:—"ઇંદુ! બ્હેન! તું જાણે છે કે, હું આ જે કાંઇ કરૂં છું તે ત્હારે માટે જ છે. જો ત્હારા

ઘરમાં અત્યારે એ પૈસા બચશે તો ભવિષ્યમાં ત્હારા જ કામમાં આ-વશે. એ હરામજાદી કેવી લુચ્ચી છે કે કાંઇ ચું કે ચાં કરી શકતી નથી! તે એમ કરે પણ કેવી રીતે? પોતાનો દોષ કોઈ ઓછું હાથે કરીને જ ખુલ્લો કરે છે?! ત્હારા સ્વામીનો ત્હારા તરફનો સ્નેહ છે તે શાને માટે છે? ત્હારા પુત્રને લીધે જ છે ને? હવે જો એ બાળકને કોઇ પણ પ્રકારે હતો ન હતો કરી નાખે તો પછી એનો હેતુ સિદ્ધ થયા સિવાય રહે નહિ, કારણ જો પુત્ર ન હોય તો પછી ત્હારા સ્વામી ત્હારા ઉપરના સ્નેહને ભુલી જાય અને યશોદાના મનો-રથ સફળ થાય."

માશીબાનું છેવટનું વાક્ય સાંભળતાં જ ઇંદિરા કંપી ઉઠી. માશીબાએ પોતાનાં વચનોનો કાંઇક પ્રભાવ પડેલો જાણી પ્રસન્ન થતાં કહ્યું:—"તું જોતી નથી કે એ રાત્રિ દિવસ ત્હારા પુત્રની સ્હામે ટગર ટગર જોઇ રહે છે અને કેટલીક વખત તો મનમાં ને મનમાં કાંઇ બડબડ્યા પણ કરે છે!"

ઇંદિરાએ આશ્ચર્ય પામી પ્રશ્ન કર્યો:—"એમ કરવાનું કાંઇ કારણ?"

માશીબાએ ઉત્તરમાં કહ્યું કે:—"કારણ બીજું શું હોય? કોઇ મહાત્મા પાસેથી એ કાંઇ મંત્ર તંત્ર શિખી લાવી છે અને બાળકની સ્હામે નજર કરીને તે એ મંત્ર બોલ્યા કરે છે. મ્હેં એ મંત્રના કેટલાક શબ્દો સાંભળ્યા પણ છે! જો સાત દિવસ સુધી તે આવી રીતે મંત્ર તંત્ર કર્યા કરશે તો ત્હારા આ સુંદર સુકુમાર પુત્રનું શરીર હાડકાંના માળા જેવું બની જશે અને જીવનસંકટ ઉપસ્થિત થશે!"

શ્યામાએ વળી વધારામાં ઉમેર્યું કે:—"હા માજી! તમે ખરું કહો છો. આપણા ગામમાં પણ આપણે આવા પ્રકારના કેટલાક દાખલાઓ જોયા છે અને આવા મંત્ર તંત્રના પ્રભાવથી એક કે બે પાપણીઓએ તો બાળહત્યાનું મહાપાપ કર્યું છે."

માશીબાએ મ્લાન મુખ કરી એક ગાઢ નિશ્વાસ મૂકી કહ્યું:— "એ બધુંય ખરું; પરંતુ ઇંદુને ક્યાં ભાન છે? આગ લાગ્યા પછી એ કૂવો ખોદવા જશે એટલે ક્યાંથી પાણી મળી આવશે? એક વખત બાળકની તબિયત બગડી એટલે થઇ રહ્યું; પછી ગમે તેટલી દવા કરો, બાધાઓ માનો તો પણ તેનું કાંઇ પરિણામ આવશે નહિ. આ મંત્ર જ કોઇ અજબ પ્રકારનો છે!"

ભોળી બીચારી ઇંદિરાનું મસ્તક કોઇ જૂદી જ દિશા તરફ વળ્યું. ધીમે ધીમે તેને તેની માશીબાનાં વચનો સત્ય લાગવા માંડયાં. તેણે પોતાના આંતરિક પ્રેમને સ્થળે ક્રૂરતાને સ્થાન આપ્યું. જે હૃદય ભોળું હતું તે બીજાઓની શિખવણીથી ભમી ગયું. ઇંદિરાના મનમાં માશીબાનાં વચનોએ એવી ખાત્રી કરી આપી કે, યશોદા ઇંદિરાના એકના એક પુત્રને સ્વર્ગમાં પહોંચાડવાનો પ્રયત્ન કરી રહી છે. તેણે પોતાના પ્રયત્નને સફળ કરવા માટે જ બાળકપુત્રને પોતાની પાસે રહેવા દેવા માટેની ઇંદિરાને પૂર્વે પ્રાર્થના કરી છે.

છેવટે એક દિવસે ઇંદિરાએ પોતાના પતિ પાસે જઇને કહ્યું:— "તમે જાણો છો કે, યશોદા મ્હારા પુત્રને મારી નાખવાની ઇચ્છા રાખે છે!" ઇંદિરાના આ શબ્દો સાંભળી તેનો સ્વામી કંપી ઉઠયો. તે જાણતો તો હતો જ કે, માશીબાના વર્તનથી યશોદા ચિંતાતુર છે; પરંતુ તેનાથી એ સંબંધી માશીબાને કાંઇ કહી શકાતું નહિ. ઇંદિરાનો સ્વામી ઇંદિરાના ઉપર પણ કાંઇક નારાજ થયો હતો, કારણ તેની એવી ધારણા હતી કે, ઇંદિરાએ આગ્રહ કરી માશીબાને ઘેર જતાં અટકાવી રાખ્યાં છે! ઇંદિરાના આજના શબ્દોથી તેણે સહજ ગુસ્સે ભરાઇ કહ્યું:—"જા-જા, મ્હારી આગળ ફરીથી આવી વાત કરીશ નહિ. એ બીચારી અનેક પ્રકારનું કષ્ટ હસતે મુખે ઉઠાવી લઇ

પુત્રનું પ્રતિપાલન કરે છે તેનો તેને તું આવો બદલો આપે છે કે! તને આવી ઊંધી શિખામણ કોણે આપી છે? જો ફરીથી એ બીચારીના ઉપર આવો અસત્ય આરોપ મૂકીશ તો ઘરમાંથી જ હાંકી કાઢીશ, સમજી?!"

પતિનાં આવેશપૂર્ણ વચનો સાંભળી ઈંદિરા પોતાનો તિરસ્કાર થયેલો જાણી માશીબાની પાસે જઈ રડી પડી. માશીબા સઘળો પ્રકાર જાણી ગયા પછી બોલ્યાં:-"આ સઘળું કારસ્થાન એ હરામજાદીનું જ છે! તેણે જમાઇનું મન પણ જીતી લીધું છે. તું જ વિચાર કરી જો કે ત્હારા પતિએ તને પહેલાં કદાપિ આવાં તિરસ્કારયુક્ત વચનો કહ્યાં છે?"

ઇંદિરાએ વિચાર્યું કે આજે સ્વામી પાસે પણ તેના પ્રેમને સ્થાન મળતું નથી. તે તેમના તિરસ્કારને પાત્ર થઇ છે. જે સ્વામી પ્રથમ તેના ઉપર અપૂર્વ સ્નેહ રાખતા હતા તેજ સ્વામી આજે તેને ઘરમાંથી હાંકી કાઢવાનો ભય દર્શાવે છે તથા તે પણ કોને માટે? તેમની વ્હાલી યશોદાને માટે! ઇંદિરાએ થોડા સમય પછી વ્યાકુળ કંઠે માશીબાને પ્રશ્ન કર્યો:-"ત્યારે હવે શું થશે? કાંઇ ઉપાય?"

"માશીબાએ ગંભીરતાથી ઉત્તર આપ્યો. "હું તો તને પ્રથમથી જ કહેતી હતી. હશે, હજી બાજી કાંઇ હાથથી ગઇ નથી."

પોતાના પ્રાણાધિક પુત્રના જીવનની આશંકાનો વિચાર કરતાં કરતાં ઇંદિરા અત્યંત આકુળ વ્યાકુળ બની ગઇ. તેણે માશીબાના ચરણોમાં પોતાનું મસ્તક નમાવી ગદ્ગદ કંઠે કહ્યું:—"માશીબા! મ્હારા પ્રાણાધિક પુત્રને બચાવવો! હું તેના સિવાય આ સંસારમાં એક ક્ષણને માટે પણ રહી શકીશ નહિ!"

માશીબાએ ગાઢ નિશ્વાસ મૂકી કહ્યું:—"બ્હેન! હું કેવી રીતે

બચાવું ? એ ભિખારણની નજર આગળથી જ્યાં સુધી તું હારા પુત્રને દૂર કરી શકીશ નહિ ત્યાં સુધી તેનું રક્ષણ થવું સર્વથા અશક્ય છે. "

ઇંદિરાએ વ્યાકુળતાથી કહ્યુંઃ-"ત્યારે હું મ્હારા પુત્રને લઇ તમારી સાથે નાશી આવું છું. કહો તમે મ્હને અહીંથી અન્ય કોઇ સ્થળે લઈ જશોને ? "

માશીબાએ માથું હલાવીને ઉત્તર આપ્યો;-"ના-ના, એમ બની શકે તેમ નથી. જે ઉપાય કરવો હોય તે અહીં જ તથા જેમ બને તેમ ઝડપથી કરવો જોઇએ. "

"ત્યારે તમે જ સલાહ આપોને કે શું કરવું ? "

"એ ભિખારણને દૂર કરવાની જ જરૂર છે! "

"કેવી રીતે દૂર કરવી ? તેને કાંઇ કહેવા જતાં...'

શ્યામા બોલી ઉઠી;-"ના-ના, આવી સ્થિતિમાં તેને કાંઇ કહેવા કરવાથી ખરાબ પરિણામ આવશે. આ સમયે તો કાંઇ યુક્તિથી કામ લેવું જોઇએ."

ઇંદિરાએ અધીરતાથી પ્રશ્ન કર્યો:-"ત્યારે તને કોઇ યુક્તિ સૂઝે છે કે શ્યામા ? "

શ્યામાએ કહ્યુંઃ-"મ્હારા કરતાં માશીબા કયાં ઓછાં બુદ્ધિ-શાળી છે ? "

માશીબા બોલી ઉઠયાં:-"હા-હા, આવા પ્રસંગે તો હવે કાળિકા માતાની પ્રસાદીનો જ ઉપયોગ કરવો પડશે. "

ઇંદિરાએ વિસ્મિત બની જઇ પૂછ્યુંઃ-શી પ્રસાદી ? "

માશીબાને બદલે શ્યામાએ જ કહ્યુંઃ-"એ પ્રસાદીનું નામ લેવાથી માતાજી કોપે ભરાય તેમ છે! "

ઇંદિરા થોડા સમય સુધી કંપતા શરીરે વિચારમગ્ન સ્થિતિમાં બેસી રહી. પછીથી જ્યારે તેને બીજો કોઇ ઉપાય ના સુઝ્યો ત્યારે શ્યામા તથા માશીબાના અભિપ્રાય અનુસાર તેણે કાળિકા માતાની પ્રસાદીનો ઉપયોગ કરવાનું વિચાર્યું. તેના આ કાર્યમાં સર્વ પ્રકારે સહાય કરવાનું શ્યામાએ કબૂલ કર્યું અને તે સાથે ગરીબ બીચારી યશોદાનું ભાગ્ય ચક્ર ફર્યું!"

એકાદશીને દિવસે ઇંદિરાએ યશોદાને માટે જે દૂધ રાખ્યું હતું તેમાં શ્યામાએ કાળિકા માતાની પ્રસાદી મેળવી રાખી હતી. ઇંદિરાએ શ્યામાને પૂછ્યું હતું કેઃ—" એ ઝેર તો નથી ને? "

આ પ્રશ્નના ઉત્તરમાં શ્યામાએ જણાવ્યું હતું કેઃ—" બ્હેન! ત્હારું ગાંડપણ તો ન જ ગયું. માતાજીની પ્રસાદીને તું ઝેર કહે છે એ શું માતાજીનો જેવો તેવો ગુન્હો કર્યો કહેવાય કે? જોજે, હવે ભૂલે ચુકે પણ એવું બોલીશ નહિ. "

ઇંદિરાએ શંકાશીલ ભાવથી કહ્યુંઃ—" જોજે બ્હેન! ભલું કરવા જતાં પાછું આપણું ભુંડું ન થઇ બેસે! "

શ્યામાએ કહ્યુંઃ—"તમે તમારે નિશ્ચિંત રહો; કોઇ જાતનો ભય રાખવાનું કારણ નથી."

સંધ્યા વીતિ ગયા પછી યશોદા રસોડામાં બાળકનું દૂધ લેવા ગઇ. તેને રસોડામાં જતી જોઇને ઇંદિરાએ પ્રશ્ન કર્યોઃ—"બ્હેન! શું જોઇએ છીએ? "

" બાબુનું દૂધ. "

" એનું દૂધ મ્હારા ઓરડામાં પડયું છે. અહીં રસોડામાં જે દૂધ છે તે ત્હારે માટે રાખ્યું છે; કારણ કે ત્હેં પણ આજે એકાદશીનો ઉપવાસ કર્યો છે. "

યશોદાએ આતઆશ્ચર્ય પામી પ્રશ્ન કર્યો:—"મ્હારે માટે ?! હું વળી હમણાં ક્યાં દૂધ પીઉં છું ?"

ઇંદિરાએ સહજ કંપિત કંઠે કહ્યું:—"આજે એકાદશી હોવાથી જ માશીબાએ ત્હારે માટે દૂધ રખાવ્યું છે."

યશોદા વિશેષ કાંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય રસોડામાં જઇ દૂધની વાડકી પોતાના ઓરડામાં લઇ ગઇ તથા માશીબાએ કૃપાભાવથી રાખેલું દૂધ તેણે પોતાના પ્રાણાધિક બાળકને પીવડાવવાનો નિશ્ચય કર્યો. તેને બીચારીને શી ખબર કે માશીબાએ તેના સર્વસ્વના નાશની યુક્તિ અજમાવી છે.

ઇંદિરા પણ યશોદાને દૂધની વાડકી લઇ પોતાના પુત્રની પાસે જતાં જોઇ શકી. આ સમયે શું કરવું તે તેને સૂઝ્યું નહિ. કાળિકા માતાની પ્રસાદી તે પ્રસાદી છે કે ભયંકર પ્રાણઘાતક વિષ છે એ સંબંધી તેના મનમાં અનેક પ્રકારની આશંકાઓ ઉપજવા લાગી. આમ છતાં મનની નિર્બળતાથી તથા ભ્રમની ભાવનાથી તે કાળિકા માતાની પ્રસાદીને વિષ તરીકે માની શકી નહિ; છતાં જેમ જેમ તે વિશેષ વિચાર કરવા લાગી તેમ તેમ તેનું મન વિશેષ વ્યાકુળ બની જવા લાગ્યું. છેવટે બીજો કોઇ ઉપાય નહિ સૂઝી આવવાથી તે યશોદા પાસે ગઇ તો યશોદા સુકુમાર શિશુને વાડકીમાંથી દૂધ પાતી હતી. ઇંદિરાએ કોણ જાણે કે શા વિચારથી વાઘિણીની માફક યશોદાના હાથમાંના વાડકાને તરાપ મારી ખુંચવી લીધો અને વાડકામાં વધેલું દૂધ ક્ષણ માત્રમાંજ તે પી ગઇ.

યશોદાએ હસતાં હસતાં કહ્યું:–"તું પણ હજી મ્હારા બાપુ જેવી રહી કે ? દિવસે ને દિવસે વધારે દીવાની બનતી જાય છે! હવે મ્હારો વ્હાલો પુત્ર શું પીશે ? હવે હું એને શું પીવડાવું તે કહે જોઇએ ?"

તરત જ ઇંદિરા યશોદાના ચરણોમાં ઢળી પડી ગદ્દગદ કંઠે બોલી;—
"બ્હેન! આ દૂધમાં કાળીકા માતાની પ્રસાદી છે. એ પ્રસાદી પેટમાં જતાં જ જીવ જવાનો ભય છે. મ્હને મ્હારી મૂર્ખાઇનું ફળ મળ્યું છે. બ્હેન! ત્હારા પ્રાણાધિક પુત્રનું રક્ષણ તું જ કર."

યશોદાએ વિના વિલંબે સુકુમાર શિશુના ગળામાં આંગળીઓ નાંખી તેના પેટમાંનું વિષમય દૂધ પાછું બ્હાર કાઢી નંખાવ્યું. શિશુ થોડા સમય સુધી અર્દ્ધચેતન અવસ્થામાં પડી રહ્યા પછી પુનઃ પૂર્વ પ્રમાણે સ્વસ્થ થયો; પરંતુ ડૉકટરની દવા કરાવ્યા છતાં ઇંદિરા બચી શકી નહિ. તે પોતે અજ્ઞાન અવસ્થામાં પડી રહેલી હતી; છતાં ક્ષીણ કંઠે તેણે પ્રશ્ન કર્યો:—બ્હેન! બાબુ બચશે કે ?"

યશોદાએ ઇંદિરાના મસ્તકને પોતાના ખોળામાં લઇને કહ્યું:—
"ઇન્દુ! આપણા પ્રાણાધિક પુત્રનું રક્ષણ થશે જ. તું પણ રક્ષા પામી બેઠી થા તથા ત્હારા પુત્રને તું જ લે. હું હવે ત્હારા પુત્રનો ભોગ લેવાની ઇચ્છા રાખતી નથી."

ઇંદિરાએ એક ગાઢ નિશ્વાસ મૂકી કહ્યું:—"બ્હેન! ત્હારો પુત્ર ત્હારી પાસે જ રહ્યો! મ્હારા અપરાધની તું મ્હને ક્ષમા આપ. મ્હારા મસ્તકપર ત્હારી ચરણરજ મૂક."

આ સમયે માશીબાએ આવી ચઢી ઉચ્ચ સ્વરે પોક મૂકી કે:—
"ઓ મ્હારી ઇન્દુ રે, આ શું કર્યું બ્હેન ?!"

ઇંદિરાએ એક ક્ષણ સુધી ક્રોધકર્કશ દૃષ્ટિથી માશીબાના તરફ જોઇ પછીથી યશોદા તરફ નજર કરી કરૂણકંઠે અસ્પષ્ટ સ્વરે કહ્યું:—
"બ્હેન! આ કાળસર્પિણીને સત્વર અહીંથી કાઢી મૂક!" આ બધું એનુંજ કારસ્થાન છે!

આટલા શબ્દો ઉચ્ચારી રહ્યા પછી ઇંદિરાએ વિના વિલંબે પોતાની આ સંસારની યાત્રા પૂર્ણ કરી પરલોકપ્રયાણ કર્યું !



# વાર્તાલેખકની વિપદ.

હું ઘણા દિવસથી કેટલાંક નવીન માસિકપત્રોમાં ટૂંકી વાર્તાઓ લખતો હતો. એ વાર્તાઓ એક પ્રકારની માનસિક ઉત્તેજનાનું પરિણામ હતું એમ પણ હું જાણતો હતો; છતાં એવી વાર્તાઓ લખવાનો મ્હને નાદ જ લાગ્યો હતો એમ કહું તો એ પણ સર્વાંશે સત્ય જ છે. એ વખતે હું યુવાવસ્થામાં હતો. મ્હારી વાર્તાઓમાં વાસ્તવિકતા કિંવા સંભવિતતા જેવું કાંઇ હતું જ નહિ. એમાં પ્રેમનું પ્રમાણ જ સવિશેષ જોવામાં આવતું હતું. ઉત્તેજનાપૂર્ણ ભાવો સિવાય અન્ય પ્રકારના ભાવ એમાં ભાગ્યે જ જોવામાં આવતા હતા. એ વાર્તાઓ વાંચી મ્હારું મિત્રમંડળ મ્હારી ઘણી પ્રશંસા કરતું હતું ત્યારે વડિલ જનો એક પ્રકારની ગુપ્ત આશંકાથી વ્યથિત થતાં હતાં!

થોડા દિવસ પૂર્વે ' સરસ્વતી સૌન્દર્ય ' નામક માસિક પત્રિકામાં મ્હેં એક વાર્તા લખી હતી. એ વાર્તા લખી હું કેવી અણધારી વિપદમાં ફસાઇ પડયો હતો તે અલ્પકાળ પછી વાંચકબંધુઓ જાણી શકશે. એ વાર્તાનો સંક્ષિપ્ત સાર આ પ્રમાણે છે:—

" મુંબાઇમાં સૅન્ડહર્સ્ટ રોડપર–નંબરના મકાનમાં હરિલાલ પંડયા નામના એક ગૃહસ્થ રહેતા હતા. તેઓ વકિલાતનું કાર્ય કરતા હતા. તેમનો શાન્તિલાલ નામનો પુત્ર વિદ્યાલયમાં અભ્યાસ કરતો હતો. આ પ્રસંગે તેમની લાવણ્યમયી અને સારલ્યમયી પુત્રી સવિતાની ઉમ્મર સોળ વર્ષની હતી. સવિતાનો હવે સત્વર વિવાહ કરવાનો હરિલાલનો વિચાર હોવાથી તેઓ તેને વિદ્યાલયમાં મોકલતા નહોતા. યથા સમયે

વકિલ સાહેબ કોર્ટમાં જતા હતા. શાન્તિલાલ વિદ્યાલયમાં ચાલ્યો જતે હતો. ઘરમાં માત્ર સવિતા અને તેની મમતામયી માતા જ રહેતાં હતાં.

ત્રણ વર્ષ પૂર્વે સવિતા અને તેની માતા તેમના દેશમાં રહેતાં હતાં અને વકીલ સાહેબ મુંબાઇમાં રહેતા હતા. એમનું મૂળ ગામ સુરતથી સાત ગાઉ દૂર હતું. એ ગામનું નામ કલ્યાણપુર હતું. કલ્યાણપુરમાં સવિતાનો એક બાલ્યસહચર હતો. તે હમ્મેશાં સવિતાને ઘેર આવતો હતો. તેનું નામ રસિકચંદ્ર હતું. રસિક સવિતાની સાથે રમતો હતો અને બાળસુલભ આનંદવિનોદ કરતો હતો. એક દિવસે સવિતાની માતાએ તેમને બન્નેને ઉદ્દેશીને કહ્યું:–" હવે તમારી ઉમ્મર થઇ છે. આવા પ્રકારના ઠઠ્ઠા તમાશા હવે તમને શોભતા નથી!" આ પ્રકાર બન્યા પછી રસિક સવિતાને ત્યાં પ્રથમની માફક વારંવાર જતો નહિ. ત્યાર પછી થોડા દિવસ પસાર થતાં સવિતા માતાસહ મુંબાઇ આવતી રહી. આજકાલ કરતાં ત્રણ વર્ષથી તેઓ મુંબાઇમાં રહેતાં હતાં.

મુંબાઇમાં જે મકાનમાં સવિતા તેનાં માતા પિતા સાથે રહેતી હતી એ મકાનની પાસે જ એક લૉજ હતી. એ લૉજની એક બારી કે જે સવિતાના મકાન તરફ હતી તે હમ્મેશાં બંધ રહેતી હતી. દરરોજ મધ્યાન્હકાળ પછી સવિતા પોતાના મકાનની જે બારી એ લૉજ તરફ હતી તે ઉઘાડી તેની પાસે ખુરસી નાખીને બેસી રહેતી હતી. એક દિવસે આવી રીતે તે બારી પાસે ખુરસીપર બેસી રહેલી હતી એવામાં લૉજની બારી ઉઘડી અને તે સાથે જ ચતુર્ચક્ષુનું મિલન થયું. સવિતાએ રસિકને જોયો અને રસિકે સવિતાને જોઇ અર્થાત્ મળી દૃષ્ટોદૃષ્ટ બન્ને જણાં વિસ્મિત બની ગયાં.

ત્યાર પછી હમ્મેશાં એક બીજાં આવી રીતે અરસ્પરસનું દર્શન

ફરવા લાગ્યાં. મધ્યાન્હકાળે પતિને કોર્ટમાં અને પુત્રને વિદ્યાલયમાં વિદાય કરી ગૃહિણી શય્યાનો આશ્રય સ્વીકારતી હતી તેથી સવિતાને પ્રિયદર્શનનો ઉત્તમ સુયોગ સહેલાઇથી પ્રાપ્ત થતો હતો. રસિકચંદ્ર મેટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરી વિશ્વવિદ્યાલયમાં અભ્યાસ કરતો હતો તથા આ લૉજમાં તેણે પોતાનું નિવાસસ્થાન રાખ્યું હતું; પરંતુ તેનું અભ્યાસકાર્ય પ્રત્યે પૂરતું લક્ષ્ય નહોતું. કૉલેજમાંથી સત્વર લૉજમાં આવી પ્રણયિનીનું દર્શન કરવામાં પોતાના દિવસો પસાર કરતો હતો. સ્હામા સ્હામી પ્રેમપત્રોની લેવડ દેવડ પણ થતી હતી.

થોડા દિવસ પછી આ ગુપ્ત પરિચયનું વિષમય ફળ ફળ્યું. જે પ્રેમનું બીજ ઘણા દિવસથી તેમના અંતરમાં રોપાયું હતું તે હવે પૂર્ણ તેજથી વિકસિત થયું; પણ તેમનો વિવાહ થાય તેમ નહોતો; એ કાર્યમાં સામાજિક બાધા હતી.

સામાજિક બાધા લક્ષ્યમાં હોવા છતાં રસિકે ઉદ્દામ વૃત્તિને વશ થઇ પોતાની મહત્વાકાંક્ષા પોતાનાં વડિલજનો સમક્ષ પ્રદર્શિત કરી; પરંતુ બદલામાં રસિકને તિરસ્કાર અને અપમાનની પ્રાપ્તિ થઇ. આથી જનસમાજમાં મ્હોં બતાવવાની તેની ઇચ્છા રહી નહિ. તેણે વિચાર્યું 'આ જીવન તો વૃથા ગયું ત્યારે પછી હવે કોના માટે સંસારમાં રહેવું? નિર્જન અરણ્યમાં નિવાસ કરીને અવશિષ્ટ આયુષ્ય પસાર કરવું એ જ હવે ઉત્તમ છે!'

જતાં પૂર્વે એક વખતે તેણે સવિતાની મુલાકાત કરી. આ ઠેકાણે તેણે પ્રણયનિરાશાનું એક મ્હોટું હૃદયવિદારક વ્યાખ્યાન કર્યું. ત્યારપછી બન્ને જણાંએ જીવનપર્યંત કૌમાર્યવ્રતનું પ્રતિપાલન કરવાની પ્રતિજ્ઞા કરી; કેમ કે તેમનો બન્નેનો માનસિક વિવાહ તો થઇ ગયો હતો!

રસિક સવિતાની પ્રતિજ્ઞાપર વિશેષ વિશ્વાસ મૂકી શક્યો નહિ.

તેણે કહ્યું:—" સવિતા! ત્હારાં માતા પિતા બળાત્કારપૂર્વક ત્હારો બીજા સાથે વિવાહ કરશે તો તું શું કરીશ ?" આ પ્રશ્નના ઉત્તરમાં સવિતાએ કહ્યું:—"માબાપ કોનો વિવાહ કરશે ? મ્હારું જીવન મ્હારા જ હાથમાં છે–આત્મહત્યા કરતાં મ્હને સારી રીતે આવડે છે ! "

સવિતાના ઉત્તરથી રસિકનો સંશય દૂર થઇ ગયો. સંતુષ્ટ ચિત્તે તે વિદાય થયો· તે દિવસથી જ રસિકનો પત્તો નહોતો અને સવિતા સંસારમાં રહીને પણ સંન્યાસિની હતી ! "

\+ + + +

વાર્ત્તા પ્રસિદ્ધ થઇ. તે સાથે બંધુમંડળની સમાલોચનાનો પણ આરંભ થયો. કેટલાક યુવક મિત્રોએ કહ્યું:—' વૈદ્યુતિક જ્યોતિસંપન્ન આવી વાર્ત્તા ગુજરાતી સાહિત્યમાં ભાગ્યે જ પ્રકટ થાય છે ! ' કોઇ મિત્રે એમ કહ્યું કે:–' આ વાર્ત્તામાં ઓરિજીનેલિટી નથી–પાશ્ચાત્ય વસ્તુની છાયા આપોઆપ જણાઇ આવે છે.' અસ્તુ:

'સાહિત્ય દર્શન' નામનું માસિક 'સરસ્વતી સૌન્દર્ય'નું પ્રતિદ્વન્દ્વી કહો કે નિષ્પક્ષપાતી કહો–તેમાં એવી સમાલોચના પ્રકટ થઇ કે, "આ મહિને 'સરસ્વતી સૌન્દર્ય'માં એક અદ્ભુત વાર્ત્તા પ્રકટ થઇ છે. 'સરસ્વતી સૌન્દર્ય'ના સંપાદકે શા વિચારથી એ છાપી છે એ આશ્ચર્યની વાત છે ! વાર્ત્તામાં જેટલા દોષ હોવાનો સંભવ હોય તેટલા દોષોનો લેખકે નમુનો જ બતાવ્યો છે ! " ઇત્યાદિ.

પછીથી વાર્ત્તા રહી ' સરસ્વતી સૌન્દર્ય ' પત્રિકામાં અને હું રહ્યો પ્રિન્સેસ સ્ટ્રીટપર આવેલી મ્હારી રૂમમાં. આવી રીતે કેટલાક માસ પસાર થઇ ગયા. વાંચન લેખનના વ્યવસાયમાં મ્હારો કાળ પસાર થવા લાગ્યો. આસમાની આકાશના, સાદા મેઘની માફક મ્હારું ઉદ્દેશશૂન્ય જીવન ચાલ્યું જતું હતું. એની સમાપ્તિ કયી દિશામાં હતી તે તરફ મ્હારું લક્ષ્ય નહોતું.

એક દિવસે પ્રભાતકાળે હું મ્હારા અભ્યાસગૃહમાં બેઠો હતો. એવામાં એક ગૃહસ્થ મ્હારી મુલાકાત કરવા આવ્યો. તેની ઉમ્મર લગભગ ચાળીસેક વર્ષની હતી. મ્હોંપર એક પ્રકારની સરળતાનો ભાસ સ્પષ્ટ જોવામાં આવતો હતો. પહેલાં તેને કદાપિ જોયો હોય એમ મ્હને લાગ્યું નહિ. ગૃહમાં પ્રવેશ કરતાંની સાથે જ તેણે કહ્યું:—"મહાશય ! આપનું જ નામ સત્યપ્રસાદ છે કે ?"

મ્હેં નમ્રતાથી ઉત્તર આપ્યો:—"જી હા, પધારો—આ આસનપર બેસો." આમ કહીને મ્હેં એક ખુરસી આગળ ખસેડી. એ ગૃહસ્થે ખુરસીપર બેસીને કહ્યું:—"આપ 'સરસ્વતી સૌન્દર્ય' માં વાર્ત્તા લખતા હો એમ લાગે છે, કેમ ખરું ને ?"

આ પ્રશ્નનો પણ હકારમાં ઉત્તર આપી ઉત્સુક દૃષ્ટિથી હું તેના મ્હોં તરફ જોઈ રહ્યો. એ ગૃહસ્થે ગંભીરતાથી કહ્યું:—"જો કે આપની સાથે મ્હારે કશો પરિચય નથી; છતાં આપની સાથે આજે મ્હારે સ્પષ્ટતાથી કેટલીક વાતચિત કરવાની છે. કૃપા કરી આપ મ્હારા થોડા પ્રશ્નોના ઉત્તર આપો. પહેલાં આપ મ્હને પિછાનતા હતા કે ?"

આશ્ચર્ય પામીને મ્હેં કહ્યું:—"ના."

પછીથી એ ગૃહસ્થ વકિલની માફક મ્હને ઉપરાછાપરી પ્રશ્નો પૂછવા લાગ્યો. તેણે પૂછ્યું:—"મ્હારા ઘરના કોઇ માણસને આપ પિછાનો છો કે ?"

મ્હેં નકારમાં ઉત્તર આપ્યો એટલે પાછું તેણે કહ્યું:—"મ્હારું નામ હરિલાલ પંડ્યા છે. હું કલ્યાણપુરનો રહેવાસી છું. હવે હું આપને એમ પૂછું છું કે, કોઇ પણ માણસ માર્ફત આપે મ્હારા સંબંધી કશી હકીકત સાંભળી છે કે ?"

આ સઘળા પ્રશ્નોથી ધીમે ધીમે મ્હારું આશ્ચર્ય વધી ગયું. મ્હેં

કહ્યું:–"ના. આપ શા માટે આ સઘળા પ્રશ્નો મ્હને પૂછો છો ? આપને જે વાત કહેવી હોય તે સ્પષ્ટ કહી નાખોને ?"

"હું જે વાત કહેવાને ઇચ્છું છું એ આપ આપનું લખાણ વાંચીને જ સમજી શકશો." આમ કહીને 'સરસ્વતી સૌન્દર્ય' પત્રિકાનો એક અંક તેણે મ્હારી પાસેના ટેબલપર મૂકીને કહ્યું:–"આ કલ્યાણપુરનો હરિલાલ પંડ્યા હું પોતે છું. હું જ સૅન્ડહર્સ્ટ રોડપર નં.–ના મકાનમાં રહું છું. ત્યાં રહીને હું વકિલાત કરું છું. મ્હારી પુત્રીનું નામ સવિતા છે. હવે આપને મ્હારે માત્ર એટલું જ પૂછવાનું છે કે, મ્હારા કુટુંબના નામપર જાહિર પત્રમાં આવી અસત્ય વાર્તા આપે શા માટે લખી છે ? વળી જો કદાચ આપ એમ કહો કે, આ કાલ્પનિક ઘટના છે તો પછી આપે આ વાર્તા મ્હારી પુત્રીના નામપર લખી મ્હને આટલો બધો બદનામ કેમ કર્યો છે ? આ પ્રશ્નોના મ્હને ઉત્તર જોઇએ છીએ."

હવે જ એ ગૃહસ્થની સઘળી હકીકત હું સમજી શકયો. સમજતાં જ મ્હારું માથું ભમી ગયું. ઘણા વાર્તાલેખકોની સાથે મ્હારો પરિચય હતો. હું પોતે પણ ઘણી વાર્તાઓ લખતો હતો; પરંતુ આવો બનાવ બનતો હશે એમ મ્હેં કદાપિ સાંભળ્યું નહોતું તેમ જ સ્વપ્નમાં પણ વિચાર્યું નહોતું. હું કોઇ પણ પ્રકારનો ચોક્કસ નિર્ણય કરી શકયો નહિ. એ ગૃહસ્થને હું કેવી રીતે સમજાવું કે એ એક કલ્પિત વાર્તા હતી–યૌવનસુલભ અલસ મસ્તિષ્કની માત્ર કલ્પના હતી! દૈવની વિચિત્ર લીલાથી આવી આશ્ચર્યજનક રીતે વાર્તાની વસ્તુ તેના જીવનક્રમ સાથે મળી ગઈ હતી !

ગમે તેમ હો; મ્હેં એ ગૃહસ્થને સમજાવવાનો પ્રયત્ન કર્યો કે, આ વાર્તાની સઘળી વ્યક્તિઓ કલ્પનાદ્વારા ઉપજાવેલી છે. મ્હેં અત્યાર

સુધી કલ્યાણપુર જોયું નથી, કોઇની પાસેથી કાંઇ હકીકત સાંભળી નથી તથા સૅન્ડહર્સ્ટ રોડપર નં.—ના મકાનમાં કોણ રહે છે એ સુદ્ધાં હું જાણતો નથી. મ્હને એમ લાગ્યું કે, એ ગૃહસ્થે મ્હારાં આ વચનોપર વિશ્વાસ મૂક્યો; પરંતુ આ ઘટનાનો અંત આટલેથી આવ્યો નહિ. એ ગૃહસ્થે ઘણા પ્રયત્નના અંતે પોતાની કન્યા સવિતાસુંદરીનો વિવાહ નક્કી કર્યો હતો. છોકરો બહુ ભણેલો નહોતો; પરંતુ તેનાં માતાપિતા શ્રીમંત હોવાથી છોકરાની વિવાહના બજારમાં પસંદગી થઇ હતી. આવતા માસમાં જ વિવાહ થવાનો હતો; પરંતુ એ છોકરાના પિતા 'સરસ્વતી—સૌન્દર્ય' ની વાર્ત્તા પ્રસિદ્ધ થયા પછી આવીને વિવાહસંબંધ તોડી નાખીને રોષમાં જ ચાલ્યા ગયા હતા. મ્હેં આશ્ચર્ય પામીને કહ્યું:—" આટલી સીમા સુધી આ પ્રકાર જઇ પહોંચ્યો છે ? મ્હારી એક સામાન્ય વાર્ત્તાથી આપ મ્હોટી અડચણમાં ફસાઇ પડયા છે ! જો આપ સંમતિ દર્શાવતા હો તો હું પોતે આપના વહેવાઇ મહાશય પાસે જઇ તેમના ભ્રમનું નિરસન કરું ? એમ કરવાથી તેઓ કદાચ વિવાહસંબંધ કાયમ રાખશે !"

ગૃહસ્થે કહ્યું:—" ઠીક, તેમ કરો. કાલે સંધ્યાકાળે મ્હારે ત્યાં આવજો." આમ કહી તે વિદાય થયો.

× × × ×

પ્રાણલાલે ( હરિલાલના વહેવાઇએ ) મ્હને પ્રથમ પ્રશ્ન કર્યો:— " આપે 'સરસ્વતી સૌન્દર્ય 'માં વાર્ત્તા લખી આ ગૃહસ્થને અપમાનિત કેમ કર્યા ?"

" આપે હરિલાલભાઇના મુખે કદાચ સાંભળ્યું હશે કે, કોઇને અપમાનિત કરવાનો મ્હારો વિચાર નહોતો. જે કાંઇ બન્યું છે તે વિચિત્ર અને અકળિત દૈવલીલાના પરિણામે જ બન્યું છે. એવો મૂર્ખ

લેખક કોઇ નહિ હોય કે જે પોતાનાપર સઘળી જવાબદારી રાખી જાહિર પત્રમાં એક કુટુંબની વાત આવી ખુલ્લી રીતે લખે."

"એવો મૂર્ખ કોઇ છે કે નહિ એ વિષયપરત્વે તર્ક કરવાની કશી અગત્ય નથી. વળી આપ દૈવનું કારણ દર્શાવો છો; પરંતુ કલ્પનાનું સાદૃશ્ય સત્ય પ્રકાર સાથે આટલી સીમા સુધી હોવું સંભવિત નથી."

હરિલાલે કહ્યું:-" આપ ઉપર ઉપરથી શા માટે વિચાર કરો છો? વાર્ત્તાની સઘળી વસ્તુ કાંઇ મળતી નથી. જુઓ, કલ્યાણપુરમાં રસિક નામનો કોઇ યુવક રહેતો નથી અને મ્હારા મકાન પાસે એકકે લૉજ આવેલી નથી."

પ્રાણલાલે ગર્જના કરીને કહ્યું:-" બસ ! આપ આટલી બુદ્ધિ વાપરીને વકિલાત કરશો કે ? આપનામાં બુદ્ધિનો અભાવ હોવાથી જ આપની પ્રૅક્ટિસ બરાબર જામતી નથી. આપ સમજી શકતા નથી કે છોકરીના નામપર જે કલંક લાગ્યું છે-તે ખરું હો કિંવા ખોટું-તે ધોવાવાનું નથી. આપે આવું ભયંકર અપમાન શા માટે સહન કરવું જોઇએ ? તમે આ લેખક મહોદયના નામપર પ્રતિષ્ઠાભંગનો દશહજાર રૂપિયાનો કેસ માંડો જેથી આપનું સમસ્ત જીવન સુખમાં પસાર થશે. એમ કરવાથી કન્યાના વિવાહમાં પણ અડચણ નહિ આવે; છતાં જો અડચણ આવે તો સ્વદેશદીપક આર્ય સમાજનો આશ્રય સ્વીકારી કન્યાને કોઇ પ્રતિષ્ઠિત કુલીન પાત્રના હાથમાં સમર્પણ કરજો."

હરિલાલે વિરક્તિસૂચક સ્વરે કહ્યું:-" મહાશય ! આપના મુખમાં આવાં વચનો શોભતાં નથી. વળી સત્યપ્રસાદભાઇએ કાંઇ જાણી જોઇને મ્હને અપમાનિત કર્યો નથી."

"ત્યારે મ્હારા પુત્ર સાથે તમારી કન્યાનો વિવાહસંબંધ નહિ જ થઇ શકે." આમ કહીને પ્રાણલાલ એ સ્થાનનો ત્યાગ કરી

ચાલ્યો ગયો. તેનાં વચનોપરથી તે નિષ્ઠુર નરપિશાચ છે એવી અમારી ખાત્રી થઇ ગઇ. તેણે મ્હારું અને હરિલાલનું ભયંકર અપમાન કર્યું; કિન્તુ કાદવમાં પત્થર નાંખ્યાથી છાંટા ઉડયા સિવાય રહેતા નથી એ સૂત્રનું સ્મરણ કરી અમે મૌન ધારણ કર્યું હતું.

હવે સવિતાનું શું કરવું? કેવી રીતે હરિલાલની પ્રતિષ્ઠાનું રક્ષણ કરવું એની ચિંતા ઉપસ્થિત થઇ. અમે બન્ને જણા ચૂપ હતા. કોઇના મુખમાંથી એક પણ શબ્દ બ્હાર નીકળતો નહોતો. માત્ર મ્હારે લીધે જ હરિલાલ આવી મ્હોટી વિપદમાં ફસાયા હતા. મ્હેં વિચાર્યું આ અપરાધ મ્હેં કરેલો હોવાથી તેનું પ્રાયશ્ચિત્ત મ્હારે જ કરવું જોઇએ. ક્ષણ માત્રમાં જ મ્હેં મ્હારા કર્ત્તવ્યનો નિર્ણય કરી લીધો. મ્હેં કહ્યું:—"જુઓ, સઘળું મ્હારે લીધે જ બન્યું છે; તેથી હું જ આ સંકટમાંથી આપનો ઉદ્ધાર કરીશ. હું એક સર્વોત્તમ પાત્ર સાથે આપની કન્યાના વિવાહની વ્યવસ્થા કરીશ. એ માટે આપ હવે નિશ્ચિંત રહેજો."

"મ્હારે માટે આપે શા સારું તકલીફ ઉઠાવવી જોઇએ ?" હરિલાલે કહ્યું.

"આ કાર્ય માટે હું જ જવાબદાર છું. મ્હારા ઘણા બંધુ બાંધવો છે. ઇશ્વરકૃપાથી હું તેમ જ તેઓમાંના ઘણાખરા આપના જ જ્ઞાતિબંધુઓ છીએ. સવિતાસુંદરીના વિવાહની વ્યસ્થા કરવામાં મ્હને વિશેષ અડચણ વેઠવી પડશે નહિ."

આ વાકય સાંભળી હરિલાલે કહ્યું:—"આપ સ્હામેની રૂમમાં બેસો. હું ઘરમાં ચ્હા મૂકવા માટે કહી આવું."

"ભોજનનો સમય ઉપસ્થિત થયેલો હોવાથી ચ્હા મૂકવાની કશી અગત્ય નથી." મ્હેં કહ્યું; પણ મ્હારા વાકય પ્રત્યે લક્ષ્ય નહિ આપતાં હરિલાલ ગૃહિણી પાસે ચાલ્યા ગયા હું સ્હામેની રૂમમાં

ગયો. એક બાળિકાને ટેબલ પાસેની ખુરસીપર બેસીને કાંઇ લખતાં મ્હેં જોઇ. મ્હને જોતાંની સાથે જ તે ચંચળ હરિણશિશુની માફક ત્યાંથી પલાયન કરી ગઇ. તે જે ખુરસીપર બેઠી હતી એ ખુરસીપર હું બેઠો હજી સુધી એ કુરસીપર એક પ્રકારની મૃદુમધુર ઉષ્ણતા વિરાજી રહેલી હતી. ટેબલપર દૃષ્ટિ જતાં જ મ્હેં જોયું કે; કિશોરી જે પત્ર લખતી હતી તે ત્યાં જ પડયો હતો. એ કિશોરી હરિલાલની પુત્રી સવિતાસુંદરી જ હોવી જોઇએ એમ પ્રથમ દર્શનથી જ હું સમજી ગયો હતો. તેણે પત્રમાં શું લખ્યું હતું એ જાણવાને માટે મ્હારું ઔત્સુકય વૃદ્ધિંગત થઇ ગયું, પણ કેટલીક લીટીઓ વાંચતાં જ મ્હારાં નેત્રો સ્થિર થઇ ગયાં. એ પત્ર આ પ્રમાણે લખેલો હતોઃ—

" પરમ પૂજ્ય પિતૃદેવ!

ઘણા દિવસથી તમારા મુખપર હાસ્ય દેખાતું નથી. પ્રથમની માફક તમે મ્હારી સાથે ખુલ્લા મનથી વાતચિત કરતા નથી. આ સર્વ સ્થિત્યંતરનું કારણ હું સારી રીતે જાણું છું. સંસારને હું ડુબાવી દેવા બેઠી છું. પ્રાણલાલ સાથે તમારી જે વાતચિત થઇ છે તે મ્હેં સાંભળી છે. મ્હારા પર લાગેલા અસત્ય કલંકથી તમારું સમસ્ત જીવન સમાજમાં તિરસ્કારપાત્ર અને અપમાનિત લેખાય એ મ્હારાથી કદાપિ નહિ જોઇ શકાય. હું જાણું છું કે હું આ સંસારમાંથી અદૃશ્ય થઇશ એટલે તમારે ઘણું કષ્ટ–' સવિતા વિશેષ લખી શકી નહોતી. હું તેની રૂમમાં ગયો તેથી તેના લેખનકાર્યમાં બાધા થઇ હતી. ઉપરોકત હકીકત વાંચી હું કંપી ઉઠયો. મ્હેં વિચાર્યું જન્મદાતા પિતાની પ્રતિષ્ઠાનું રક્ષણ કરવા માટે જે પુત્રી પ્રસન્નતાપૂર્વક પોતાના જીવનનું બળિદાન આપી શકે છે એ બાળા સંસારમાં સ્વર્ગની દેવી છે. જે પુરુષ એવી દેવીને પોતાની સંસારસહચરી તરીકે

મેળવી શકે એ ઘણો સૌભાગ્યવાન્ ગણાય. ક્ષણ માત્રમાં જ અપરિચિતા બાળિકાએ મ્હારા હૃદયની સઘળી શ્રદ્ધાનું આકર્ષણ કર્યું. સ્વર્ગની એ પારિજાતક કલિકાનું દુઃખ દૂર કરવાની મ્હેં મ્હારા મનમાં દૃઢ પ્રતિજ્ઞા કરી. બીજાના સુખ માટે જે બાળા પોતાના જીવનનો ત્યાગ કરી શકે છે એવી બાળિકાને જો હું મ્હારી જીવનસંગિની તરીકે મેળવી શકું તો મ્હારું સાંસારિક જીવન ઘણું સુખમય નિવડે એમ મ્હને લાગ્યું. આટલા દિવસ સુધી મ્હેં મ્હારા મનમાં ને મનમાં મ્હારી જીવનસંગિનીનું એ કાલ્પનિક ચિત્ર અંકિત કર્યું હતું. એ ચિત્રનો ટૂંક સમયમાં જ સત્ય સ્વરૂપમાં સાક્ષાત્કાર થશે એવો મ્હને ભાસ થયો. વર્ષાઋતુના જળપ્રવાહ જેવા તેના ચરિત્ર અને રૂપના માધુર્યથી ક્ષણ માત્રમાં મ્હારું હૃદય ભીંજાઇ ગયું. ત્યાર પછી અમે સર્વેએ સાથે બેસીને ચ્હાપાન કર્યું. એ ચ્હાપાનનો આનંદદાયક સમય આ જીવનમાં હું કદાપિ ભૂલી શકું તેમ નથી.

* * * *

મ્હારી સાથે જ સવિતાનો વિવાહ થઇ ગયો. વિવાહ થઇ ગયા પછી અમે એક દિવસે વાર્ત્તાલાપ કરતાં બેઠાં હતાં. સવિતાના મુખમંડળ તરફ જોઇ રહીને મ્હેં કહ્યું:—" ઠીક છે, તે દિવસે મ્હારી સાથે ત્હારો વિવાહ નક્કી ન થયો હોત તો તું આત્મહત્યા કરત કે ? "

સવિતાએ હસીને કહ્યું:–" એ વાત શા માટે પૂછો છો ? "

" એ પ્રસંગે ત્હેં શો નિર્ણય કર્યો હતો એ જાણવાની મ્હારી ઇચ્છા છે. " મ્હેં કહ્યું.

" ના, મ્હારા અંતરની વાત હું તમને કહેવાની નથી; પણ તમે મ્હારા નામપર અસત્ય વાર્ત્તા શા માટે લખી હતી તેનો ઉત્તર આપો જોઇએ ? " સવિતાએ કિંચિત્ રોષ દર્શાવીને પૂછ્યું.

"એમાં પરમાત્માનો જ સંકેત હોવો જોઇએ. મ્હારું ને ત્હારું મિલન થવા માટે જ એ વાર્ત્તા લખાઇ હશે; નહિ તો આટલું બધું સાદશ્ય આજ સુધી મ્હારા જોવામાં આવ્યું નથી." મ્હેં કહ્યું.

"જે દિવસે 'સરસ્વતી સૌન્દર્ય' નો અંક પ્રગટ થયો તે જ દિવસે મ્હેં તમારી વાર્તા વાંચી હતી. વાર્ત્તા વાંચી હું અવાક્ બની ગઇ હતી! કોઇ પણ રીતે હું એનો અર્થ કરી શકી નહિ. વળી એ પ્રકાર કોઇને જણાવતાં પણ મ્હને લજ્જા લાગવા માંડી. હવેથી તમે એવી રીતે વાર્ત્તા લખી શકશો નહિ. મ્હારી માફક કેટલાં મનુષ્યો એથી સંકટમાં ફસાય એવો સંભવ છે?"

"આજથી હું વાર્ત્તા નહિ લખવાની જ પ્રતિજ્ઞા કરું છું. જો ત્હારા પિતાએ મ્હારાપર પ્રતિજ્ઞા ભંગનો કેસ માંડયો હોત તો મ્હારી દુર્દશાનો પાર રહેત નહિ. હું કોઇ પણ રીતે મ્હારો બચાવ કરી શકત નહિ!" મ્હેં કહ્યું.

---

# અનાદત લાલિત.

અમારી પાડોશમાં રહેતા ગોપીમોહનને સર્વે પિછાનતાં હતાં. એનામાં એક પ્રકારનું એવું આકર્ષણ હતું કે, તે જે કોઇને ત્યાં જતો તે ઘરનાં સર્વ માણસો તેની સાથે વાતચિત કરવાને વ્યાકુળ બની જતાં હતાં. બાળકો તેને ખભે ચઢી જવાનો યત્ન આરંભતાં હતાં તથા 'વાત કહો' 'વાત કહો' એમ કહીને તેને અસ્થિર કરી નાખતાં હતાં. યુવકવર્ગ તેની સાથે અતિ આનંદથી વાત કરતો હતો. વૃદ્ધવર્ગ ગોપીમોહનને અંતઃકરણથી સદા સર્વદા શુભાશીર્વાદ આપતો હતો.

ગોપીમોહનની પ્રકૃતિ અવિ શાંત હતી. તેનું જીવન એક જ પ્રકારના ભાવમાં પસાર થતું હતું. તેના પિતા એક વેપારીને ત્યાં કામકાજ કરતા હતા. આખું જીવન ઘસડબોરો કરી જ્યારે વૃદ્ધ પિતા પરલોક પામ્યા ત્યારે આ સંસારનો સમસ્ત ભાર ગોપીમોહનના માથા ઉપર આવી પડયો. ગોપીમોહનના સંસારમાં તે પોતે તથા તેની વૃદ્ધા માતા સિવાય બીજું કોઇ નહોતું.

પિતા જે વેપારીને ત્યાં નોકરી હતા તે વેપારીને વિનંતિ કરીને ગોપીમોહને પોતાના પિતાની જગ્યા પ્રાપ્ત કરી. પિતાની રોગ-શય્યા અને દવાદારૂમાં ગોપીમોહનને થોડુંઘણું દેવું કરવું પડયું હતું. ગોપીમોહનનો માસિક પગાર માત્ર વીસ રૂપિયા હતો તેમાંથી તે થોડું ઘણું બચાવી દેવું ભરી દેવાનો યત્ન કરતો હતો; પરંતુ સંસારનું

ખર્ચ ચલાવતાં તેની પાસે શું બચી શકે? આથી કરીને દર માસે તે વ્યાજની રકમ કરતાં વિશેષ બચાવી શકતો નહિ અર્થાત્ વ્યાજ વસુલ આપ્યા કરતો હતો અને દેવાની રકમ તો ખેંચાયા જ કરતી હતી.

તેની માતા તેને કહ્યા કરતી હતી કે:—" જો ભાઇ ગોપી! હવે હું વૃદ્ધા થઇ ગઇ છું તેથી તું વિવાહ કર. પૌત્ર પૌત્રીનાં સુખનું દર્શન કરી હું સ્વર્ગ પામીશ. હવે ક્યાં સુધી આમ કુંવારો રહીશ."

આના ઉત્તરમાં ગોપીમોહન માત્ર એટલો જ ઉત્તર આપતો હતો કે:-" એક વખત દેવું ચુકવી દઉં; ત્યાર પછી બધી વાત."

ગોપીમોહનનો બાળબચ્ચાં ઉપર અસાધારણ સ્નેહ હતો. તેનું કોમળ પ્રેમમય હૃદય સ્નેહ કરવાના પાત્રની તપાસમાં સર્વદા વ્યાકુળ રહેતું હતું. આથી કરીને સર્વ પાડોશીઓ તેના પ્રેમને પાત્ર થઇ પડયાં હતાં.

કોઇ કોઇ સમયે તેના મનમાં વિવાહ કરી સંસારી થવાનો વિચાર પણ થઇ આવતો હતો. સાધારણ કપડાં પહેરી, ખભે ખેસ નાખી જ્યારે તે વેપારીને ત્યાં પેઢી ઉપર કામ કરવા જતો હતો ત્યારે તેના મનમાં એમ વિચાર આવતો કે:-" જો મ્હને બાળબચ્ચાં હોય તો તેઓ કેવો આનંદ પ્રાપ્ત કરાવે? તેઓ શું મ્હને આવી રીતે સહેલાઇથી પેઢી ઉપર જવા દે ખરાં કે?"

પેઢી ઉપર કામ કરતાં કરતાં જ્યારે તેનું માથું કંટાળી જતું ત્યારે તે વિચારતો કે:-" જો મ્હારે બાળબચ્ચાં હોય તો મ્હને આવા દુ:ખમાં પણ કેવો આનંદ થાય?"

પેઢી ઉપરથી છૂટી સંધ્યા સમયે સ્વગૃહે આવતાં તેને એવો વિચાર આવતો કે:-" લોકોનાં બાળબચ્ચાં તેમના પિતાને કામ ઉપ-

રથી ઘેર આવેલો જોઇ કેવાં ખુશી થાય છે ? હું ઘેર આવું છું ત્યારે બારણા આગળ સ્હામે આવી હાથ લાંબા કરી કોઇ પણ બાળક એમ નથી કહેતું કે 'બાપા ! આજે મ્હારે માટે શું લાવ્યા છો ?"

અહા ! કેવી આશા ! જો તે બિચારો દેવાની જંજાળમાંથી મુક્ત થાય તો પછી તેને કોઇ પણ પ્રકારની હરકત નડે તેમ નથી. જ્યારે જ્યારે તેના અંતઃકરણમાં સંતાનપ્રાપ્તિની ઇચ્છા ઉત્પન્ન થતી હતી ત્યારે ત્યારે તે ગાઢ નિશ્વાસ મૂકી કહેતો કેઃ-" પ્રથમ દેવામાંથી મુક્ત થઇશ. તે પછી બીજી વાત."

પરંતુ તેનું અંતઃકરણ કોઇ પણ પ્રકારે તેના નિશ્ચય ઉપર સ્થિર રહી શકતું નહોતું. સ્નેહની પ્રબળ ક્ષુધા પાડોશીઓનાં સર્વ બાળકો ઉપર પ્રેમ કરવા છતાં પરિતૃપ્ત થતી નહોતી. તેને તેનો પોતાનો એક પુત્ર જોવાની ઉત્કટ ઇચ્છા હતી; કારણ કે પોતાના પુત્ર ઉપર પ્રેમ કરવા જતાં તેને કોઇ અટકાવી શકે તેમ નહોતું !

કેટલીક વખત જ્યારે ગોપીમોહન આડોશી પાડોશીનાં સંતાનોને એકત્ર કરી વાત કહેતો હોય છે ત્યારે કોઇ નોકરચાકર આવી કોઇ કોઇ બાળકને જમવાનું કારણ દર્શાવી લઈ જાય છે. જો કોઇ બાળક વાત સાંભળવાની પડતી મૂકી જવાની ના પાડે છે તો નોકર તેને ચૌદમા રત્નનો ભય દર્શાવીને પણ લઇ જાય છે. આવા સમયે ગોપીમોહનના પ્રેમમય હૃદયની કેવી હૃદયભેદક સ્થિતિ થઇ જતી હશે તેનો ખ્યાલ બિનઅનુભવીને આવી શકવો અતિ મુશ્કેલ છે. પાડોશમાં ઇર્ષ્યા કરનારાઓની પણ ખોટ નહોતી. કેટલાક ઇર્ષ્યાવાન્ લોકો બાળકહૃદયોને તેના તરફ ઘણાં આકર્ષાયલાં ગોપીમોહનના પ્રેમથી જોઇ શકતા નહોતા ! તેઓ ગોપીમોહન પાસે જે જે બાળકો એકત્ર થતાં હતાં તેમનાં માતાપિતા પાસે જઇ ઉંધું છતું સમજાવતા હતા

અને કહેતા હતા કેઃ-" એ દુષ્ટની નજર લાગશે તો તમારું બાળક કાળના કરાળ મુખનો ભોગ થઇ પડશે, માટે ચેતીને ચાલજો!"

મહા મહેનતને એ ચાર પૈસા બચાવી ગોપીમોહન પોતાના પાડોશીના કોઇ છોકરાને માટે વાજું લઇ આવતો હતો. છોકરાનાં માબાપ કહેતાં કેઃ-" ઓહો! એમાં તે શી મ્હોટી ભારે રકમ લાવ્યો છે?!" પરંતુ માબાપની વાત તરફ દુર્લક્ષ્ય કરી છોકરો જો વાજું વગાડી કૂદાકૂદ કરી મૂકતો તો તે દિવસે ગોપીમોહનને અપૂર્વ આનંદ થતો હતો અને પેઢીમાં પણ ઉત્સાહથી કામ કરતો હતો.

આમ છતાં ભાગ્યચક્રની ગતિ બિલ્કુલ બદલાઇ નહિ. દિવસો ઉપર દિવસો વીતિ જવા લાગ્યા; પરંતુ દેવું ભરી શકાયું નહિ. ધીમે ધીમે ગોપીમોહનની ચિંતાનો ભાર ઘણો વધી ગયો.

એક દિવસે રવિવારે ગોપીમોહન બ્હાર ફરવા નીકળ્યો હતો એવામાં વરસાદ પડવો શુરુ થયો. શ્રાવણ માસનો સંધ્યા સમય હતો. ગોપીમોહન છત્રી સાથે ફરવા નીકળ્યો નહોતો. તે છત્રી લેવાને માટે ઘર તરફ પાછો વળતો હતો એમાં એકાએક વંટોળીઆનું સખ્ત તોફાન થયું. આથી કરીને તે રસ્તા ઉપરની એક ગલીમાં પેઠો અને વરસાદ મુશળધાર વરસવા લાગ્યો.

ગોપીમોહને તે દિવસે જ ધોયેલાં કપડાં પહેર્યાં હતાં તથા અઠવાડીઆ સુધી એ કપડાં ચલાવવાનાં હતાં. આથી ગોપીમોહન કપડાં ના ભીંજાય એવી યુક્તિ શોધવા લાગ્યો. એવામાં એક ઘરનો ઓટલો નજરે પડતાં તેના ઉપર તે ચઢી ગયો.

આકાશમાં અંધકાર ફેલાઇ ગયો. વજ્રધ્વનિ કરતી વિદ્યુત્ ચમકવા લાગી. ધીમે ધીમે ગલીની અંદર પાણી ભરાઇ જવા આવ્યું. ગોપીમોહન જે ઠેકાણે ઉભો હતો ત્યાં આગળ પણ વરસાદની ઝાપટ

આવતી હતી. ગોપીમોહન ઓટલા ઉપર સંકોચાઇને ઉભા રહેવાનો યત્ન કરવા લાગ્યો. એવામાં ઓટલાના એક ખુણાની અંદર ફાટીટૂટી ચટાઇ ઉપર તેણે એક બાળકને સૂઇ રહેલો જોયો. તેની ઉમ્મર સાત આઠ વર્ષ કરતાં વધારે નહોતી. શરીરનો રંગ શ્યામ હતો અને મસ્તક ઉપર ઘણા વાળ હતા.

આવા સખ્ત વૃષ્ટિના સમયે એ બાળકને નિદ્રાધીન જોઇ ગોપીમોહનની તેને જાગ્રત કરવાની ઇચ્છા થઇ; પરંતુ એકાએક બાળકના શરીરે હાથ અડકાડવાનું સાહસ તે કરી શકયો નહિ. છેવટે ઝાપટ વિશેષ આવવાથી તેણે ધીમે ધીમે બાળકના મસ્તક ઉપર હાથ મૂકયો. બાળક તેના કરસ્પર્શથી જાગી ઉઠયો. જાગી ઉઠતાંની સાથે જ તે બોલી ઉઠયોઃ—" બાપા ! "

આ 'બાપા' ઉચ્ચારે ગોપીમોહનના અંતઃકરણને વીંધી નાંખ્યું. તેને તો કોઇ 'બાપા' કહીને બોલાવતું નથી. બાળકના આ ઉચ્ચારે તેના સ્નેહમય હૃદયને દ્રવીભૂત કરી નાંખ્યું. તેણે કહ્યુંઃ—" ભાઇ ! ઉઠ, વરસાદ ઘણો પડે છે; તું ભીંજાઇ જઇશ. "

બાળક આંખો ચોળતો ચોળતો ઉઠયો તથા કામળ ઉપર પડેલી એક ફાટીટૂટી ચોપડીને તેણે પોતાના હાથમાં લઇ લીધી. ત્યાર પછી અજાણ્યા ગોપીમોહનને જોઇ તેણે પ્રશ્ન કર્યો:-" તમે કોણ છો ?"

ઉત્તરમાં ગોપીમોહને પોતાનો પરિચય આપી રહ્યા પછી કહ્યુંઃ- " ભાઇ ! ઘરની અંદર જતો રહે ! સંધ્યા સમયે ઘરની બહાર આમસૂઇ રહેવાય ખરું કે ? "

બાળકે કહ્યુંઃ-" હું ચાલી શકતો નથી—લંગડો છું. "

ગોપીમોહને બાળકના પગ તરફ નજર કરી તો તેને તે બીચારો લંગડો જણાયો. ગોપીમોહને પ્રશ્ન કર્યોઃ-" ભાઇ ! ત્હારા બાપા કયાં છે ?"

બાળકે કરૂણસ્વરે ઉત્તર આપ્યોઃ—" તેઓ એક વર્ષથી મરી ગયા છે. "

" ત્યારે બીજું કોણ છે ? "

" મા છે, બે ભાઇ છે અને એક બ્હેન છે. "

" તેઓ કયાં છે ? "

" ઘરમાં. જુઓ અહીંથી તેમનો અવાજ પણ સાંભળી શકાય છે. તેઓ રમે છે. "

આ સમયે બાળકના બે ભાઇઓ તથા એક બ્હેન કાગળની હોડી બનાવી તેને પાણીમાં તરાવી ખુશી થતાં હતાં તથા ઉચ્ચ સ્વરે આનંદથી કોલાહલ કરતાં હતાં.

ગોપીમોહને પ્રશ્ન કર્યોઃ—" તેઓ તને રમાડતાં નથી ? "

બાળકે નમ્રતાથી દીનવચને ઉત્તર આપ્યોઃ—" હું લંગડો છું. તેઓ એમ કહે છે કે લંગડાં છોકરાંથી રમી શકાય નહિ ! હું 'ચોર ચોર 'ની રમત રમી શકતો નથી. હું પત્તાં રમવાનું કહું છું તો તેઓ ન પાડે છે. "

" ત્યારે આખો દિવસ તું શું કરે છે ? "

" અહીં આગળ મ્હારી મા મ્હને સ્હવારથી જ મૂકી જાય છે. મ્હને જો ઘરમાં જુએ છે તો માને ગુસ્સો આવે છે; કારણ હું લંગડો હોવાથી કાંઇ કામ કરી શકતો નથી. આથી કરીને જ હું આ ઠેકાણે બેસી રહું છું. મ્હારા બાપાએ મ્હને આ ચોપડી આપેલી છે; તેને જોઉંછું. બરાબર વાંચી શકતો નથી. ચોપડીની છબીઓ જોયા કરું છું. આ ચોપડીમાંની સર્વ વાતો મ્હારા બાપાએ મ્હને કહી સંભળાવી હતી તેથી છબીઓ જોઇ હું સર્વ સમજી શકુંછું. " આટલું બોલી રહેતાંની સાથે જ બાળકને ઘણી ઉધરસ આવવા લાગી.

ગોપીમોહને પ્રશ્ન કર્યો:—" ત્હારી તબિયત સારી નથી કે શું ?"

બાળકે ઉત્તરે આપ્યો:—" મા જણાવે છે કે, મ્હને ક્ષયરોગ થયો છે. બાપા પણ આ રોગથી જ મરી ગયા હતા. માનું એમ કહેવું છે કે, હું પણ વધારે દિવસ સુધી જીવી શકીશ નહિ."

ગોપીમોહનનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી. આ બીચારો અનાદત રોગી બાળક માતાપિતા તેમજ બંધુભગિનીઓના પ્રેમથી વંચિત છે એવો વિચાર આવતાં તેને ઘણું દુઃખ થયું. છેવટે તેણે નમ્રસ્વરે કહ્યું:–" જોઉં, ત્હારી ચોપડી કેવી છે ?"

બાળકે પોતાની ફાટીટૂટી ચોપડી ગોપીમોહનને બતાવી. ગોપીમોહને જોયું તો એ ચોપડી બીજી કોઇ નહિ, પરંતુ 'સચિત્ર બાળ રામાયણ'ની હતી. રામ, સીતા, રાવણ વગેરેનાં ચિત્રો પણ અંદર હતાં અને એ ચિત્રો બાળકના આનંદ શૂન્ય એકાંત જીવનનાં શાંતિદાન દેતાં હતાં.

સંધ્યા થવા આવી. વરસાદ થોડો થોડો વરસતો હતો. ગોપીમોહને કહ્યું:—" તું જમવાનો નથી ?"

બાળકે કહ્યું:—" હમણાં ખાવાનું મળે તેમ નથી. રાત્રિ થયા પછી માતા મ્હારાં ભાઇ બ્હેનને જમાડી પછીથી મ્હને જમવાને માટે લઇ જશે. હું જમી રહ્યા પછી તેમને રામાયણની વાત કહી સંભળાવીશ અને તેઓ સુઇ રહેશે. એ સમયે મા જમશે અને પછીથી વાસણ સાફ કરશે. જ્યારે મ્હારું શરીર ઘણું નરમ હોય છે ત્યારે હું વાત કહી શકતો નથી અને જ્યારે હું વાત કહેતો નથી ત્યારે મ્હારાં ભાઇ બ્હેન મ્હારી રમવાની વસ્તુઓ ફેંકી દે છે તથા મ્હારી આ વ્હાલી ચોપડી પડાવી લેવાનો પ્રયત્ન કરે છે. આથી મ્હારે તેમને હમ્મેશાં રામાયણની વાર્ત્તા કહી સંભળાવવી પડે છે."

આ સમયે ઘરનું દ્વાર ઉઘાડી એક હૃષ્ટપુષ્ટ રમણીએ બ્હાર આવી ઉચ્ચકંઠે કહ્યું:—" અરે લલિત ! તું વરસાદથી ભીંજાઇ ગયો છે કે શું ? આ દુઃખ તે હવે ક્યાં સુધી........"

રમણીનું વાક્ય પૂર્ણ નહોતું થયું એટલામાં જ તેની નજર ગોપીમોહન ઉપર પડવાથી તેણે પોતાનું માથું પહેરેલા ગવનથી ઢાંકી દીધું અને પ્રશ્ન કર્યો:—" તમારે શું જોઇએ છીએ ? "

ગોપીમોહને ઉત્તર આપ્યો:-" વરસાદ પડતો હતો તેથી અહિં ઉભો રહ્યો છું. આ બાળક તમારો જણાય છે ? "

રમણી:-" હા, ભાઇ ! દુઃખની વાત તમને શી કરું ? મ્હારું ભાગ્ય જ ફૂટેલું છે. નહિ તો આવો લંગડો છોકરો મ્હારા નસીબમાં ક્યાંથી હોય ? જ્યારથી તેના બાપા મરી ગયા છે ત્યારથી અમારા દિવસો ઘણી દુઃખદાવસ્થામાં વીતે છે."

આમ કહીને તેણે બાળક લલિતને પોતાની કમર ઉપર ઊંચકી લીધો. તેના હાથમાં ચોપડી જોઇ તેની માતા કંટાળીને બોલી ઉઠી:- " આ શું છે ? પેલી ચોપડી કે ? ત્હેં તો મ્હને આખીને આખી સળગાવી મૂકી રાત્રિ દિવસ આવી ચોપડીને છાતી સાથે રાખવાથી શું થાય છે ? "

બાળક કાંઇપણ બોલ્યા ચાલ્યા સિવાય તેની શાંતિદાયિની ચોપડીને છાતી સાથે ચાંપી રહ્યો !

ગોપીમોહન હવે વિશેષ ક્રૂર દેખાવ જોઇ શકવાને અસમર્થ થયો. તરત જ તે જોડાને હાથમાં ઊંચકી લઇ ઘર તરફ ચાલી નીકળ્યો. તે સમયે ગલીમાંનું જળ વહી ગયું હતું.

બીજે દિવસે આઠ વાગ્યે જમી પરવારી ગોપીમોહન પેઢી ઉપર જવા નીકળ્યો; પરંતુ પેઢીને સીધે રસ્તે નહિ જતાં તે પેલી ગલી આગળ

રસ્તા પાસે આવી ચઢ્યો. આ સમયે બાળક ઓટલા ઉપર બેઠો બેઠો બાળરામાયણનાં પૃષ્ઠો ફેરવતો હતો. ગોપીમોહનનું આગમન થતાં જ તેને અપૂર્વ આનંદ થયો અને તેણે સ્મિત હાસ્ય કરી ગોપીમોહનને માન આપ્યું. ગોપીમોહન તેની પાસે બેસી વાર્તાલાપ કરવા લાગ્યો.

આ દિવસ પછી હમ્મેશાં ગોપીમોહન બન્ને વખત એ ગલી આગળને રસ્તેથી જ પેઢી ઉપર જતો આવતો હતો. જો કે સીધા રસ્તા કરતાં આ રસ્તો બમણો લાંબો હતો; પરંતુ ગોપીમોહનને તો આજ રસ્તો આનંદદાતા તેમજ પાસે આવેલો જણાવા લાગ્યો. લલિત સ્હવાર સાંજ ગોપીમોહનના આગમનની રાહ જોતો બેસી રહેતો હતો. બન્નેની વાતચિતનો અંત જ આવતો નહોતો. સખ્ત વરસાદમાં અને વિદ્યુતની ભીષણ ગર્જના થતી હોય એવા સમયમાં પણ ગોપીમોહન હાથમાં જોડા ઊંચકી આ ગલીમાં આવી લલિતને મળતો હતો. તેનું સ્નેહનું ભૂખ્યું હૃદય હવે માત્ર પોતાનુંજ એક પાત્ર પ્રાપ્ત કરી શક્યું. આ ઠેકાણે તેના પ્રેમની ઇર્ષ્યા કરે એવો કોઈ દુશ્મન નહોતો!

પેઢીમાં પણ એકાએક ગોપીમોહનના ભાગ્યની ઉન્નતિ થઇ. મહેતાઓ ચોપડામાં નીચી નજર કરી રાખી ધીમે ધીમે બીજાની સાથે વાતચિત કરતા હતા ત્યારે ગોપીમોહન પ્રામાણિકતાથી પોતાનું કામ અતિ ઉમંગ તેમજ યત્નથી કરતો હતો. બીજા મહેતાઓ વારંવાર ચ્હા દૂધ વગેરે પીવા જતા હતા ત્યારે ગોપીમોહન પોતાની ગરીબ સ્થિતિને સુધારવા માટે પોતાનું કામ ઉત્તમ કરવા તરફ ધ્યાન રાખતો હતો.

પોતાના અતિ ઉમંગનું તેમજ ઉત્તમ કામનું પરિણામ એ આવ્યું કે એક દિવસે ગોપીમોહન પેઢી ઉપર ગયો ત્યારે તેનો પગાર બમણો થઈ ગયાનું એટલે માસિક ચાળીસ રૂપિયા થયાનું તેણે સાંભળ્યું. ગોપીમોહનને આથી કરીને અસાધારણ આનંદ થયો અને તે

મનમાં ને મનમાં પરમકૃપાળુ પરમાત્માને ધન્યવાદ આપવા લાગ્યો. તેણે વિચાર્યું કે:–"હવે હું જલ્દીથી રૂણમુક્ત થઇશ."

પ્રથમ માસે જ્યારે ગોપીમોહનને ચાળીસ રૂપિયા પગાર તરીકે મળ્યા ત્યારે તેણે એ સચિત્ર ચોપડીઓ, એક બંસી અને મ્હોટી કળવાળી પુતળી ખરીદી તથા આ સર્વ સામાન લઇ તે પેલી ગલીમાં ગયો. તે દિવસે હમ્મેશાંનાં કરતાં તેને ગલીમાં જતાં વિલંબ થયો હતો તેથી બાળક લલિત અતિ આતુરતાથી તેની રાહ જોઇ રહ્યો હતો. ગોપીમોહને જ્યારે પોતાની પાસેની મનહર ચોપડીઓ, બંસી અને પુતળી વગેરે બાળકને ઇનામ તરીકે આપ્યું ત્યારે બાળકના આનંદની સીમા રહી નહિ! તે સચિત્ર ચોપડીઓનાં પૃષ્ઠો ફેરવી તેમાંના ચિત્રો જોવા લાગ્યો. જેવી તેણે બંસી વગાડી કે ઘરમાંથી તેનાં ભાઈ બ્હેન દોડી આવ્યાં. ગોપીમોહન વખત ઘણો વીતિ ગયેલો હોવાથી ઇચ્છા નહિ હોવા છતાં આ આનંદથી દૂર થઇ ઘર તરફ ચાલી નીકળ્યો.

પરંતુ બીજે દિવસે સ્હવારે પેઢી ઉપર જતાં તેને બાળક લલિતે જે હકીકત કહી તેથી તેનું હૃદય ઘણું દુઃખી થયું. લલિત પાસેથી તેનાં ભાઈ બ્હેનોએ તેની સર્વ આનંદદાયિની વસ્તુઓ પડાવી લીધી હતી. જે સમયે ભાઇ બ્હેનોની સાથે લલિતને તકરાર થઇ હતી ત્યારે તેની માતાએ તેને ઘણા કડવા શબ્દો સંભળાવ્યા હતા. ગોપીમોહને તેજ દિવસે બીજી નવી વસ્તુઓ લાવી આપવાનું જણાવી લલિતને આશ્વાસન આપ્યું અને તે પેઢી તરફ ચાલ્યો ગયો.

તે દિવસે ઘેર જવાને સમયે પેઢીના શેઠે ગોપીમોહનને બોલાવીને પૂછ્યું:–"તમે દેવકરણ શેઠની પેઢી જોઇ છે કે?"

ગોપીમોહને સંમતિ દર્શાવી.

શેઠે કહ્યું:–" આજે તેમને રૂપિયાની ઘણી જરૂર જેવું છે, તેથી

તેમણે રૂપિયા મોકલવા માટે પત્ર લખ્યો છે. તમે હમણાં જ જઇને તેમને પાંચહજાર રૂપિયા આપી આવો. બીજા કોઇને આવું જોખમ ભરેલું કામ સોંપવાની મ્હારી ઇચ્છા નથી. આ વાત ગુપ્ત રાખજો અને રૂપિયાની પહોંચ લખાવી લાવજો."

ગોપીમોહન પાંચ હજાર રૂપિયાની નોટ ખીસ્સામાં મૂકી ત્વરાથી જવાની તૈયારી કરવા લાગ્યો. જેવો તે પેઢીની બ્હાર નીકળ્યો કે દ્વારપરના ભૈયાએ તેને ખબર આપી:–" આપકો મિલનેકુ લિયે એક ઓરત ઇધર ખડી હય."

ગોપીમોહને જોયું તો તેની નજરે લલિતની માતા પડી. તેણે વ્યગ્ર કંઠે પ્રશ્ન કર્યો:–" કેમ શું છે?"

લલિતની માતાએ કહ્યું:–"ભાઇ! મ્હારું કપાળ કુટવાની તૈયારી છે. લલિત મરવાની અણી ઉપર છે. જો તમે એક વખત"–ઘણી જ વ્યગ્રતાથી ગોપીમોહન બોલી ઉઠયો:—" કોણ? લલિત? તેને શું થયું છે? આજે સ્હવારે તો હું તેને મળીને આવ્યો છું."

રમણીએ ગદ્દગદ કંઠે કહ્યું:–" ડૉકટર આવ્યા હતા તેઓ કહી ગયા છે કે, એક કલાક પણ ભાગ્યે જ જીવી શકશે. લલિત તમને મળવાને માટે ઘણો આકુળ વ્યાકુળ બની ગયો છે."

"ચાલો–ચાલો." કહી ગોપીમોહન ઝડપથી આગળ ચાલવા લાગ્યો. થોડે દૂર જઇ એક ગાડી ભાડે કરી ગાડીવાનને તેણે ગાડી હાંકવાની સૂચના કરી. ગાડી જ્યારે પેલી ગલી પાસે જઇ પહોંચી ત્યારે ગોપીમોહન જલ્દીથી ઉતરી પડયો અને ગાડીવાનના હાથમાં એક રૂપિયો મૂકી લલિતના ઘર પાસે જઇ પહોંચ્યો.

લલિત બ્હાર ઓટલા ઉપર નહોતો. ઉચ્ચકંઠે ગોપીમોહન બોલી ઉઠયો:–" લલિત! ભાઇ લલિત!"

ગોપીમોહનનો અવાજ સાંભળી લલિતનાં ભાઇ બ્હેન બારણું ઉઘાડી બ્હાર આવ્યાં. ગોપીમોહને વ્યાકુળતાથી તેમને પ્રશ્ન કર્યોઃ–
"લલિત ક્યાં છે ?"

"ઘરમાં સૂઇ રહ્યો છે?" ઉત્તર મળ્યો.

ગોપીમોહને ત્વરાથી ઘરમાં પ્રવેશ કર્યો. આ ઘરમાં પ્રથમ તે કદાપિ આવ્યો નહોતો. એક બાજૂએ એક ન્હાનો ભાંગ્યો ટૂટ્યો ખાટલો પડ્યો હતો અને તેના ઉપર મલિનશય્યામાં લલિત સૂઇ રહ્યો હતો. તેનો શ્વાસ બંધ થઇ જવા આવ્યો હતો. ગોપીમોહને તેને જે જે વસ્તુઓ ઉપહાર તરીકે આપી હતી તે બધી તેની શય્યામાં પડી રહી હતી. લલિતનાં ભાઇ બ્હેન ભયભીત મુદ્રાથી લલિત તરફ જોઇ રહ્યાં હતાં. લલિતની તબિયત ઘણી ખરાબ છે એમ માલૂમ પડતાં જ તેમણે તેની પાસેથી પડાવી લીધેલી સર્વ વસ્તુઓ તેની પથારીમાં મૂકી દીધી હતી. ગોપીમોહને લલિતના મસ્તક ઉપર હાથ ફેરવી કહ્યું:–"લલિત!"

ઉત્તર મળ્યો નહિ. એક ગાઢ નિશ્વાસ સાંભળવામાં આવ્યો. એકાએક લલિતનું સર્વાંગ એક વખત ધ્રુજી ઉઠ્યું.

ગોપીમોહને જોયું તો આવા અંતકાળ સમયે પણ લલિતની છાતી ઉપર પેલું પિતૃદત્ત બાળ રામાયણ પડ્યું રહ્યું હતું એ ઉપહાર પડાવી લેવાની હવે કોઇની પણ ઇચ્છા થતી જણાતી નહોતી. થોડા સમયમાં જ અનાદૃત બાળક લલિતે પોતાની આલોકની લીલા પૂર્ણ કરી અને તેનો નિર્દોષ આત્મા પરલોક પ્રત્યે પ્રયાણ કરી ગયો !

× × × ×

બીજે દિવસે પ્રાતઃકાળે પેઢીના શેઠ, મુનીમ સિપાહીઓ વગેરે ગોપીમોહનના ઘર આગળ આવી ચઢ્યા. આખી રાત્રિ સ્મશાનમાં વીતેલી હોવાથી વ્યાકુળ બની ગયેલો ગોપીમોહન એ સર્વની આગળ વિચિત્ર અવસ્થામાં હાજર થયો.

ગોપીમોહનને પોતાની પાસે આવેલો જોઇ તેના શેઠે તેને કર્કશકંઠે પ્રશ્ન કર્યો:—" રૂપિયા ક્યાં છે ? "

મુખ્ય મુનીમ ધીમે ધીમે શેઠના કાનમાં કહેવા લાગ્યો:—" ભાઇસાહેબે મદ્યપાન કર્યું છે તેથી જ તેમની આવી વ્યાકુળ સ્થિતિ જણાય છે. જુઓને, તેમની આંખો પણ કેવી લાલચોળ થઇ ગઇ છે?!"

બીજા મુનીમે આ સુયોગનો લાભ લઇ મુખ્ય મુનીમના મતને પુષ્ટિ આપી.

ગોપીમોહને પોતાના જમણા હાથે ખીસ્સામાંથી પાંચ હજાર રૂપિયાની નોટ બ્હાર કાઢી શેઠના હાથમાં મૂકી દીધી. આ સમયે તેના ડાબા હાથમાં એક વસ્તુ હતી કે જેને તે પોતાની છાતી સાથે ચાંપી રહ્યો હતો.

શેઠે કહ્યું:—" આજથી તમને નોકરી ઉપરથી રજા આપવામાં આવે છે. એક માસનો સિલ્લકે રહેલો પગાર આજેજ તમને પહોંચાડી દેવામાં આવશે. "

આમ કહી શેઠે મુખ્ય મુનીમના તરફ નજર કરી કહ્યું:—" તમે આ બાબતનો બંદોબસ્ત કરી નાંખજો. "

સર્વ ચાલ્યા ગયા. રસ્તે જતાં મુખ્ય મુનીમ બોલી ઉઠયો:—"માણુસ અઠંગ ઉઠાઉગીર જણાય છે. વળી બીજા કોઇની કાંઇ વસ્તુ ચોરી લાવ્યો હતો તે આપણે જોઇ જઇશું એવા ભયથી તેણે છાતી સાથે ચાંપી રાખી હતી!" બીજા મુનીમોએ આ વાતમાં સંમિત દર્શાવી.

આમ છતાં કોઇ જાણી શક્યું નહિ કે ગોપીમોહનની પાસે એ ચોરી કરેલી વસ્તુ નહોતી; પરંતુ અનાદત બાળક લલિતની સ્મૃતિનું ચિહ્ન સચિત્ર બાળ રામાયણ હતું !



# પુત્રનું બલિદાન.

( ૧ )

મોહનલાલ સબ ઇન્સપેક્ટરની જગ્યા ઉપર કાયમ થયો એટલે બીજે જ મહિને તેના પિતાએ તેને લખ્યું કેઃ—" આ મહિને કોઇ પણ પ્રકારે મ્હને એંશી રૂપિયા મોકલજે. દેવાની ઉપાધિથી હું ક્ષણ કાળને માટે પણ શાન્તિ મેળવી શકતો નથી."

મોહનલાલને મહિને પચાસ રૂપિયા પગાર મળતો હતો; તેથી પિતાની ઉપાધિ દૂર કરવાને માટે–પિતાને શાન્તિ આપવાને માટે તેને એ માસમાં થોડું દેવું કરવું પડ્યું.

કવિવર શેક્ષપિયરે જ્યારે એમ લખ્યું કે, 'દુર્બળ કિંવા ભીરુ મનુષ્યો જીવનમાં ઘણી વખત મરી જાય છે.' ત્યારે તેણે એમ પણ લખવું ઉચિત હતું કે, 'ઉડાઉ માણસો પણ જીવનમાં ઘણી વખત મરી જાય છે.' મહિનો પૂરો થતાં ન થતાંમાં તો ઘેરથી પાછો બીજો પત્ર આવ્યો કે, "હજી ઘણું દેવું ભરપાઇ કરવાનું છે. જો કાપડીઆને તેની લેણી રકમ પેટે ઓછામાં ઓછા વીસ રૂપિયા પણ હમણાં નહિ આપવામાં આવે તો એ ફરિયાદ કર્યા સિવાય રહેશે નહિ. દેવાની ઉપાધિથી હું ચારે તરફથી મરી ગયો છું."–ઇત્યાદિ.

મોહનલાલે ફરીથી દેવું કરીને પિતાને રૂપિયા મોકલ્યા; પરંતુ આ વખતે તેણે રૂપિયા મોકલીને પિતાને લખી જણાવ્યું કેઃ-" મ્હને મહિને માત્ર પચાસ રૂપિયા જ મળે છે. એમાંથી ઘર ખરચ વગેરે નિભા-

વતાં જે રકમ વધે છે એ રકમથી વિશેષ કાંઇ હું મોકલી શકું તેમ નથી. આપને આ બે વખત રૂપિયા મોકલતાં મ્હારે દેવું કરવું પડયું છે; તેથી વિચારપૂર્વક ખરચ કરજો એવી મ્હારી નમ્ર પ્રાર્થના છે.”

પત્ર મળતાં જ હરિલાલે વિચાર્યું:-“છોકરો કેવો અજ્ઞાન્ છે! પેટે પાટા બાંધીને જેને મ્હોટો કર્યો છે તે હવે મ્હને શિખામણ આપવા લાગ્યો છે! એને પચાસ રૂપિયાનું દેવું કરવું પડયું છે! પોલિસ ખાતામાં નોકરી કરનારને તે વળી દેવું કરવું પડે કે? એ સઘળું ખોટું લખે છે-એ મ્હને છેતરવાનો પ્રયત્ન કરે છે!”

આમ વિચારી હરિલાલે કડક ભાષામાં પુત્રને એક પત્ર લખ્યો કે:-“પોલિસ ખાતામાં નોકરી મેળવી, તું બાત્રીસ વર્ષનું પિતૃઋણ આટલું સત્વર ભૂલી જઇ ત્હારા વૃદ્ધ પિતાને શિખામણ આપીશ અને પચાસ રૂપિયાનું જે દેવું ત્હારે મ્હારે માટે કરવું પડયું છે એથી તું અસ્થિર બની જઇશ એવો વિચાર સ્વપ્નમાં સુદ્ધાં મ્હારા અંતરમાં ઉપજ્યો નહોતો. વળી ત્હારે દેવું કરવું પડયું છે એ હકીકત જાણી હું મ્હોટા આશ્ચર્યમાં પડી ગયો છું. તું પોલિસ ખાતામાં નોકરી કરે છે કે હજામત કરે છે? તું મ્હારો પુત્ર થઇ આટલો મૂર્ખ હોઇશ એમ હું ધારતો નહોતો.” ઇત્યાદિ.

પિતાનો પત્ર મળતાં જ મોહનલાલ સમજી ગયો કે, કયી અંધ ધારણાને આધીન થઇ પિતા પોતાને વારંવાર રૂપિયા મોકલવાને લખે છે. તરત જ તેણે પિતાને લખ્યું કે:-“ કુબેરનો ભંડાર ખાલી કરવામાં આવે તો પણ પિતૃઋણ અદા કરી શકાતું નથી એવી મ્હારી દૃઢ માન્યતા છે; છતાં અયોગ્ય ઉપાયોથી જેઓ દ્રવ્ય મેળવી પિતૃઋણ અદા કરે છે તેઓ પિતૃગૌરવ અને આત્મમર્યાદાને કલંકિત કરે છે એમજ હું માનું છું. આપ આશીર્વાદ આપો કે, હું પોલિસ ખાતામાં

નોકરી મેળવી શકયો છું તેથી પાપપૂર્ણ ઉપાયોથી દ્રવ્ય મેળવવાનો વિચાર મ્હારા અંતરમાં ઉત્પન્ન ન થાય. વળી પોલિસ વિભાગમાં કાંઇ પ્રામાણિક નોકરોનો સર્વાશે અભાવ નથી. આશીર્વાદ આપો કે, હું કદાપિ અપ્રામાણિક થાઉં નહિ. "

આ પત્ર મળતાં જ હરિલાલે પોતાના મનમાં ને મનમાં કહ્યું:– " મ્હારો દીકરો સંકેત માત્રથીજ મ્હારો હેતુ સમજી ગયો છે! એણે કેવી સાધુતા દર્શાવીને પત્ર લખ્યો છે! હું પણ એક વખત સરકારી નોકર હોઇ માસિક બાર રૂપિયા પગાર મેળવતો હતો; છતાં દર મહિને હું બીજા કેટલા બધા રૂપિયા મેળવતો હતો અને કેટલા બધા ઉડાવી દેતો હતો એ કોઇ જાણી શકતું નહોતું. મ્હારી પાસે દીકરો ચાલાકી વાપરે છે! ઠીક છે!"

આમ છતા મનનો ભાવ મનમાં જ શમાવીને હરિલાલે લખ્યું:– "ત્હારું કહેવું હું બરાબર સમજું છું; પરંતુ માત્ર સાધુતાથી કદાચ પરલોક સુધરે તો સુધરે પણ આલોક તો સુધરતો જ નથી; તેથી જો તું સાધુચરિત્ર રહીશ તો મ્હારે ભૂખે મરવું પડશે અને મ્હારું સંસારમાં ઘણું અપમાન થશે! પુસ્તકમાંથી તું જે ભયંકર ઉપદેશ શિખ્યો છે તે તરફ દુર્લક્ષ્ય કરી, બે પૈસા ચોરીમેરી મેળવી મ્હને સહાયતા કરતો જા. માત્ર એકલો પગાર મેળવવાને માટે જ કાંઇ મ્હેં તને પોલિસ ખાતામાં દાખલ કર્યો નથી એ વાર્ત્તા તું નિરંતર સ્મરણમાં રાખજે. હમણાં હું ઘણી અડચણ ભોગવું છું–થોડા રૂપિયા જરૂર મોકલી આપજે. "

( ૨ )

મોહનલાલ પ્રામાણિક હોવાથી તેમજ પોતાના સામાન્ય પગારમાંથી તેને વારંવાર પિતાને અમુક રકમ મોકલવી પડતી હોવાથી તેને પોતાને ઘણો અભાવ વેઠવો પડતો હતો. તેનાં કપડાં લત્તાં જોઇ તેના

સોબતીઓ તેની ઠઠ્ઠામશ્કરી પણ કરતા હતા. લક્ષ્મીનારાયણ નામનો તેનો એક સોબતી પોલિસખાતામાં નોકરી કરતો હતો, અને ઘણાં માણસો પાસેથી તે ચોરીમેરી મેળવતો હતો. આ પ્રકાર મોહનલાલ જાણતો હોવાથી એક દિવસે તેણે લક્ષ્મીનારાયણને કહ્યું:–" ભાઇ ! પાપમાર્ગેથી મેળવેલા પૈસા કદાપિ પહોંચતા નથી; માટે તમારે પ્રામણિક વર્તન રાખવું જોઇએ."

આ વચનો સાંભળવામાં આવતાં લક્ષ્મીનારાયણના ક્રોધનો પાર રહ્યો નહિ; છતાં આત્મસંવરણ કરીને તેણે કહ્યું:–" જો એ પૈસા પહોંચતા ન હોત તો તમારી પાસે મ્હારું આટલું લેણું હોત નહિ"

પિતાની વારંવાર થતી માગણીઓને પહોંચી વળવા માટે–પિતાનું દુઃખ દૂર કરવાને માટે મોહનલાલે અત્યાર સુધીમાં હૅન્ડનોટો લખી આપીને લક્ષ્મીનારાયણ પાસેથી લગભગ બસો રૂપિયા ઉછીના લીધા હતા. ઉપરોક્ત વાક્યથી લક્ષ્મીનારાયણને ગુસ્સો ઉપજેલો હોવાથી તેણે સુયોગ મળતાં જ મોહનલાલને પોતાના પ્રાબલ્યનો અનુભવ કરાવવાનો નિશ્ચય કર્યો. મોહનલાલે પણ હવે લક્ષ્મીનારાયણ પાસેથી વિશેષ રકમ ઉછીની નહિ લેવાનો નિશ્ચય કર્યો; પરંતુ બીજે જ મહિને પિતાનો એક વિસ્તૃત પત્ર આવ્યાથી તેને પોતાના નિશ્ચયનો ભંગ કરવો પડયો અને લક્ષ્મીનારાયણને એક હૅન્ડનોટ લખી આપવી પડી.

પછીથી એક દિવસે એકાએક લક્ષ્મીનારાયણે પોતાના લેણા રૂપિયાની વ્યાજ સાથે મોહનલાલ પાસે માગણી કરી. મોહનલાલ હવે શું કરવું તેની મ્હોટી ચિંતામાં પડી ગયો.

(૩)

એ દિવસે આકાશ મેઘાચ્છન્ન હતું, મન ચિંતામગ્ન હતું અને ખીસ્સામાં પડેલો પિતાનો પત્ર 'રૂપિયા–રૂપિયા' શબ્દનો સતત પોકાર કરી રહ્યો હતો !

બરાબર આ સમયે એક તપાસનું કામ મોહનલાલ પાસે આવ્યું. એક ગૃહસ્થના કુલાંગાર પુત્રે કોઇને ત્યાં ચોરી કરી હતી. આ વાતનો પોલિસને સંશય પડવાથી એ ગૃહસ્થના ઘરની જડતી લેવાનું વૉરંટ મોહનલાલને મળ્યું હતું. તે જડતી કરવા જવાની તૈયારીમાં હતો એવામાં એ ગૃહસ્થે મોહનલાલ પાસે આવી કરુણાજનક કંઠે કહ્યું:—"સાહેબ! મ્હારી આબરુ અને માન હવે આપના જ હાથમાં છે. મ્હારા દુષ્ટ પુત્રે એક માણસની વીંટી ચોરી છે એ વાર્ત્તા સત્ય છે; પરંતુ જો આપ મ્હારા ઘરમાંથી એ કુલાંગારે છુપાવી રાખેલી વીંટી શોધી કાઢશો તો જગતમાં હું કોઇને પણ મ્હારું અપમાનિત મ્હોં બતાવી શકીશ નહિ. આપને હું બસો રૂપિયા ભેટ તરીકે આપું છું. આપ મ્હારા ઉપર કૃપા કરો અને જડતી લેવા માટે આવો ત્યારે દયાભાવે મ્હારા પુત્રને ગુન્હેગાર ઠરાવશો નહિ."

આમ કહીને એ ગૃહસ્થે સો સો રૂપિયાની બે નોટ મોહન-લાલની પાસે મૂકી. એ બસો રૂપિયાની રકમ જોતાં જ મોહનલાલનું હૃદય જોરથી ધબકવા લાગ્યું; પરંતુ પહેલાં જ્યારે કોઇ તેને લાંચ આપવાનો પ્રયત્ન કરતું અને તેના અંતરમાંથી તેને કોઇ 'ના—ના' કહેતું હતું તેમ આજે કોઇએ તેને 'ના' કહ્યું નહિ.

ક્ષણ માત્રમાં જ આત્મસંવરણ કરીને મોહનલાલે કહ્યું:—" ના—ના, મ્હને ક્ષમા આપો. હું લાંચ લઇ શકીશ નહિ."

આગંતુક ગૃહસ્થે કહ્યું:—"સાહેબ! મ્હારા ઉપર દયા કરો. જો આપ દયા નહિ કરો તો મ્હારી આબરુની પાયમાલી થશે; એટલું જ નહિ પણ તે સાથે મ્હારા દુષ્ટ પુત્રનું સમસ્ત જીવન દુઃખમય બની જશે. વળી આ રૂપિયા હું આપને કૃતજ્ઞતાના ચિહ્ન તરીકે આપું છું."

ક્ષણકાળપર્યન્ત શાન્ત રહી મોહનલાલે કહ્યું:—" ઠીક છે, તમે

જાઓ અને તમારા પુત્રને સમજાવી ચોરીનો માલ તમારી પાસે લઇ લ્યો. હું તમારે ત્યાં તપાસ માટે આવું ત્યારે છુપી રીતે એ વીંટી મ્હને આપી દેજો."

આમ કહીને મોહનલાલે વિચાર્યું કે ઋણ અદા કરવાને માટે જ ઇશ્વરે તેને આવો સુયોગ આપ્યો છે!

થોડા સમય પછી ઉપરોક્ત ગૃહસ્થને ત્યાં જઇ, મોહનલાલે જડતી લીધી. એ સમયે એ ગૃહસ્થે એક વીંટી ગુપચુપ મોહનલાલને આપી દીધી. મોહનલાલે એ ગૃહસ્થના પુત્રને નિર્દોષ ઠરાવ્યો.

આ પ્રકાર બન્યા પછી મોહનલાલનો અંતરાત્મા તેને વારંવાર કહેવા લાગ્યો કે, "મોહનલાલ! આવી અપ્રામાણિકતાથી ત્હારું કદાપિ કલ્યાણ થશે નહિ. સાધુતાનો વિનાશ કર્યાથી આત્મરક્ષણ થતું નથી."

આમ છતાં પણ તેનું દ્રવ્યલોભી બનેલું મન પાછું તેને એમ સમજાવવાનો પ્રયત્ન કરતું હતું કે, "એક વખત ચોરીમોરી મેળવવામાં શી હકીકત છે? વળી જો હું આ સુયોગને વ્યર્થ જવા દઉં તો લક્ષ્મીનારણને કેવી રીતે રૂપિયા આપી શકું?" આમ વિચારી કૃતજ્ઞતાના ચિહ્ન તરીકે તેણે એ બસો રૂપિયા સ્વીકારી લીધા.

તે દિવસે મોહનલાલ બિલકુલ ઊંઘી શક્યો નહિ. એક પ્રકારની અવ્યક્ત અશાન્તિથી તેનું હૃદય વીંધાવા લાગ્યું. પિતા જ્યારે સખ્ત ઉઘરાણીની સાથે ઠપકાથી ભરેલો પત્ર લખતા ત્યારે પણ મોહનલાલને નિદ્રા આવતી નહોતી; પરંતુ એ સમયે તેને હમણાંના જેવી વેદના થતી નહોતી. મોહનલાલ સહેલાઇથી સમજી ગયો કે, તેની સઘળી અશાન્તિનું મૂળ એ બસો રૂપિયા જ છે. આટલા દિવસ સુધી તે માત્ર બાહ્ય સંપદથી જ દરિદ્ર હતો; પણ આજે તેણે બસો રૂપિયાના લોભથી હૃદયની મહત્ વસ્તુ સુદ્ધાં ગૂમાવી. એ વસ્તુ એક

વખત ગયા પાછી પછી મળતી નથી. એ વસ્તુનું મૂલ્ય થઇ શકતું નથી. રૂપિયા આપનાર ગૃહસ્થે કહ્યું હતું કે, 'એ લાંચ નહિ; પણ કૃતજ્ઞતાનું ચિહ્ન છે.' જો એમજ હોય તો એ રૂપિયાથી આટલી બધી અશાન્તિ કેમ થાય ? ના–ના, એ રૂપિયા નિષ્કલંક હોઇ શકે જ નહિ– એ રૂપિયા અને મોહનલાલ–બન્ને ઘૃણ્ય અને અપવિત્ર છે! મોહનલાલે એ રૂપિયા અને વીંટી એ ગૃહસ્થને પાછાં આપવાની પ્રતિજ્ઞા કરી!

( ૪ )

મોહનલાલે પોતાના મનમાં રૂપિયા પાછા આપી દેવાની પ્રતિજ્ઞા કરી; પરંતુ પ્રભાતકાળે જ લક્ષ્મીનારાણે આવીને રૂપિયાની ઉઘરાણી કરી. મોહનલાલ મહાન્ ધર્મસંકટમાં ફસાઇ પડ્યો; પરંતુ પોતાના દૃઢ સંકલ્પને તેણે દૂર કર્યો નહિ. તેણે અત્યંત દયાજનક સ્વરે અને વિષણ્ણવદને કહ્યું:—" તમે થોડા દિવસની રાહ જુઓ; હું જેમ બનશે તેમ ત્વરાથી તમારા ઋણમાંથી મુક્ત થઇશ."

મોહનલાલને બસો રૂપિયા બક્ષિસ ( ! ) તરીકે મળ્યા હતા એ પ્રકાર ચાણાક્ય લક્ષ્મીનારાયણના જાણવામાં આવ્યો હતો; તેથી તેણે કહ્યું:–" ભાઇ ! તમને બસો રૂપિયા મળ્યા છે છતાં તમે મ્હારું ઋણ ચુકવતા નથી એ બ્યાજબી છે કે ? તમારી મતિ બગડી હોય એમજ મ્હને લાગે છે ! "

લક્ષ્મીનારાયણનો આ તિરસ્કાર મોહનલાલને માટે અસહ્ય થઇ પડ્યો. એક વખત સઘળી સત્ય હકીકત લક્ષ્મીનારાયણને કહેવાનો તેણે પોતાના મનમાં વિચાર કર્યો; પરંતુ તેણે વિચાર્યું કે, ' હું લક્ષ્મીનારાયણને જો આ વાર્તા કહીશ તો પણ તે તેને સત્ય માનશે નહિ.'

મોહનલાલને મૌન ધારણ કરી બેસી રહેલો જોઇને લક્ષ્મીનારાયણે કહ્યું:—" હવે તમારો શો વિચાર છે તે મ્હને સત્વર જણાવો.

તમારે સીધી રીતે રૂપિયા અદા કરવા છે કે, મ્હારે બીજો માર્ગ સ્વીકારવો પડશે ?"

મોહનલાલે નિરુપાય બની જઇને કહ્યું-" ભાઇ ! મ્હને માફ કરો. હું તમને તમારા રૂપિયા ચુકવી આપું છું."

સઘળા લેણા રૂપિયા હસ્તગત કરી લક્ષ્મીનારાયણે વિદ્રુપપૂર્ણ હાસ્ય કરીને કહ્યું:-" તમારી કૃપા માટે હું તમારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું!" આમ કહીને તે ત્યાંથી ચાલ્યો ગયો. આ સમયે મોહનલાલની દૃષ્ટિ સમક્ષ જાણે કે સમસ્ત સંસાર કુંભારના ચાકની માફક ફર્યા કરતો હતો.

ઘણા સમય પછી મોહનલાલે એક ગાઢ નિશ્વાસ મૂકીને સ્વગત કહ્યું:—" અરેરે ! અંતે મ્હારે લાંચીઆ બનવું જ પડ્યું ! સંસારમાં કોઇએ પણ મ્હને સહાયતા કરી નહિ. હે ભગવાન્! તમને પણ મ્હારાપર દયા ન આવી કે ?"

વિધાતાપરના આ તીવ્ર અભિમાને મોહનલાલને ક્ષણ માત્રમાં રૂપાંતરિત કરી નાંખ્યો—તેણે એવો દૃઢ સંકલ્પ કર્યો કે, " ઠીક છે, સંસારના જેવો જ હું હવે થઇશ. ' સતીને સંતાપ અને વેશ્યાને વિ. લાસ ' એવો જ આ સંસારનો વિરુદ્ધ ન્યાય જોવામાં આવે છે. આજથી હું પુણ્યશાળીના બદલે પાપી થઇશ."

આવો ભયંકર તિરસ્કારપાત્ર સંકલ્પ કર્યા પછી બે મહિને જ મોહનલાલે પિતાને માસિક રકમ ઉપરાંત બીજા સાડી ત્રણસો રૂપિયા મોકલી આપ્યા. રૂપિયા મળતાં જ હરિલાલ અત્યંત પ્રસન્ન થયો. તેણે વિચાર્યું કે, ' હવે જ હું પુત્રની પિતૃભક્તિનું દર્શન કરી શક્યો છું!"

( ૫ )

જોતજોતાંમાં ચાર વર્ષ જેટલો સમય પસાર થઇ ગયો. આ

સમય દરમ્યાન મોહનલાલનામાં ઘણું પરિવર્ત્તન થઇ ગયું હતું. હવે તે લાંચલક્ષ્મીનો પુત્ર હતો ! લક્ષ્મીદેવીના સંકેતથી તે રાત્રિને દિવસ અને દિવસને રાત્રિ કરવામાં કુશળ બન્યો હતો; કિન્તુ તેનું શરીર સારું રહેતું નહિ. મસ્તિષ્કના ગંભીર દર્દથી તે વારંવાર ઉન્માદગ્રસ્ત થઇ જતો હતો. કોણ જાણે કે શાથી, તેના અંતરમાં વારંવાર આત્મહત્યા કરવાનો વિચાર ઉત્પન્ન થતો હતો. ડૉક્ટરો, હકીમો અને વૈદ્યો તેને રજા મેળવી વિશ્રાંતિ લેવાનો ઉપદેશ આપતા હતા; પરંતુ મોહનલાલ તેમના કોઇના ઉપદેશને સાંભળતો નહોતો. લાંચ લેવાનો ઉત્કટ નશો તેને સર્વાશે લાગી ચુક્યો હતો.

દીપોત્સવીના દિવસો પાસે આવ્યા હતા, એવામાં મોહનલાલને પિતા તરફથી એક જરૂરી પત્ર મળ્યો કે, "જેમ બને તેમ ત્વરાથી થોડા રૂપિયા મોકલી આપ. હમણાં રૂપિયાની ઘણી જરૂર છે." આ સમયે કોઇ મહત્વનો કેસ મોહનલાલ પાસે નહોતો; તેથી પિતાને કેવી રીતે રૂપિયા મોકલવા તેની ચિંતામાં તે પડયો; પરંતુ બે ચાર દિવસ પછી એક લોભનીય કેસની તપાસ કરવાનો સુયોગ તેને પ્રાપ્ત થયો.

લોભનીય કેસ કહેવાનો અર્થ એ છે કે, એક ગામડાના જમીનદારને ત્યાં એક નોકરનું ખૂન થયું હતું. એ પ્રકાર જાણવામાં આવતાં મોહનલાલનું હૃદય કંપી ઉઠયું—તેનો ભાઇ મણિલાલ એ જમીનદારને ત્યાં જ નોકરી કરતો હતો.

અંતે મોહનલાલની આશંકા જ સત્ય ઠરી. મણિલાલનું જ સંદેહજનક મૃત્યુ થયું હતું. જ્યારે ઇન્સ્પેક્ટરના જાણવામાં એમ આવ્યું કે, મણિલાલ મોહનલાલનો ભાઇ થતો હતો ત્યારે તેમણે આ કેસની તપાસ કરવાનું કામ મોહનલાલને જ સોંપ્યું.

( ૬ )

ઉપર્યુક્ત ગામના જમીનદારે જ્યારે એવા સમાચાર સાંભળ્યા કે, જે ફોજદાર કેસની તપાસ કરવા આવે છે તે મૃત્યુવશ થયેલા નોકર મણિલાલનો ભાઇ થાય છે ત્યારે તે ચિંતામગ્ન બની ગયો. તે સમજી ગયો કે આ સ્થળે લક્ષ્મીદેવીનો પ્રભાવ રહેશે નહિ! છતાં જુનો કારભારી કૃષ્ણલાલ ઘણો ચતુર પુરુષ હતો. તેણે જગતમાં ઘણા પ્રકારો જોયા હતા અને અનુભવ્યા પણ હતા. તેણે જમીનદારને આશ્વાસન આપીને કહ્યું:—"જો આપ મ્હને મ્હારી ઇચ્છાનુસાર દ્રવ્યનો વ્યય કરવાની રજા આપતા હો તો હું ખાત્રીપુર્વક કહી શકું કે, આપણો હેતુ અવશ્ય સિદ્ધ થશે; પરંતુ આ પ્રસંગે વિશેષ દ્રવ્ય ખરચવું પડશે."

જમીનદારે આગ્રહસૂચક સ્વરે કહ્યું:—"દ્રવ્યની ચિંતા તમે રાખશો નહિ. આઠ દશ હજાર રૂપિયા જાય તો પણ ચિંતા નથી—પુત્ર કરતાં પૈસાનું મૂલ્ય હું વિશેષ સમજતો નથી."

કૃષ્ણલાલે કહ્યું:—"ત્યારે આ મહત્ કાર્યનો ભાર હું ઉપાડી લઉં છું. ફોજદાર સાહેબની સાથે જે મસલત કરવાની છે તે હું જ કરીશ."

તપાસ વખતે સર્વ સાક્ષીઓએ જમીનદારના પક્ષમાં ઉત્તરો આપ્યા; છતાં મોહનલાલ એટલું તો સ્પષ્ટ સમજી શક્યો કે, જમીનદારના પુત્રના હાથે જ પોતાના બંધુનો જીવ ગયો છે; તેથી તેણે જમીનદારના પુત્રને માથે આરોપ મૂકવાનો નિશ્ચય કર્યો; પરંતુ એવામાં કૃષ્ણલાલે આવી મોહનલાલ સાથે એકાંતમાં મુલાકાત કરીને પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

કૃષ્ણલાલનો અભિપ્રાય સાંભળી નિર્વાક્ બની જઇ મોહનલાલ થોડા સમય સૂધી તેના મ્હોં તરફ જોઇ રહ્યો. મોહનલાલે ઘણા ધીમા અવાજે પૂછ્યું:—"મણિલાલ સાથે મ્હારો શો સંબંધ છે એ તમે જાણો છો કે?"

"જાણું છું; પરંતુ—"

"પરંતુ શું?"

આ સમયે કૃષ્ણલાલે મોહનલાલને એવું સમજાવવાનો પ્રયત્ન કર્યો કે, 'મોહનલાલના રિપોર્ટપરથી જમીનદારના પુત્રનું અનિષ્ટ થવાની સંભાવના છે; પરંતુ તેથી મણિલાલ કાંઇ પુનઃ જીવતો થઇ શકે તેમ નથી. એથી માત્ર પ્રતિહિંસા સિવાય મોહનલાલને બીજો કશો લાભ નથી;—તેથી પ્રતિહિંસાના વિચારનો ત્યાગ કરી મોહનલાલ જમીનદારના પુત્રના લાભમાં રિપોર્ટ કરે તો તેનું રક્ષણ થાય અને મોહનલાલ પુષ્કળ દ્રવ્ય પ્રાપ્ત કરી શકે!'

મોહનલાલના લલાટપર કુટિલ રેખા ફુટી નીકળી. તેણે મનમાં ને મનમાં કહ્યું:—"ના—ના, ચોતરફથી મ્હેં નરકાગ્નિ સળગાવેલો છે." પછીથી ભ્રુકુટી ચઢાવીને તેણે પૂછ્યું:—"વારું, તમે મ્હને કેટલા રૂપિયા આપો છો?"

"આપને જોઇએ એટલા—પાંચ હજાર રૂપિયા લઇને તો આપ સંતુષ્ટ થશોને?"

મોહનલાલના હાથમાંની કલમ કંપી ઉઠી. તેણે સ્વગત કહ્યું:—"અરેરે! તમારા જેવા માણસોએજ મ્હને પિશાચ બનાવી દીધો છે!"

આમ કહીને આકાશ તરફ દૃષ્ટિ કરી મોહનલાલે લખીને તૈયાર કરેલો રિપોર્ટ ફાડી નાખ્યો તથા તેણે કહ્યું:—"ભાઇ! માફ કરજે. પિતાશ્રીને રૂપિયાની ઘણી જરૂર છે; તેથી જ નિરુપાયે મ્હારે મ્હારી પ્રતિહિંસા વૃત્તિને શાન્ત કરવી પડે છે!"

( ૭ )

મોહનલાલે થાણામાં જઇને રિપોર્ટ દાખલ કરી દીધો અને તેને જે પાંચ હજાર રૂપિયાની રકમ લાંચ તરીકે મળી હતી તે તેણે તેના

પિતાને મોકલાવી દીધી. રિપોર્ટ જોઇ સર્વે અવાક્ બની ગયા. ઇન્સ્પેક્ટરે મોહનલાલને માત્ર એટલો જ પ્રશ્ન પૂછયો કેઃ—" સહજ પણ પત્તો ન લાગ્યો કે ? કોઇ મનુષ્યના ઉપર આ ખૂન કર્યાનો સંશય સુદ્ધાં તમને ઉપજ્યો નહિ ?"

મોહનલાલે આ પ્રશ્નનો નકારમાં જ ઉત્તર આપ્યો.

ગંભીર રાત્રિ હતી. થાણામાં સર્વે ઊંઘી ગયા હતા. મોહનલાલ પોતાની ઓરડીમાં બેઠો બેઠો વિવિધ વિચારો કર્યા કરતો હતો. ટેબલપર સળગતા દીપકનું તેજ ઝાંખું થઇ ગયું હતું; પરંતુ એ તરફ તેનું લક્ષ્ય નહોતું. એવામાં પોતાના મન સાથે કાંઇ વિચાર કરી, રિવૉલ્વરની પેટી ઉઘાડી તેણે રિવૉલ્વર બ્હાર કાઢી. તપાસ કરતાં તે ભરેલી માલૂમ પડી. પાછળ ફરીને તેણે જોયું તો ઓરડીનું પ્રવેશદ્વાર બંધ હતું. પાછળ ફરતાં જ તેણે જોયું કે, પશ્ચિમ તરફની દિવાલપર મણિલાલનો એક ફોટો ટાંગી રાખેલો હતો. એકાએક એ ફોટાપર તેની નજર પડી. અત્યંત ઉન્મત્ત બની જઇ તેણે એ ફોટો લઇ તે પોતાના હૃદય સાથે એવા બળપૂર્વક દબાવ્યો કે જેથી તેનો કાચ ભાંગી જઇ નીચે પડયો. ઘણા સમય સુધી આવી સ્થિતિમાં રહ્યા પછી મોહનલાલે ધીમે ધીમે છબીને પોતાની નજર સ્હામે રાખી તથા ટેબલપર પડેલી રિવૉલ્વર ઊંચકી લઇ તેની નળીનો અગ્રભાગ પોતાના હૃદયપર સ્થાપિત કર્યો; પરંતુ પુનઃ કાંઇ યાદ આવતાં રિવૉલ્વરને નમાવી દઇ ત્વરાથી તેણે એક ન્હાનો પત્ર લખીને તૈયાર કર્યો. એ પત્ર તેણે ટેબલપર મૂકયો. પુનઃ તેણે રિવૉલ્વરને પોતાના હૃદયપર સ્થાપિત કરી. પછીથી તે બંધુના ફોટા તરફ ઉદાસ દૃષ્ટિથી જોઇ રહ્યો. ત્યારપછી રિવૉલ્વરના ભયંકર અવાજે રાત્રિની ગંભીર નિસ્તબ્ધતાનો ભંગ કર્યો, અને મોહનલાલ સંજ્ઞાશૂન્ય બની જઇ ધરણીપર ઢળી પડયો. તેના મ્હોંમાંથી થોડું લોહી નીકળ્યું અને તેના કેટલાક છાંટા તેણે લખેલા પત્રપર પડયા !

× × × ×

રિવૉલ્વરનો અવાજ થતાં જ રામદીન નામનો કૉન્સ્ટેબલ એ તરફ દોડયો. મોહનલાલની ઓરડીમાંથી એ સમયે એક પ્રકારનો વેદનાદર્શક અવાજ નીકળતો હતો. સર્વેએ બારણાં ભાંગી નાખી ઓરડીમાં પ્રવેશ કર્યો તો તેમણે મોહનલાલને લોહીથી ભીંજાઇ ગયેલો અને જમીનપર દુઃખની અપાર વેદનાથી ઉછાળા ખાતો જોયો!

એવામાં એક જણની નજર મોહનલાલે લખેલા પત્રપર પડી. એ પત્રમાં લખેલું હતું કેઃ—

" શિરછત્ર પિતાશ્રી,

આપે મ્હને લાંચીઓ બનાવવાને માટે જ પોલિસ વિભાગમાં મોકલ્યો હતો તથા આપના અપાર તિરસ્કારથી હું લાંચીઓ બન્યો હતો. છેવટે લાંચ તરીકે મ્હને જે પાંચ હજાર રૂપિયા મળ્યા હતા એ સઘળા મ્હેં આપને મોકલાવી દીધા છે. એમાંનો એક પણ પૈસો મ્હેં ખરચ્યો નથી. આપ વિચારશો કે, 'પાંચ હજાર રૂપિયા કાંઇ જ નથી—એના કરતાં પણ પોલિસ ખાતાના અધિકારીઓ વિશેષ પૈસા મેળવી શકે છે, પરંતુ પિતાજી, આજ સુધીમાં કોઇએ સહોદર ભાઇના ખૂનની તપાસ કરવા જઇને લાંચ લીધી છે કે ? મ્હેં તો એ કાર્ય પણ કર્યું છે–હું શું ખરું ? દીપોત્સવી આવેલી છે–આપને દ્રવ્યની ઘણી જરૂર છે—દ્રવ્ય મેળવીને આપ તો શાન્ત થશો; પણ હું મ્હારા અંતરમાં સળગી ઉઠેલા પ્રચંડ દુઃખાગ્નિને કેવી રીતે શાંત કરી શકું ? મ્હારા દુઃખાગ્નિને મ્હેં મ્હારા લોહીથી જ શાન્ત કર્યો છે; એજ.

લિ૰

આપનો લાંચીઓ પુત્ર મોહનલાલ."

પાઠક ! આવી રીતે પિતાના જુલ્મથી પુત્રે પોતાનું બળિદાન આપ્યું.

# નવીન સંસાર.

" હવે આવાં નાટક, નૉવેલો વાંચવાનું છોડી દે. આ સમય દરમ્યાન જો તું સંસારનું કામ કરે તો ઘણું સારું. મ્હારાં બન્ને બાળકોને વખતસર ભોજન મળતું નથી. જો તેઓ બા બા કરતા ત્હારી પાસે આવે તો તું વિરક્ત થઇશ નહિ. ":

આમ કહી નિર્મળાનો પતિ ગિરીશચંદ્ર પોતાના દિવાનખાનામાં ચાલ્યો ગયો. નિર્મળાના હાથમાંની ચોપડી હાથમાં જ રહી. આ શું અનુરાગ છે! આ શું પ્રેમ છે!! નિર્મળાએ પુસ્તકમાં વાંચ્યું હતું કે, વૃદ્ધ પતિ યુવતી પત્ની પાસે હુકમ ઉઠાવવાની રાહ જોતો ઉભો રહે છે. આજે તેનાથી વિરુદ્ધ પ્રકાર જોઇને તે મનમાં ને મનમાં ઘણું આશ્ચર્ય પામી.

દાસીએ આવીને કહ્યું:—" હજી સુધી રસોઈ થઇ નથી અને ભાઇઓને શાળામાં જવાનો વખત થવા આવ્યો છે. બ્રાહ્મણ મહારાજ શાક સુધારેલું નથી તેથી નિરાંતે બેઠા બેઠા હવા ખાય છે."

આના ઉત્તરમાં ' ઠીક છે ' એવો ઉત્તર સાંભળી દાસી ચાલી ગઇ. ધીમે ધીમે દશ વાગ્યા. બન્ને બાળકો વખત થઇ જવાથી કાંઇ પણ ખાધા પીધા સિવાય તે દિવસે નિશાળે ગયા! આમ થવાથી ગિરીશચંદ્રનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું.

માનપાનમાં મ્હોટી થયેલી નિર્મળાએ પોતાને હાથે રસોઇ બનાવી આ પાપનું પ્રાયશ્ચિત્ત કર્યું: પરંતુ ગિરીશચંદ્રે થોડો ઘણો પણ આહાર કર્યો નહિ તેથી નિર્મળાને પતિના પ્રસાદની પ્રાપ્તિ થઇ નહિ.



નિર્મળાના હાથમાંની ચોપડી હાથમાં જ રહી.

પૃષ્ઠ ૧૭૦

દાસી તેમજ રસોઇઆને તે દિવસે માત્ર ચાર આનાના પૈસા આ-હાર માટે લઇને ચાલ્યાં જવું પડ્યું.

એક પ્રકારનો અભાવ આ સંસારમાં આવી પડ્યો છે કે જે અ-દ્યાપિ દૂર થતો નથી. ધનબળ અને લોકબળથી એ અભાવ દૂર થતો નથી તેમજદ્વિતીયપક્ષની શિક્ષિતા સ્ત્રી પણ એ અભાવ દૂર કરી શકતી નથી. ગિરીશચંદ્રના હૃદયમાંથી જે સદાસર્વદાને માટે વિદાય લઇ ચાલ્યું ગયું છે તેને માટે પુષ્કળ અશ્રુજળ ઝરી પડ્યું છે, અનેક દીર્ઘ નિશ્વાસ મૂકવામાં આવ્યા છે, અનેક પ્રકારના અસહ્ય દુઃખની વાત પરમાત્મા પાસે પહોંચી છે તો પણ પરમકૃપાળુ પરમાત્મા એક પણ વખત આવીને જોતા નથી–ગિ-રીશચંદ્રનો અભાવ દૂર કરતા નથી. ત્યારે શું એનો અભાવ આ જગતમાં દૂર થશે નહિ.

ગિરીશચંદ્રની વૃદ્ધા માતા તેની પહેલી વહૂ કમળાના મૃત્યુ પછી જોઇ શકી કે, હવે સંસાર ચાલતો નથી. બન્ને બાળકોને વખતસર ભોજન મળતું નથી, તેમની બન્ને આંખોમાંથી આંસુઓ સુકાતાં નથી, વૃદ્ધ માતાનો એકનો એક પુત્ર ગિરીશચંદ્ર પત્નીના વિરહનું દુઃખ દૂર કરી શકતો નથી. આ સર્વ પ્રકાર પોતાની જાણમાં આવતાં જ માતાએ ઘણો વિચાર કરી પુત્રને કહ્યુઃ–" ભાઇ ! ફરીથી લગ્ન કર."

ગિરીશચંદ્રે માતાની આજ્ઞાને મસ્તક ઉપર ઉઠાવી લીધી. વિના વિલંબે નવવધૂ નિર્મળાએ ગિરીશચંદ્રના ઘરમાં પ્રવેશ કર્યો. શર્માળ વહૂ-એ પ્રથમ તો શર્મમાં ને શર્મમાં પોતાના મનોભાવને ગુપ્ત જ રાખ્યો; પરંતુ સાસુજીના મૃત્યુ પછી તેણે પોતાની પ્રકૃતિમાં ઘણો ફેરફાર કરી નાંખ્યો–તેની શર્માળ પ્રતિમાનું પરિવર્તન થતાં જ તેણે ભોગવિ-લાસની લાલસાઓ પરિતૃપ્ત કરવાની શુરુઆત કરી મસ્તકમાં સુગંધિત તેલ નાખવા માંડ્યું, શરીર ઉપર કિમતી રત્નાલંકારો પહેરવા માંડ્યા.

સંસારની તેણે સહજ પણ પરવાહ કરી નહિ. આ બેપરવાહીનું પારણામ એ આવ્યું કે, બાળકોને વખતસર ભોજન નહિ મળતું હોવાથી કોઇ કોઇ દિવસે નિશાળમાં ભૂખ્યા જવું પડતું હતું, એક દિવસ કામ કરનારી બાઈ નાશી જતી હતી, તો બીજે દિવસે રસોઇઓ રાજીનામું આપતો હતો. આજે પણ એમજ બન્યું. રસોઇઓ ચાર આનાના પૈસા લઇ ગયો તે ફરીથી મ્હોં દેખાડવાને આવ્યો જ નહિ. આવા દુ:ખમાં બીજા પણ કેટલાક દિવસો ચાલ્યા ગયા. આ દિવસોમાં નિર્મળાસુંદરીએ ગૃહસંસારનાં કાર્યો તરફ લક્ષ્ય નહિ આપતાં માત્ર નાટકો તથા નવલકથાઓ વાંચવાનો જ વ્યવસાય ચાલૂ રાખ્યો. પરિણામે બીજો કોઇ પણ ઉપાય નહિ હોવાથી માત્ર બે બાળકોને લીધે તથા તેમના શિક્ષણમાં હરકત ન આવે તેટલા માટે ગિરીશચંદ્ર પોતે ગૃહસંસારનાં કાર્યો કરવા લાગ્યો.

એકાએક થોડા સમયની અંદર નિર્મળાસુંદરીને હિસ્ટિરીઆ થઈ આવ્યો. ડૉકટરની ફી તેમજ દવાઓ વગેરેના ખર્ચમાં ગિરીશચંદ્રની ઘણી ખરી સિલ્લક ખલાસ થઇ ગઇ.

ગિરીશચંદ્રે નોકરી કરીને જે લક્ષ્મી પ્રાપ્ત કરી હતી તે તેણે એક મકાન, પહેલી પત્નીને માટે આભુષણ અલંકારો વગેરેમાં ખરચી નાંખી હતી. ત્યાર પછી પેન્શનના રૂપિઆમાંથી જ સંસારનો નિર્વાહ થતો હતો. આ સંસાર પૂર્વે ઘણી સારી રીતે ચાલતો હતો અને વળી તેમ છતાં પણ હાલના કરતાં તે સમયે ખરચ પણ થોડું થતું હતું. આથી કરીને ગિરીશચંદ્રની પહેલી પત્નીએ બન્ને બાળકોના નામ ઉપર થોડી ઘણી રકમ પોસ્ટમાં જમા રાખી હતી; પરંતુ નિર્મળાસુંદરીના વ્યવહારના ગુણોથી ગિરીશચંદ્રના ગૃહસંસારમાં ઘણો ફેરફાર થઇ ગયો. આ ફેરફાર જોઇને ગિરીશચંદ્ર વારંવાર પોતાના કપાળ ઉપર હાથ મૂકતો હતો. તેણે અંતઃકરણપૂર્વક

માતાની આજ્ઞાને મસ્તક ઉપર ચઢાવી હતી; પરંતુ એ મમતામયી માતા તો તેનો તથા તેના સંસારનો ત્યાગ કરી સદાને માટે વિદાય થઇ ગઇ છે. તે હવે પુત્રનો સંસાર જોવાને આવતી નથી. એ પરલોકવાસિની માતાનો પુત્ર ગિરીશચંદ્ર ચક્ષુના જળથી છાતીને ભીંજવી નાંખે છે, તેના હૃદયનો ભેદ કરી અનેક ગાઢ નિશ્વાસો બ્હાર નીકળી પડે છે ! ગિરીશચંદ્રની આજે કેવી દશા થઇ છે તે જોનાર આજે કોઇ રહ્યું નથી !

એક પ્રકારના દુષ્કર્મનું ફળ કયાં સુધીનો વિસ્તાર પ્રાપ્ત કરે છે તેનું ઉદાહરણ ગિરીશચંદ્રનો બીજી વખતનો વિવાહ છે. તથાપિ તે માતાની આજ્ઞાને ઉથાપતો નથી એમ વિચારી આ દારિદ્ર દુઃખને તેણે શાંતિથી આલિંગન કર્યું. સેવિંગ બેંકમાંના રૂપિયા ખરચાઇ ગયા, પેન્શનના રૂપિયામાંથી ખરચ ચલાવવાનું કામ કઠિન થઇ પડ્યું તેથી નિર્મળાસુંદરીના અલંકારો સિવાય બીજો આધાર રહ્યો નહિ. આ અલંકારો ઉપર રૂપિયા લેવાના છે એવી વાત જ્યારે નિર્મળાસુંદરીના જાણવામાં આવી ત્યારે વિકાળ સિંહણની માફક તે ક્રુરકી ઉઠી !

આજે ગિરીશચંદ્રનો મોટો પુત્ર નરેંદ્ર રોગશય્યામાં સૂતો છે—ડૉકટરને ચિકિત્સા કરવાનો ચાર્જ મળતો નથી. અલંકારો ઉપર નાણાં લીધા સિવાય બીજો કોઇ પણ ઉપાય નથી એમ વિચારી ગિરીશચંદ્ર પત્ની પાસે ઉપસ્થિત થયો. તેને પત્નીએ ઉત્તર આપ્યો કેઃ—"પુત્રનો રોગ દૂર કરવાને માટે જ્યારે તમે મ્હારા અલંકારો ઉપર પૈસા લઇ આવવાની ઇચ્છા રાખો છો ત્યારે પછી મ્હારી દવા કરવાને માટે શી વ્યવસ્થા કરશો ?" ગિરીશચંદ્રે કાંઇ ઉત્તર આપ્યો નહિ. તેની પાસે એક સોનાનો ચાંદ હતો, તે એક વ્યાપારીને ત્યાં મુકી જરૂર જેટલી રકમ લાવી તે દિવસે ડૉકટરની ફી આપવામાં

આવી; પરંતુ આ પ્રમાણે કેટલા દિવસ સુધી ચાલી શકે ? બીજે દિવસે આ સઘળી હકીકત ડૉકટરની જાણમાં આવતાં જ તેણે ફીના લીધેલા રૂપિયા ગિરીશચંદ્રને પાછા આપી દીધા અને ડૉકટરે તેને સોનાનો ચાંદ પાછો લઇ આવવાની સૂચના કરી. જતી વખતે ડૉકટરે કહ્યું કે:-" ભાઇ ! આ તો તમારી બહાદુરીનું ઇનામ છે. તમારા દયાળુ અંતઃકરણનું ચિહ્ન છે. ડૂબી ગયેલા મનુષ્યને તમે મૃત્યુના મુખમાં જતું બચાવ્યું છે તેથી આ ચિહ્નનો નાશ કરી નાંખવાની મ્હારી ઇચ્છા નથી. આપના પુત્રનું રક્ષણ કરવાનો ભાર હું મ્હારા માથા ઉપર લઉંછું."

ગિરીશચંદ્રે વિચાર્યું કે, ભયંકર દુઃખદાવાનળમાં ઇશ્વર દુઃખીનો પરિત્યાગ કરતો નથી.

ડૉકટરની કૃપાથી નરેન્દ્રને આરામ થઇ ગયો ! ડૉકટરની દયાને તથા સહૃદયતાને ગિરીશચંદ્ર ભૂલી ગયો નહિ.

નિર્મળાસુંદરીના હિસ્ટીરીઆના રોગે પલાયન કરી ગયેલો વાઘ જે પ્રમાણે એકાએક આવીને દેખા દે, તે પ્રમાણે દેખા દીધી. આથી કરીને બે ચાર દિવસ સુધી નરેન્દ્ર નિશાળે જઇ શકયો નહિ. તે રાત્રિ દિવસ આહાર નિદ્રાનો ત્યાગ કરી વિમાતાની સેવા ચાકરી કરવા લાગ્યો. ગિરીશચંદ્રે ડૉકટરની સાથે ઘરમાં પ્રવેશ કરીને જોયું કે, નિર્મળા બેભાન અવસ્થામાં સૂઇ રહી છે. દાસી માથા ઉપર પંખો હલાવે છે. નરેન્દ્ર વિમાતાના ચરણો ઉપર મસ્તક મૂકી રુદન કરે છે. તે તેના પિતાને ઘરમાં આવતા જોઇ બોલી ઉઠયો:-" બાપાજી-બાપાજી ! મ્હારી બા હવે બચી શકે એમ લાગતું નથી."

ડૉકટરે સમયને યોગ્ય થઇ પડે એવું ઔષધ આપીને નિર્મળાને સાવધ કરી. તેણે નેત્રો વિકાસી જોયું તો ડૉકટર તેના ઉશિકા પાસે

ઉભો હતો. સ્વામી ચિંતાતુર ચિત્તે તેના તરફ જોઇ રહ્યો હતો. નરેન્દ્રનાં નેત્રોમાંથી અવિરલ અશ્રુધારાની વૃષ્ટિ થતી હતી. તેણે તેના પુસ્તકમાં આવા પ્રકારના ઉજ્વળ પ્રેમને કદાપિ જોયો નહોતો. તેને આ ઉજ્વળ પ્રેમની આગળ પુસ્તકનો પ્રેમ ઘણો તુચ્છ જણાયો. જેઓ જ્ઞાનના પોષક છે તેમને માટે ભક્તિ જ સર્વોત્તમ છે.

ડૉક્ટરની સાથે સાથે નરેન્દ્ર નીચે ચાલ્યો ગયો. ગિરીશચંદ્ર પત્નીની પરિચર્યાને માટે પત્ની પાસે જ રહ્યો.

ગિરીશચંદ્રે કાતરસ્વરે પ્રશ્ન કર્યો:—" નિર્મળા ! હવે કેમ છે ?"

નિર્મળાએ કાંઇ વિચાર કર્યો. વિચાર કરી જોતાં તે સમજી શકી કે, તેના પતિ મનુષ્ય નહિ પરંતુ પરમાત્મા છે. નરેન્દ્ર એ દેવતાનો ઔરસજાત છે. આ સ્થળે જ્ઞાનની ઉપયોગિતા સાક્ષીરૂપ થઇ પડી. નિર્મળાએ ઉઠવાનો યત્ન કર્યો, પરંતુ તેનાથી ઉઠી શકાયું નહિ. તેણે માત્ર પ્રશ્ન કર્યો:—" નરેન્દ્ર ક્યાં છે ?"

" નરેન્દ્ર ડૉક્ટર સાહેબને ગાડી સૂધી પહોંચાડવા ગયો છે. તેને બોલાવું કે ? "

નિર્મળાએ નેત્રોમાંનું અશ્રુજળ સાફ કરી કહ્યું:—"તેશા માટે રડે છે એ તમે જાણો છો ?"

ગિરીશચંદ્રે કાંઇ ઉત્તર આપ્યો નહિ—નિર્મળાએ થોડા સમય સૂધી શાન્ત રહીને ફરીથી કહ્યું:—" તેને એમ લાગ્યું છે કે જો કદાચ હું આ અસાર સંસારનો ત્યાગ કરી ચાલી જઇશ તો તેની ગર્ભધારિણી માતા કમળાનું દષ્ટાંત દૂર થશે. તે તેની માતાએ આપેલા સદ્દગુણોને એક ક્ષણને માટે પણ દૂર કરતો નથી. પ્રભુ મ્હને આરામ અર્પે તો હું ફરીથી મ્હારા નવીન સંસારને સુધારી શકું—માતાની ફરજ બજાવી શકું—માતૃસ્નેહનો પુત્રોને ખ્યાલ કરાવી શકું તથા આપની સદ્-

ગુણી સહધર્મિણી થઇને રહું; પરંતુ જો દુર્ભાગ્યે મૃત્યુ પામી તો પછી મ્હારી મહત્વાકાંક્ષા મ્હારા મનમાં ને મનમાં જ રહી જશે."

ગિરીશચંદ્ર સમજી ગયો કે નિર્મળાના હૃદયમાં શુદ્ધ સ્નેહે પ્રવેશ કર્યો છે–તેના અજ્ઞાનાંધકારપૂર્ણ હૃદયમાં પ્રેમની જ્યોતિનો પ્રકાશ થયો છે.

ઇશ્વરની કૃપાથી નિર્મળાને થોડી મુદતમાં આરામ થઇ ગયો અને ગિરીશચંદ્રનો નવીન સંસાર આનંદથી ચાલવા લાગ્યો.

---

# પત્નીવ્રત.

## ( ૧ )

ભુવનમોહનની પત્ની કિશોરી આજે કેટલાક દિવસથી બીમાર છે. લગભગ આ ચાર દિવસથી તો તેણે પોતાના મુખમાં બિલકુલ અન્ન લીધું નથી. તેની બીમારી કેમ એકદમ વધી પડી એ કોઇના પણ સમજવામાં આવ્યું નહિ. કિશોરી પોતાનાં સાસૂ સસરાની ઘણી લાડકી હતી. ભુવનમોહનનું તો તે જીવિત સર્વસ્વ હતું. તે તેને પોતાના પ્રાણથી પણ વિશેષ વ્હાલો હતો. કિશોરી રોગાક્રાંત થવાથી ઘરનાં સર્વ માણસો ચિંતાતુર છે. સર્વનાં મુખમંડળ ઉપર વિષાદગાંભીર્યની છાયા છવાઇ રહી છે. ભુવનને તો બીચારાને રાત્રિ દિવસ લેશ માત્ર પણ ચેન પડતું નથી. તે સદા સર્વદા પોતાની પ્રાણાધિકારિણી પત્નીની શય્યાની પાસે બેસી તેની સેવા—શુશ્રુષા કર્યા કરે છે, વારંવાર ડૉક્ટરને બોલાવી લાવે છે, પોતાના હાથે જ દવા પીવડાવે છે, ડૉક્ટરના કથનાનુસાર કિશોરીની પરિચર્યા કર્યા કરે છે.

ભુવનમોહનની ઉંમર લગભગ વીસેક વર્ષની છે. તે પ્રયાગની મ્યુર સેન્ટ્રલ કૉલેજમાં અભ્યાસ કરે છે. આ વખતે જેવી તેની પરીક્ષા સમાપ્ત થઇ કે તરત જ તેણે પત્નીની અસ્વસ્થતાના સમાચાર સાંભળ્યા. સમાચાર સાંભળતાં તેનું હૃદય વ્યાકુળ બની ગયું. તેના મુખ ઉપરની કાન્તિ ક્ષણ માત્રમાં વિલીન થઇ ગઇ. તેનાં વિશાળ નેત્રદ્વય અશ્રુપૂર્ણ થઇ ગયાં. તે સત્વર ઘેર ઉપડી જવાને તૈયાર

થયો. ઘેર જવાનો રસ્તો પ્રયાગથી વિશેષ દૂર નહોતો. પ્રયાગથી બપોરે નીકળી તે સંધ્યા સમયે ઘેર આવી પહોંચ્યો. આવીને જોયું કે તેના જીવનની સહચરી, તેના સુખદુ:ખની સંગિની, તેના જીવનની પ્રાણાધિકા પ્રિયતમા મૃત્યુશય્યા ઉપર શાયિત થઇ છે ! પત્ની–દુ:ખપીડિત પત્નીની અવસ્થા જોઇ ભુવનના હૃદયમાં સખ્ત આઘાત થયો. તેના સકળ આનંદની તેમ જ ઉત્સાહની ઇતિશ્રી થઇ ગઈ.

પરંતુ વિપત્તિ આવ્યેથી અધીર બની જવું એ મનુષ્યને યોગ્ય નથી. ભુવને નક્કી કર્યું કે આ સમયે ગભરાઇ જવું ઉચિત નથી. ધૈર્યપૂર્વક કિશોરીની શુશ્રૂષા કરવી એ જ મ્હારો મહદ્ ધર્મ છે; આમ વિચારી સઘળી દુશ્ચિંતાઓને પરહરી તે પોતાની પત્નીની સેવા કરવા લાગ્યો. તેણે વિચાર કર્યો કે, " જે પ્રાણેશ્વરી મ્હારા સુખાર્થે પોતાનું જીવન સુદ્ધાં અર્પણ કરવા તૈયાર રહે છે તેના ઉપર આવી ભયંકર વિપત્તિ આવી પડેલી જોઇ બેશી રહેવું એ બરોબર નથી. મ્હારાથી બને તેટલી મ્હારે તેની સેવા કરવી જ જોઇએ. જેવી રીતે પત્નીનો ધર્મ છે કે પતિને સુખી રાખવા હંમેશાં પ્રયત્ન કરવો તેવી રીતે સ્ત્રીને સુખી રાખવાનું શું પુરુષનું કર્ત્તવ્ય નથી ? કેમ નહિ ? મ્હારી ખાત્રી છે કે જે પુરુષો સ્ત્રીઓને ક્ષુદ્ર દાસીની માફક સમજે છે તેઓ ઘણા જ નીચ હૃદયના, સ્વાર્થી, તેમ જ કુટિલ છે. આપણે જો તેને ક્ષુદ્ર દૃષ્ટિથી જોઇએ તો તે આપણા ઉપર નિસ્વાર્થ પ્રેમ કેવી રીતે રાખી શકે ? "

પોતાના આવા વિચારોથી ભુવન અનેક દાસ દાસી તથા પોતાનાં સગાં સંબંધી હોવા છતાં જાતે જ રોગિણીની સેવા કરતો. કેટલાક દુષ્ટ લોકો તેને 'બૈરીનો ગુલામ' કે એવું જ કાંઇ અસભ્ય ઉપનામ આપતા; કહેતા પરંતુ ભુવન પોતાના કર્ત્તવ્યથી ડગ્યો નહિ. જે મનુષ્યો

પોતાના કર્ત્તવ્યપાલનમાં તૈયાર હોય છે તેઓ નિન્દાવાદ અથવા પ્રશંસાવાદની પરવા કરતા નથી.

( ૨ )

સમયની ગતિ ન્યારી છે, न जाने जानकीनाथः प्रातःकाले किं भविष्यति એ વચન યથાર્થ છે. કાલચક્ર સદા ફર્યા જ કરે છે. તે ચક્રના ફેરાવામાં મનુષ્ય ઉપર શી શી ઘટનાઓ ઘટશે તેની મનુષ્યને ખબર હોતી નથી- અને હોય તો પણ તે શું કરી શકે?

આજકાલ કરતાં લગભગ પંદર દિવસથી ભુવન પત્નીની સેવા એકાગ્ર ભાવે કરે છે. અત્યાર સુધીમાં કિશોરીને લેશ માત્ર પણ આરામ થયો નથી. બધી ઓષધિઓ વ્યર્થ ગઇ, કાંઇ પણ અસર થઇ નહિ. રોગ દિવસે દિવસે વધતો જ ચાલ્યો.

ભુવનમોહન પોતાના અભ્યાસ કરવાના ઓરડામાં એકલો બેઠો છે. માથું નીચું નમાવી લમણે હાથ દઇ તે કાંઇ ગંભીર ચિંતાથી વ્યગ્ર બની ગયો છે. પ્રાણાધિકા પત્નીની અસ્વસ્થતા જ ભુવનની ચિંતાનું કારણ છે. ભુવનનાં નેત્રોમાં પલક નથી; તે એકાગ્રદૃષ્ટિથી પૃથ્વી તરફ જોઇ રહ્યો છે. શા કારણને લઇ કિશોરીની-પોતાની સાધ્વી સ્રીની આવી દયાજનક દશા થઇ છે એ તે સમજી શકયો નહિ. કયારે કરેલાં કર્મ કયારે ભોગવવાં પડે છે તે કોણ જાણી શકે છે ?

ભુવનમોહન ઉપર્યુકત વિચારોના તરંગો સાથે અફળાતો હતો એવામાં એક બાર વર્ષની બાળિકાએ તે જ ઓરડામાં સજળ નયને પ્રવેશ કર્યો. તે બાળિકા અન્ય કોઇ નહિ પરંતુ ભુવનમોહનની ન્હાની બ્હેન ઇન્દુમતી હતી. ઇન્દુમતીને રુદન કરતી જોઇ ભુવન-મોહન કેટલોક સમય તેના તરફ સ્થિર દૃષ્ટિથી આશ્ચર્યજનક મુદ્રાએ જોઇ રહ્યો. જાણે કે તેની વાકૂશકિતનું કોઇએ હરણ કર્યું હોય તે

પ્રમાણે થોડા સમય સુધી એ કાંઇ પણ બોલી શકયો નહિ. છેવટે જ્યારે તેનો અવાજ ખુલ્યો ત્યારે તેણે પોતાની ભગિનીને પૂછ્યું:—
"શું થયું બ્હેન ! ઇન્દુ ! શું થયું? તું આમ વિલાપ કેમ કરે છે ?"

ઇન્દુથી બોલી શકાયું નહિ; તે 'ભાઇ! ભાઇ!' કહેતી અટકી પડી. તેના મુખમાંથી પૂર્ણ હકીકત બ્હાર નીકળી નહિ. આવો પ્રકાર જોઇ ભુવનમોહનનાં નેત્રો પણ અશ્રુથી ઉભરાઇ આવ્યાં. ઘરમાંથી એકાએક માતાના તેમજ અન્ય સંબંધી સ્ત્રીઓના રુદનધ્વનિથી તે સમજી ગયો કે તેનું કિસ્મત ફૂટયું ! તે જલ્દીથી દોડતો ઘરમાં ગયો. ત્યાં જઇ તેણે જોયું તો કિશોરીની શય્યાને ઘેરી અનેક સ્ત્રીઓ આક્રંદ કરે છે! પાસે ઉભેલા ડૉકટર રઘુનાથ વારંવાર તેમને શાન્ત કરવાનો વ્યર્થ પ્રયત્ન કરે છે. ત્યાં જતાં જ ભુવનમોહને ડૉકટરને પૂછ્યું:—"ડૉકટર સાહેબ ! કાંઇ આશા છે કે નહિ ?"

ડૉકટરે નિરાશાથી કહ્યું:—"હવે તો જીવવાની આશા રાખવી વ્યર્થ છે; પરંતુ જ્યાં સુધી જીવ છે ત્યાં સુધી આશા રહી શકે. ઇશ્વરની ઇચ્છા હોય તો હજી પણ આરામ થાય. હજી મૃત્યુ થયું નથી."

આ વખતે જ એકાએક કિશોરીએ પોતાનાં નેત્રો ખોલ્યાં. આ વખતે તેના નયનદ્વયનું તેજ કાંઇ વિલક્ષણ તેજપૂર્ણ માલૂમ પડ્યું. પંપેલાં જે નયનોનું દર્શન કરતાં હૃદયમાં શ્રદ્ધા, ભક્તિ અને પ્રીતિની ત્રિવેણી વહેતી હતી તે જ આંખોને આજે જોવાથી હૃદય કંપે છે!! ધન્ય છે સમયની વિચિત્રતાને ! કાળની ક્ષમતા વિલક્ષણ છે!

ભુવનમોહને કિશોરીનાં નેત્રો ખુલ્લાં જોઈ, તેની પાસે જઇ શોકવ્યાકુળ કંઠથી કહ્યું:—"પ્રિયતમે ! શું તું મ્હારી મોહમાયાનો ત્યાગ કરી, મ્હને આ સંસારસમુદ્રમાં એકલો જ વહેતો મૂકી ચાલી

જઇશ ? કિશોરી ! મ્હેં ત્હારો શો અપરાધ કર્યો છે ?"

દીવો બુઝાતાં પહેલાં એક વખત જોરથી ભપકી ઉઠે છે. કિશોરીનો નિર્વાણોન્મુખ જીવનદીપ પણ તદનુસાર નિર્વાણ થતાં પહેલાં ભપકી ઉઠયો; એટલું જ નહિ પણ તેનામાં એકાએક વિલક્ષણ શક્તિ આવી. તેણે કરૂણાજનક સ્વરે કહ્યું:-" જો આ સર્વ મંડળ આપણને એકાંત આપે તો મ્હારે તમને કાંઇ કહેવું છે."

કિશોરીની આ છેવટની પ્રાર્થનાનો સર્વેએ સ્વીકાર કર્યો. હવે તે ઓરડામાં ફક્ત એ બન્ને-પતિ પત્ની રહ્યાં. કિશોરી કોણ જાણે કયા બળથી એકાએક બેઠી થઇ તથા ધીમે સ્વરે કહેવા લાગી:-"વ્હાલા ! હવે તો હું બચી શકું તેમ નથી. યમદૂતોને હું મ્હારી પ્રત્યક્ષ જ જોઉં છું; કિન્તુ પ્રિયતમ ! શું તમે આ મરણને શરણ થતી પ્રિયતમા ઉપર દયા કરી તેની એક છેલ્લી પ્રાર્થનાનો સ્વીકાર નહિ કરો ?"

ભુવનમોહને કરૂણાર્દ્ર સ્વરે કહ્યું:—" પ્રાણેશ્વરિ ! મ્હેં ત્હારી વાત ક્યારે અમાન્ય કરી છે કે અત્યારે તું મ્હને આવો પ્રશ્ન કરે છે ? જો તું મ્હને બળતા અગ્નિમાં પ્રવેશ કરવાનું કહે તો તેમ કરવાને પણ હું તૈયાર છું."

કિશોરીથી વધુ વખત બેસી શકાયું નહિ. તેણે પુનઃ શયન કર્યું. તેનાથી શ્રમને લીધે થોડા સમય સૂધી કાંઇ બોલી શકાયું નહિ. તેણે પુનઃ પોતાનાં નેત્રો મીંચ્યાં. ભુવન શોકાતુર હૃદયે પત્ની તરફ એકાગ્રદષ્ટિથી જોઇ રહ્યો.

કેટલાક સમય પછી કિશોરીએ પુનઃ પોતાનાં નેત્રો ખોલી બળનું આકર્ષણ કરી કહ્યું:—"પ્રાણેશ ! મ્હારી એક પ્રાર્થના છે. મ્હારી દરેક ઇચ્છા તમે પરિપૂર્ણ કરી છે તો આ દીન દાસીની મરતી

વખતની ઇચ્છા પણ દયા કરી તમે પૂર્ણ કરશો એવી આશા છે."

પોતાના હૃદયના ઉછળતા વેગને રોકી ભુવનમોહને કહ્યું:— "ત્હારી ઇચ્છા હું અવશ્ય પૂર્ણ કરીશ."

પતિનો આવો ઉત્તર સાંભળી ઘણા જ પ્રેમથી પતિનો એક હાથ પોતાના હાથમાં લઇ કિશોરી કહેવા લાગી:—"સ્વામિન્! વિધિના પ્રચંડ પ્રતાપ આગળ કોઇનું કાંઇ પણ ચાલતું નથી. આજે મ્હારી આ સંસારમાંથી છેવટની વિદાય થવાની છે. ઇશ્વરની પ્રત્યે પણ મ્હારી અંતિમ એટલી જ પ્રાર્થના છે કે જો તે મ્હને પુનઃ નારીદેહ આપે તો તમારી જ દાસી બનાવે. નાથ! તમે મ્હારા સુખને માટે ઘણું કર્યું છે. આપની દયા તેમ જ ઉદારતાનો બદલો હું દીનથી વાળી શકાયો નથી, તે માટે ક્ષમા આપશો. ઇશ્વરે આ જન્મમાં મ્હને સંતાનનું સુખ ન આપ્યું. જો તે સુખ મ્હને મળ્યું હોત તો તમને આ દાસીના વિયોગથી વિશેષ દુઃખ થાત નહિ, માટે તમારા દુઃખના નિવારણાર્થે તમે ફરીથી લગ્ન કરજો. એ જ મ્હારી આપને પ્રાર્થના છે. હું જ્યાં હોઇશ ત્યાંથી તમને સુખી જોઇ સુખી થઇશ અને તમને દુઃખી જોઇ દુઃખી થઇશ. તમે સુખી હશો તો મ્હને શાંતિ મળશે અન્યથા કષ્ટ સહન કરવું પડશે."

પત્નીની પ્રાર્થના સાંભળતાંની સાથે જ ભુવનમોહનની મુખપ્રભા મલિન થઇ ગઇ. તેની આંખોએ અંધારાં આવવા લાગ્યાં. તેણે રૂદ્ધ કંઠે કહ્યું:—"પ્રાણેશ્વરિ! હું તને ઘણી વખત કહી ચુકયો છું કે હું એવા પુરુષોમાંનો નથી કે જેઓ સ્ત્રીને કેવળ ભોગ-વિલાસની સામગ્રી જ સમજે છે; અથવા તેને ઇશ્વરે આપેલી એ બદામની દાસી સમજે છે. મ્હને કહેતાં દિલગીરી થાય છે કે ત્હારી આવી પ્રાર્થના મ્હારાથી માન્ય કરી શકાશે નહિ."



" ત્હારી ઇચ્છા હું અવશ્ય પૂર્ણ કરીશ."

પૃષ્ઠ ૧૮૨

કિશોરી શાંત રીતે અર્ધ મીંચેલાં તેમજ અર્ધ ખુલ્લાં નેત્રોથી પતિના મુખ તરફ જોતી પતિની વાત સાંભળી રહી છે. ભુવનમોહન કહેવા લાગ્યોઃ–" હૃદય એક છે. તે એક વખત કરતાં વધારે વખત કોઈને અર્પણ કરી શકાતું નથી. પ્રાણેશ્વરિ! જે હૃદયાસન ઉપર મ્હેં ત્હારી સ્વર્ગોજ્જ્વલ મૂર્ત્તિ સ્થાપિત કરી રાખી છે તે આસન ઉપરથી ત્હારી પ્રતિમાને પદભ્રષ્ટ કરી બીજી પ્રતિમાને ક્યાંથી સ્થાન આપી શકું ? શું તું ત્હારા ભુવનને એવો પ્રેમદ્રોહી સમજે છે ? "

કિશોરી હજી સુધી શાંત હતી. ભાવના આવેગથી ભુવન કહેવા લાગ્યોઃ–" જીવનભાગિની ! વિધિની જ્યારે એવી જ ઇચ્છા છે કે હું ત્હારાથી વંચિત રહું ત્યારે કોનું સામર્થ્ય છે કે તેનાથી ઉલટું કરી શકે ? પરંતુ પ્રેમમયિ ! તું ખાત્રીપૂર્વક યાદ રાખજે કે ત્હારી પ્રેમદાયિની પ્રતિમા મ્હારા હૃદયમંદિરમાંથી કદાપિ દૂર થનાર નથી. તેને દૂર કરવાનું ભુવનના કોમળ હૃદયથી કદાપિ થઇ શકશે નહિ. "

કિશોરી હવે શાંત રહી શકી નહિ. તેનાં નેત્રોમાં આનંદાશ્રુ તેમ જ શોકાશ્રુ ઉભરાઇ આવ્યાં. તે પ્રેમપૂર્ણ સ્વરે કહેવા લાગીઃ– " વ્હાલા ! આજનો દિવસ મ્હારે માટે મહા આનંદનો છે. તમે સ્વર્ગીય આનંદની સરિતા તમારા હૃદયપ્રદેશમાંથી વહેવા દીધી છે. મ્હને મૃત્યુ હવે સહસ્ત્રધા સુખકર લાગે છે, પરંતુ આ અભાગિનીના પ્રભુ ! તમે પુનઃ લગ્ન કરી સંસારી થઇ જજો, અને સંતાનોત્પત્તિ કરી પિતૃઓના ઋણથી મુક્ત થજો એ જ પ્રાર્થના હું મરતાં મરતાં પણ કરતી જાઉં છું. "

ભુવને કહ્યુંઃ–" પ્રેમપ્રતિમા ! હવે બહુ થયું. જો વસ્તુતઃ ત્હારું લક્ષ્ય મ્હારું સુખ જ હોય તો તું પુનઃ આ કઠોર વાતને તારી જિહ્વા ઉપર ન લાવીશ. "

આ સમયે કિશોરીની માતા ઓરડામાં આવી પહોંચી. અધિક શ્રમ લીધાને કારણે હવે કિશોરીની સંજ્ઞા વારંવાર દૂર થઇ જતી હતી. અલ્પ સમયમાં જ કિશોરીની દશા ઘણી જ શોચનીય થઇ ગઇ. તે ઉર્ધ્વશ્વાસ લેવા લાગી. રઘુનાથપ્રસાદને બોલાવવામાં આવ્યા, કિન્તુ તેમના આવતાં પહેલાં જ કિશોરીએ આ નશ્વર સંસારનો ત્યાગ કરી પરલોક પ્રતિ પ્રયાણ કર્યું. તેનું પ્રાણપંખી તનપિંજરનો ત્યાગ કરી ચાલ્યું ગયું. આ વખતે પણ કિશોરીનું મસ્તિષ્ક ભુવનમોહનના ખોળામાં હતું.

( ૩ )

કિશોરીના મૃત્યુ પછી ભુવનના જીવનનો આનંદ સદાને માટે વિદાય થઇ ગયો. પત્નીનો મૃત્યુ સમયનો વાર્તાલાપ તેમ જ પોતાના ખોળામાં જ થયેલું પત્નીનું હૃદયવિદારક પ્રાણવિસર્જન તે કદાપી ભૂલી શક્યો નહિ. પત્નીની સ્મૃતિ એક ક્ષણને માટે પણ તેના હૃદયથી દૂર થઇ નહિ; તે છેક જ દીવાનો બની ગયો. વારંવાર પત્નીની પ્રેમપ્રતિમાનું હૃદયમાં ધ્યાન ધરી તેના ઉપર પોતાનાં ઉષ્ણ આંસુ તે વરસાવવા લાગ્યો. ભુવને પોતાની પત્નીવ્રતની પ્રતિજ્ઞા પાળી અને જન્મભર તેણે બીજો વિવાહ ન જ કર્યો. ધન્ય છે એ પ્રેમી પુરુષના પત્નીપ્રેમને!

---

# પ્રવાસિની.

જુન માસ હતો. બાળ સૂર્યનાં સુવર્ણ કિરણોથી લંડન નગર પ્રકાશી રહ્યું હતું. રસ્તે રસ્તે ફુલવાળી બાળિકાઓ વિવિધ પ્રકારનાં પુષ્પો વેચતી હતી. એક ફોરવ્હીલરપર ચઢી સરસામાન સાથે બે ગુજરાતી યુવકો ટેમ્સ નદીના એક બંદર ઉપર ઉપસ્થિત થયા. આજે બાર વાગ્યે એ બંદરેથી એડિનબરો તરફ એક સ્ટીમર જવાની હતી. બન્ને યુવકો ઉનાળાની રજાઓ હોવાથી પ્રવાસે જતા હતા.

એ બે યુવકોમાંથી એકનું નામ હેમચંદ્ર પંડ્યા હતું. તે મુંબાઇ વિશ્વવિદ્યાલયનો એક પ્રતિભાશાળી વિદ્યાર્થી હતો. વિલાયત આવી કેંબ્રિજ વિશ્વવિદ્યાલયમાંથી ઉચ્ચ ઉપાધિ મેળવી હમણાં સિવિલ સર્વિસમાં પણ તે પસાર થયો હતો. આવતા નવેંબર માસમાં તે દેશ તરફ વિદાય થનાર હતો. બીજા યુવકનું નામ દેવપ્રસાદ વર્મા હતું. તે શ્રીમંતનો પુત્ર હતો. આજકાલ કરતાં છ વર્ષથી વિલાયત આવેલો હોવા છતાં હજી સુધી તેણે એક પણ પરીક્ષા પસાર કરી નહોતી. દેશમાંથી આવતી વખતે તેના વડિલોએ કહ્યું હતું કે, વિલાયત ગયા પછી સિવિલ સર્વિસ માટે પ્રયત્ન કરવો અને બારમાં પણ નામ લખાવવું. સિવિલ સર્વિસમાં સફળ થવાય તો ઉત્તમ નહિ તો છેવટે બૅરિસ્ટર થઇને આવવું. દેવપ્રસાદ વિલાયતમાં આવી સિવિલ સર્વિસમાં સફળ થવાનો ' પ્રયત્ન ' કરવા લાગ્યો; પરંતુ આજકાલ કરવામાં તે બારમાં દાખલ થઇ શક્યો નહિ. બારમાં દાખલ થવાની પ્રાવેશિક ફી લગભગ દોઢહજાર રૂપિયા જે તે દેશમાંથી લાવ્યો હતો એ રૂપિયા

આજ સુધીમાં ખરચાઇ ગયા હતા. ત્રણ વર્ષ પસાર થઇ ગયાં. દેવપ્રસાદ સિવિલ સર્વિસની પરીક્ષામાં ઉપરા ઉપરી બે વખત નપાસ થયો. આ ખબર જાણવામાં આવતાં તેનાં માતાપિતાએ બૅરિસ્ટર થઇ જલ્દી દેશમાં આવવાની તેને સૂચના કરી. હવે જ દેવપ્રસાદને લખી જણાવવાની જરૂર પડી કે, હજી સુધી તે બૅરિસ્ટરી માટે દાખલ પણ થયો નથી. રૂપિયાની જરૂર છે. બૅરિસ્ટરીનો અભ્યાસ ત્રણ વર્ષથી કરવા છતાં દેવપ્રસાદ પરીક્ષા આપવા જેટલી તૈયારી કરી શકયો નહોતો. તે વારંવાર એમ કહેતો કે, લંડન શહેર ચિત્તને ઘણું ચંચળ બનાવી દે છે. તેથી તે કેટલીક ચકચકતી નવીન ચોપડીએ ખરીદ કરી બે મહિના માટે એડિનબરો જતો હતો. એ સ્થળે એકાંતમાં અભ્યાસ કરી શકાશે એવો મહત્ સંકલ્પ હમણાં તેના મનમાં જાગતો હતો.

ગાડી બંદર ઉપર જઇ પહોંચી. બન્ને યુવકોએ ગાડીમાંથી ઉતરી મજુરો માર્ફત સરસામાન સ્ટીમરમાં મૂકાવ્યો. પોત પોતાની કૅબિનમાં સરસામાન ગોઠવી બન્ને જણા ડેક ઉપર ગયા. એ વખતે દશ વાગ્યા હતા. ઘણાં થોડાં પ્રવાસીએ આવ્યાં હતાં. ઘણાં ખરાંએ પોતાનો સરસામાન અગાઉથી મોકલી આપ્યો હતો. તેએ યથા સમયે આવવાનાં હતાં.

બન્ને યુવક સિગારેટ સળગાવી ડેક ઉપર આમતેમ ફરવા લાગ્યા. એવામાં એક ઠેકાણે પડેલા પુષ્કળ પેટી પટારાએમાંની એક વસ્તુએ હેમચંદ્રની દૃષ્ટિનું આકર્ષણ કર્યું. એ વખતે દેવપ્રસાદ થોડે દૂર સ્ટીમરની રેલિંગ પકડી ઉભો ઉભો આવનાર માણસોને જોયા કરતો હતો. હેમચંદ્રે તેને બોલાવતાં કહ્યુંઃ–" અરે દેવપ્રસાદ ! જો—જો ! "

દેવપ્રસાદ ઉત્સુક બની જઇ પાસે આવ્યો. હેમચંદ્રે તેને એક બૅગ ઉપરનું લેબલ દેખાડ્યું. લેબલ ઉપર લખેલું હતું કે, ' Miss Desai.'

દેવપ્રસાદે કહ્યું:–" મિસ દેસાઇ ?! હુર–રે ! ગુજરાતી બાળિકા."

હેમચંદ્ર બોલ્યો:–" મિસ દેસાઇ નામની કયી ગુજરાતી કન્યા વિલાયતમાં આવી છે એ હું સમજી શકતો નથી ! "

દેવપ્રસાદઃ–એ સંબંધી મ્હેં પણ કાંઇ સાંભળ્યું નથી. ચાલ, એક વખત આપણે એ મિસ દેસાઇની સ્ટીમરમાં તપાસ કરીએ.

હેમચંદ્રઃ–આટલાં બધાં માણસોમાં એને ઓળખી શકાશે ?

દેવપ્રસાદ:–એક પદ્મકલિકાને આપણે નહિ ઓળખી શકીએ કે ?

હેમચંદ્રે હસીને કહ્યું:–" કેવો અન્યાય ! આવી સુંદર સુંદર ઇંગ્રેજ બાળિકાઓ ત્હારી નજરમાં કાંઇ નથી ! તું મિસ દેસાઇને જ પદ્મકલિકાની ઉપમા આપે છે ! "

દેવપ્રસાદઃ–તું ચાલતો ખરો, આપણે તપાસ કરીએ.

પછી બન્ને જણાએ સ્ટીમરનાં સઘળાં સ્થળોએ તપાસ કરી; પરંતુ એકકે સુસ્નિગ્ધ સલજ્જ ભારતીય મુખ તેમના જોવામાં આવ્યું નહિ. બન્ને જણા નિરાશ થઇ જઈ પાછા ડેક ઉપર ઉપસ્થિત થયા.

એકાએક દેવપ્રસાદે કહ્યું:–" હું એક વાત ભૂલી ગયો છું. "

" શી વાત ? "

" બ્રૅન્ડીની એક બૅાટલ લાવ્યા નથી તે. નિર્જળા બ્રૅન્ડીના બે ચાર ડોઝ સમુદ્રપીડાનું અત્યુત્તમ ઔષધ છે. મ્હને લાગે છે કે, સ્ટીમરપરથી મળી આવશે. " આમ કહી દેવપ્રસાદ અદૃસ્ય થયો.

થોડો વખત પસાર થઇ ગયો. દેવપ્રસાદ પાછો ફર્યો નહિ તેથી તેની તપાસ કરવા હેમચંદ્ર નીચે ઉતર્યો. દેવપ્રસાદની કૅબિન પાસે જતાં તેણે દ્વાર બંધ જોયું. હેમચંદ્રે બે ત્રણ વખત દ્વાર પર હાથ ઠોક્યો. અંદરથી દેવપ્રસાદે કહ્યું:–" Come In. "

હેમચંદ્રે દ્વાર ઉઘાડી જોયું તો દેવપ્રસાદ અંદર બેઠો હતો. તેની પાસે બ્રૅન્ડીની ખુલ્લી બૉટલ પડી હતી. હાથમાં ગ્લાસ લઇ તે સમુદ્ર-પીડાના ઔષધનું સેવન કરતો હતો.

દેવપ્રસાદે કહ્યું:-" Just in good time–આવ થોડી પી."

હેમચંદ્રે ચાલ્યા જવાની તૈયારી કરીને કહ્યું:-"ના, તું એકલો જ પી. હું નહિ પીઉં."

" હરકત શી છે ? Don't be so girlish Hem–આ ત્હારો દોષ છે. થોડી પીવાથી તું કાંઇ વટલાઇ જઇશ નહિ. 'औषधार्थे सुरा पीवेत्' એવું શાસ્ત્રમાં પણ લખેલું છે."

હેમચંદ્રે હસીને કહ્યું:-" ત્હેં એવું લખાણ કયા શાસ્ત્રમાં વાંચ્યું ? કાળિદાસના વૈરાગ્ય શતકમાં કે જયદેવના રામાયણમાં ?"

" જો ત્હેં રામાયણ વાંચ્યું હોત તો તને માલૂમ પડત કે, રામ અને સીતા પણ–મદ નહિ કહું, એ શબ્દ ખરાબ છે–આસવપાન કરતાં હતાં"

" ત્યારે તું પણ આસવ પી; હું જાઉં છું."

" જાય છે કયાં ? બેસને. બેસવાથી પણ તું વટલાઇ જઇશ કે ? લે, એક સિગારેટ સળગાવ."

હેમચંદ્ર બેઠો. દેવપ્રસાદે તેને પૂછ્યું:—" મિસ દેસાઇનો પત્તો લાગ્યો ?"

" ના."

દેવપ્રસાદે એક આંઉસ જેટલી બ્રૅન્ડી પીને કહ્યું:—" જો હેમ-ચંદ્ર ! મ્હને એમ લાગે છે કે, એ મિસ દેસાઇનું દર્શન થતાં જ હું પ્રેમમાં પડી જઇશ."

હેમચંદ્રે કૃત્રિમ રોષ દર્શાવીને કહ્યું:—"ખબરદાર! પ્રથમથી મ્હેં જ પ્રેમમાં પડવાનો નિશ્ચય કર્યો છે."

દેવપ્રસાદ:—ના, એમ કદાપ નહિ બને. હું જ પ્રેમમાં પડીશ.

હેમચંદ્ર:—વાહ! એના લગેજની શોધ તો મ્હેં કરી છે.

દેવપ્રસાદ:—તેથી તેની સાથે પ્રેમમાં પડવાનો અધિકાર તને મળી ગયો કે? જો એમ હોય તો જે મજુર તેનો લગેજ ઊંચકી લાવ્યો હોય એનો અધિકાર સર્વના કરતાં વધારે છે.

હેમચંદ્ર:—એ કાંઇ ઉમેદવાર નથી. જેઓ ઉમેદવાર છે તેઓ-નામાંથી કોનો અધિકાર વિશેષ છે એ વિચારી જો. મ્હેં તેનો લગેજ શોધી કાઢ્યો છે—ત્હેં શું કર્યું છે?

દેવપ્રસાદ બોલ્યો:—"મિસ દેસાઇ અવશ્ય મ્હને જ પસંદ કરશે."

હેમચંદ્ર:—ના—ના, તે મ્હને જ પસંદ કરશે.

દેવપ્રસાદે પોતાની મુછોના છેડા આમળતાં કહ્યું:—"જો તો ખરો કે, મ્હારી મુછો કેવી મરોડદાર છે!"

હેમચંદ્રે ડબ્બીમાંથી ચસમાં બ્હાર કાઢી પહેરીને કહ્યું:—"જો તો ખરો કે, મ્હારાં ચસમાં કેવાં છે!"

"All right-let us have a toss up-" આમ કહી દેવપ્રસાદે ખીસ્સામાંથી એક પેની બ્હાર કાઢી. "Heads, I win-tails, you lose" કહી પેનીને તર્જની ઉપર રાખી અંગુઠાની મદદથી જોરથી ઊંચી ઉછાળી. પેની પાછી મેજ ઉપર આવીને પડી. દેવપ્રસાદે નીચા વળી પેની જોઇને કહ્યું:—"Tails, you lose-મ્હારી જીત થઇ છે.*

*પેનીની જે બાજૂએ ઇંગ્લેન્ડની રાજલક્ષ્મી બ્રિટાનિયાની મૂર્તિ અંકિત કરેલી હોય છે તેને heads તથા જે બાજૂએ પૂંછડાવાળો સિંહ

હેમચંદ્રે કૃત્રિમ નિશ્વાસ મૂકી કહ્યું:—"ઠીક ત્યારે તુંજ તેની સાથે વિવાહ કરજે."

એવામાં સ્ટીમર ઉપડવાનો ઘંટ વાગ્યો. બન્ને જણા બ્હાર નીકળી ડેક ઉપર જઇને બેઠા. ત્યાં ઘણાં નરનારીઓ હોવા છતાં એકકે શ્યામાંગિની નજરે પડી નહિ. સ્ટીમર ચાલવા લાગી.

( ૨ )

એક વાગ્યો. લંડન નગરની સીમા ઓળંગી બન્ને બાજૂએ જવ અને સરસવનાં ખેતરો રાખી સ્ટીમર સાગર તરફ ચાલી જતી હતી. ધીમે ધીમે નદીનો પટ વિસ્તૃત થયે જતો હતો. એક કલાક પછી સ્ટીમર સાગરસંગમમાં ઉપસ્થિત થાય તેમ હતું. પ્રવાસીઓ પરસ્પરને પૂછતાં હતાં કે, "Are you a good sailor? અર્થાત્ આપને સમુદ્રપીડા સહેલાઇથી લાગુ તો નથી પડતી ને?" એવામાં ટંગ ટંગ કરતો મધ્યાન્હ કાળનાં ભોજનનો ઘંટ વાગ્યો.

હેમચંદ્ર અને દેવપ્રસાદ ભોજનવાળા ઓરડામાં ચાલ્યા ગયા. સહજ એકાન્ત જોઇને બન્ને જણાએ પોતાની બેઠક લીધી હતી. એવામાં બે મહિલાઓએ એ સ્થળે પ્રવેશ કર્યો. એકની ઉમ્મર લગભગ પચાસ વર્ષની હતી ત્યારે બીજી વીસ વર્ષની હતી. જે મ્હોટી ઉમ્મરની હતી તે ઇંગ્રેજ લલના હતી, પણ જે નવયુવતી હતી એને માટે

---

તેમજ ચુનિકર્ણની મૂર્ત્તિ હોય છે એ ઉલટી બાજૂને tails કહે છે. તર્ક કરતી વખતે એક જણ heads અને બીજો tails ગ્રહણ કરી પેનીને ઉપર દર્શાવ્યા પ્રમાણે ઊંચી ઉછાળે છે. જમીન પર પડતાં જેની બાજૂ ઉપર આવે છે તે જીતેલો ગણાય છે. આ સ્થળે દેવપ્રસાદે ચાલાકી કરી બન્ને બાજૂને ગ્રહણ કરી હતી તેથી તેની જીત ચોક્કસ હતી. આ એક પ્રાચીન પરિહાસ છે.

સંદેહ હતો. તેના શરીરનો રંગ અંગ્રેજોના શરીર જેવો સાદો નહોતો. ઇટાલી કિંવા સ્પેન દેશની સુંદરીના જેવો જ એ નવયુવતીના શરીરનો રંગ હતો. વાળ કાળા હતા.

દેવપ્રસાદ અને હેમચંદ્ર પાસે થઇને જ તેઓ ચાલ્યાં ગયાં. જતી વખતે દેવપ્રસાદે જોયું કે, મ્હોટી ઉમ્મરની મહિલાના હાથમાં એક સુવર્ણકંકણ હોઇ તેના ઉપર ભારતવર્ષીય શિલ્પકામ કરેલું હતું. દેવપ્રસાદ અને હેમચંદ્રની આંખોએ પરસ્પર ટેલિગ્રાફ કરી દીધો.

તેમના થોડે દૂર ગયા પછી હેમચંદ્રે કહ્યું:—" આ બાળિકા તો મિસ દેસાઈ નહિ હોય ? "

" મ્હને તો એમજ લાગે છે; પણ બીજો એક સંદેહનો વિષય છે. ગુજરાતિ બાળિકા તો કદાપિ વિલાયતમાં ગાઉન પહેરીને આવતી નથી–સાડી પહેરીને આવે છે. "

" મ્હને લાગે છે કે, એ ઘણા વખતથી આ દેશમાં આવી હશે."

" યૂરોપીય મહિલા મિસ દેસાઇની ગવર્નેસ [શિક્ષયિત્રી] હોય એમ લાગે છે. "

" એના હાથમાં હિન્દુસ્તાનનું કંકણ જોયું હતું કે ? "

" હા, મિસ દેસાઇએ કદાચ ભેટ તરીકે આપ્યું હશે–એમાં આશ્ચર્ય જેવું શું છે ? "

દેવપ્રસાદ અને હેમચંદ્રે આવી વાતચિત કરતાં કરતાં ભોજન કરી લીધું. વચ્ચે વચ્ચે તેઓ ટેબલની બીજી બાજૂને છેડે બેઠેલી મિસ દેસાઇ તરફ કટાક્ષ ફેંકતા હતા.

ભોજન કરી રહ્યા પછી બન્ને જણાએ ડેકપર જઇ મ્હોટી ચીરૂટ સળગાવી. સમુદ્રના પ્રચંડ તરંગો દરેક ક્ષણે ઉછાળા મારી ફીણના

ગોટા વાળતા હતા. બે ડેકચેર ઉપર બેસી બન્ને જણા સમુદ્રના તાંડવનૃત્યનું દર્શન કરવા લાગ્યા.

એવામાં ઉપરોકત બન્ને મહિલાઓ પણ ડેક ઉપર આવી પહોંચી. દેવપ્રસાદ અને હેમચંદ્ર જે ઠેકાણે બેઠા હતા તે સ્થળે જ આવી ઉભી રહી તેઓ સમુદ્રનું દર્શન કરવા લાગી. દેવપ્રસાદ અને હેમચંદ્રે તત્કાળ ચેર ઉપરથી ઉઠીને કહ્યું:—"Wan't you take these chairs ladies ?"

પ્રૌઢા રમણીએ કહ્યું:—"ના–ના, બેસો. અમારે શા માટે આપને તકલીફ આપવી જોઇએ ?"

દેવપ્રસાદે કહ્યું:—"ખુરસીઓની શી ખોટ છે ? આપ બેસો. અમે બીજી ખુરસીઓ લાવીને બેસીએ છીએ."

"ઘણો ઉપકાર થયો." કહી બન્ને રમણીઓ ખુરસીઓ પર બેઠી. એક ઠેકાણે સ્ટીમરની ઘણી ખુરસીઓ મુકી રાખવામાં આવી હતી. દેવપ્રસાદ ઝડપથી બે ખુરસીઓ લઇ આવ્યો.

પ્રૌઢાએ પૂછ્યું:—"આપ પહેલ વહેલા જ એડિનબરો જાઓ છો કે ?"

દેવપ્રસાદે ઉત્તર આપ્યો:—"હા. આપ ?"

"અમે તો એડિનબરોમાં જ રહીએ છીએ. મ્હારી કન્યા લીલા લંડનમાં કૉલેજ ઑાફ મ્યુઝીકમાં અભ્યાસ કરતી હતી. આ વર્ષે અભ્યાસ પૂરો થવાથી હું તેને લેવા આવી હતી."

"આ જ આપનાં કન્યા હોય એમ લાગે છે ?"

"હા, મ્હારે બીજી પણ એક કન્યા અને પુત્ર છે. તેઓ એડિનબરોમાં છે. મ્હારો પુત્ર યુનિવર્સિટીમાં પ્રૉફેસર છે. આપ કેટલા વખતથી ઈંગ્લેન્ડમાં આવ્યા છો એ હું પૂછી શકીશ કે ?"

"મ્હને છ વર્ષ થયાં અને મ્હારા મિત્ર મિ૦ પંડ્યા ચાર વર્ષથી આવ્યા છે"

આ ઉત્તર સાંભળી પ્રૌઢાએ કહ્યું:—"પંડ્યા? આપ ગુજરાતી છો કે શું? આપ બન્ને ગુજરાતી છો કે?"

હેમચંદ્રે કહ્યું:—"હા, અમે બન્ને ગુજરાતી છીએ. મ્હારા આ મિત્રનું નામ મિ૦ વર્મા છે."

"I *am* so glad—મુંબાઇમાં મ્હારાં ઘણાં સ્નેહીજન છે. મ્હારા સ્વામી ગુજરાતી હતા."

હેમચંદ્ર અને દેવપ્રસાદ વિસ્મિત બની જઇ બોલી ઉઠયાઃ-"એમ! શું કહો છો! ત્યારે અમે આપને અમારાં સ્વજાતીય ગણી શકીએ તેમ છીએ."

"બીજા કોઇને નહિ તો મ્હારી પુત્રી લીલાને તો ગણી શકો તેમ છો જ. તેનો જન્મ મુંબાઇમાં થયો હતો. મ્હારા સ્વામી એડિનબરોમાં જ્યારે ડૉકટરી ભણતા હતા ત્યારે તેમણે મ્હારી સાથે વિવાહ કર્યો હતો. ત્યાર પછી પરીક્ષા પસાર કરી મ્હને મુંબાઇ લઇ ગયા હતા. ત્યાં અમે પાંચ વર્ષ રહ્યાં હતાં. ત્યાર પછી તેમનું મૃત્યુ થયું હતું." આ વખતે મિસિસ દેસાઇનાં નેત્રોમાં બે અશ્રુબિંદુ તરી આવ્યાં.

વાતને ફેરવવાના ઉદ્દેશથી મિસ દેસાઇએ કહ્યું:-"આપ good sailors છો કે?"

દેવપ્રસાદે ઉત્તર આપ્યોઃ—"સમુદ્ર શાન્ત હોય તો હું અસાધારણ good sailor છું તથા મ્હારો બંધુ પણ એવો જ છે."

"આ ઉત્તર સાંભળી સર્વ હસી પડયાં. હેમચંદ્રે પૂછ્યું:—આપ કેમ છો?"

"હું પણ આપના જેવી જ છું. મા ઘણી good sailor છે, કેમ નહિ મા ?"

મિસિસ દેસાઇએ કહ્યું:–"ના–ના, એવું અભિમાન કરવું જોઇએ નહિ. મ્હેં એવું વારંવાર જોયું છે કે, સમુદ્રની મુસાફરી પૂર્વે જે પોતાને good sailor તરીકે ઓળખાવી અભિમાન કરે છે તે જ પ્રથમ સમુદ્રપીડાથી પીડાય છે; છતાં આ રસ્તો કાંઇ ખરાબ નથી. જ્યારે The wash ની નજીક પહોંચીશું ત્યારે તરંગોનું જોર થોડું વધશે; પરંતુ બે કલાકમાં જ એ માર્ગ પસાર કરી શકાશે."

આવી રીતની વાતચિતમાં સંધ્યાકાળ થવા આવ્યો. સર્વ રાત્રિના ભોજન માટે તૈયાર થવા ઉઠયાં. મિસિસ દેસાઇએ કહ્યું:–" અમે જે સ્થળે ખાવા બેસીએ એ ટેબલપર જ આપ આવીને બેસશો કે ?"

દેવપ્રસાદે અને હેમચંદ્રે સંમત થઇ ધન્યવાદ આપ્યો.

(૩)

બીજે દિવસે પ્રભાતકાળે નાસ્તા પછી સ્ટીમર The wash ની નજીક જઇ પહોંચી. સ્ટીમર ડોલવા લાગી. મુસાફરો એકે એકે પોતાની કૅબિનમાં જઇ સૂઇ જવા લાગ્યાં. ડેક ઉપર ચાલવાનું મુસ્કેલી ભર્યું થઇ પડ્યું. સીડી ઉપરથી ઉતરવામાં પણ મુસ્કેલી હતી. સમુદ્રપીડાનું પુષ્કળ ઔષધ પીવા છતાં દેવપ્રસાદ પ્રથમથી જ એ પીડાથી આક્રાન્ત થયો હતો. પછી હેમચંદ્રને પણ શય્યાવશ થવું પડ્યું. કેવળ બે ચાર ઇંગ્રેજ પુરુષો એ વખતે પણ ડેક ઉપર ફરવા લાગ્યા.

મધ્યાન્હકાળના ભોજન વખતે ટેબલનાં ઘણાં આસનો ખાલી હતાં.

ચાર વાગ્યા અને સ્ટીમર જ્યારે યૉર્કશાયર નજીક જઇ પહોંચી ત્યારે તેનું ડોલવું બંધ થયું. પછી પ્રવાસીઓ એકે એકે ડેક ઉપર આવી દર્શન દેવા લાગ્યાં. સર્વ જાણે કે ઘણા દિવસની રોગશય્યામાંથી

ઉઠયાં હોય એમ લાગતું હતું. મિસિસ દેસાઈ અને મિસ દેસાઇ હાથમાં નવલકથા લઇ કૅબિનમાંથી બ્હાર નીકળ્યાં. દેવપ્રસાદ અને હેમચંદ્રે પણ કૅબિનની બ્હાર નીકળી તેમના હાથમાંનો ભાર ઊંચકી લઇ ડેકપર જઇ તેમને સારા સ્થળે બેસાડયાં. સમુદ્રની તાજી હવાથી ધીમે ધીમે તેઓ સ્વસ્થતા અનુભવવા લાગ્યાં. ધીમે ધીમે હાસ્ય પ્રકાશ્યું અને વાતચિત ચાલવા લાગી.

ચ્હાનો ઘંટો વાગતાં હેમચંદ્ર અને દેવપ્રસાદે કહ્યું:–" આપ નીચે ઉતરવાની તકલીફ લેશો નહિ. આપની ચ્હા વગેરે અમે લાવી આપીએ છીએ."

મિસ દેસાઇએ કહ્યું:— "I am famishing. Get me plenty of bread-and-butter, please, Mr. Varma, and some fruit."

દેવપ્રસાદે કહ્યું:— "All right, bread-and-butter-Miss, you shall have them."

મિસ દેસાઇએ કહ્યું:— "I am *not* a bread-and-bŭtter-Miss."

દેવપ્રસાદ બોલ્યો:—"Yes, you are."

"No, I aint."—કહી મિસ દેસાઇએ હાથમાંની નવલકથાદ્વારા દેવપ્રસાદને મૃદુ આઘાત કર્યો.

"નીચે જઇને હેમચંદ્રે કહ્યું:—" કેમ રે! આટલા વખતમાં કાંઇ ખૂબ જમાવી!"

દેવપ્રસાદે મુછોના આંકડા આમળતાં આમળતાં કહ્યું:—" કેવળ આ મુછોના જ બધા પ્રતાપ છે!"

ગ્રીષ્મકાળમાં રાતના નવ વાગ્યા સુધી દીવાબત્તી રહે છે. અંધ-

કાર થતાં પહેલાં સ્ટીમર બંદરે પહોંચવાની હતી; પરંતુ Wash પસાર કરતાં બે કલાકને બદલે ચાર કલાક લાગ્યા હતા. રાત્રિના નવ વાગ્યા પછી સ્ટીમરથી બંદરમાં પ્રવેશ કરી શકાય તેમ નહોતું—પ્રભાતકાળ સુધી રાહ જોવી પડે તેમ હતી. રાત્રિ થતાં પહેલાં પહોંચાશે કે નહિ પહોંચાય એ વિષય ઉપર પ્રવાસીઓની વાતચિત ચાલવા લાગી.

જ્યારે દૂર તીરભૂમિ દેખાવા લાગી ત્યારે અંધકાર થવા લાગ્યો હતો. ક્રમે રાત્રિ પડી. લીથ બંદરની દીવાબત્તી નજરે પડવા લાગી. બીજા દિવસના પ્રભાતકાળ સુધી સ્ટીમરને સમુદ્રમાં રોકાવાનું થયું.

રાત્રિ પસાર થઇ. પ્રભાતકાળે ઉઠી પ્રવાસીઓએ નાસ્તો કર્યો. વિદાયનો વખત ઉપસ્થિત થવાથી મિસ દેસાઇએ હેમચંદ્ર અને દેવપ્રસાદને કહ્યું:—"આપ ક્યાં ઉતરવાના છો?"

"હાલ તરત તો કોઇ હૉટેલમાં ઉતરીશું. ત્યાર પછી રૂમો શોધી લઇશું."

"વચ્ચે વચ્ચે અમારે ત્યાં આપનાં દર્શન થશે તો અમે સુખી થઇશું. આ લ્યો અમારું ઠેકાણું. આ કાર્ડમાં At Home on Saturday evenings લખ્યું છે તેથી આપને શનિવારની જ રાહ જોવાની જરૂર નથી. આપ આપની ઇચ્છા થાય ત્યારે બેલાશક આવજો." આમ કહી મિસ દેસાઇએ હેમચંદ્ર અને દેવપ્રસાદને એકેક કાર્ડ આપ્યું.

લીથ બંદરેથી રેલ્વે માર્ગે એડિનબરો જવાય છે. વાસ્તવિક રીતે લીથ એડિનબરોના ઉપનગર જેવું જ છે. સ્ટીમરમાંથી ઉતરી રેલ્વે માર્ગે થોડા સમયમાં જ તેઓ એડિનબરો જઇ પહોંચ્યાં.

(૪).

એક માસ પસાર થઇ ગયો છે. માર્ચમેંટ રોડના એક મકાનમાં ઓરડીઓ રાખી હેમચંદ્ર અને દેવપ્રસાદ રહેતા હતા. દેસાઇ પરિવાર સાથે એમનો સંબંધ મુખ્યત્વે કરીને હેમચંદ્રનો—ઘણો વધી ગયો હતો. વારંવાર નિમંત્રણ આમંત્રણ થતાં હતાં.

આજે રવિવાર હતો. સ્હાડા દશ વાગ્યા હતા. રાત્રિનાં વસ્ત્રો ઉપર ડ્રેસિંગ ગાઉન પહેરી દેવપ્રસાદ પોતાના શયનગૃહની બ્હાર નીકળ્યો. બેઠકખાનામાં બેસી દાસીને બોલાવવા માટે તેણે બેલ વગાડયો.

દાસી આવી એટલે દેવપ્રસાદે પૂછ્યું:—" મિ૦ પંડયાએ નાસ્તો કરી લીધો છે કે ? "

" હા મહાશય ! આજે વ્હેલો નાસ્તો કરી કાર્યાર્થે તેઓ બ્હાર ચાલ્યા ગયા છે ? "

એવામાં પાસેના દેવળમાં ટંગ ટંગ કરતો અવાજ થવા લાગ્યો. દેવપ્રસાદ બોલ્યો:—" આજે રવિવાર જણાય છે,—દેવળમાં ઘંટ વાગે છે. "

દાસીએ કહ્યું:—" હા મહાશય ! આજે રવિવાર છે. આ મકાનનાં સર્વ માણસો દેવળમાં ગયાં છે. આપે નાસ્તો નહિ કરેલો હોવાથી જ હું રોકાઇ રહી છું. "

" અરે ! મ્હારે લીધે તમે દેવળમાં જઇ શક્યાં નથી ? હું ઘણો દુઃખિત થાઉં છું. ઠીક, મ્હારો નાસ્તો આપી તમે બેલાશક જાઓ; રોકાવાની જરૂર નથી. "

" ધન્યવાદ મહાશય ! " કહી દાસી એક ટ્રે ભરી નાસ્તાની સામગ્રી આપી ગઇ. એ સામગ્રી ટેબલપર યથાસ્થિત ગોઠવીને તે વિદાય થઇ.

દેવપ્રસાદના મુખમાં સિગારેટ હતી. નાસ્તા પાસે ખુરસી ખસેડી જઇ તેણે એક પ્યાલો ચ્હા રેડી લીધી. અસ્થિર ચિત્તે ધીમે ધીમે તે ચ્હા પીવા લાગ્યો.

દેવપ્રસાદ સ્વગત કહેવા લાગ્યો:–"હેમચંદ્ર દેવળમાં ગયો છે; ગયા રવિવારે પણ તે ગયો હતો. એકાએક તેની મતિ આવી ધાર્મિક કેમ થઇ ગઇ? Cherchela femme–સમજ્યો–કુમારી લીલાની પ્રેયર બુક ઉંચકવાના લોભથી જ એકાએક તે ધાર્મિક બની ગયો છે."

પ્યાલામાંની ચ્હા ખલાસ થઇ. ખાદ્ય સામગ્રીનાં ઢાંકણાં ખોલી દેવપ્રસાદ એ પદાર્થો જોવા લાગ્યો. છેવટે એક બે ફળ લઇને તેણે તે ખાધાં. ગઇ રાત્રે નાટક જોયા પછી તે કોઇ ઠેકાણે ગયો હતો–ત્રણ વાગ્યે ઘેર પાછો આવ્યો હતો–તેથી શરીર સહજ ખરાબ હતું–વિશેષ નાસ્તો કરવાની ઇચ્છા નહોતી.

બીજો એક પ્યાલો ચ્હા પી દેવપ્રસાદ ટેબલ ઉપરથી ઉઠયો. બીજી સિગારેટ સળગાવી બારી પાસે ખુરસી ખેંચી જઇ તેના ઉપર બેસીને તે હેમચંદ્ર સંબંધીના વિચાર કરવા લાગ્યો.

અગાઉના કેટલાક બનાવો યાદ કરીને દેવપ્રસાદે એવો નિશ્ચય કર્યો કે, હેમચંદ્ર લીલાની સાથે પ્રેમમાં પડયો છે. એમાં સંદેહ જેવું કાંઇ નથી, અને લીલા? લીલા પણ હેમચંદ્રની અનુરાગિણી છે, એ વાત પણ દેવપ્રસાદ સારી રીતે સમજી શકયો છે.

થોડા સમય પછી અસ્પષ્ટ સ્વરે દેવપ્રસાદ બોલી ઉઠયો:—"What the devil does he means by it? Will he marry the girl?"

તેણે વિચાર્યું:–"હેમચંદ્રની પ્રકૃતિ એવી ઠંડી છે તથા તે એવો હિસાબી માણસ છે કે, તે ફક્ત પ્રેમને લીધે લીલા સાથે વિવાહ

કરવા રાજી થાય એ અશક્ય છે. Love in a cottage એની જન્મપત્રિકામાં લખાયલું નથી. તેણે સિવિલ સર્વિસની પરીક્ષા પસાર કરી છે તેથી તે દેશમાં જશે એટલે ઘણી માતાઓ તેને કન્યા આપવા માટે આહાર નિદ્રાનો પણ ત્યાગ કરશે. બીચારી મિસ દેસાઇ માટે મ્હને ઘણું લાગી આવે છે. તે સુગાયિકા, સુશિક્ષિતા અને કોમળ-હૃદયા છે. હું મ્હારા અંતઃકરણથી તેને ચ્હાઉં છું."

અગીઆર વાગ્યા. દેવપ્રસાદે વિચાર્યું:–"પારકી ચિંતા કરવાથી શો લાભ છે? આત્મચિંતા કરવાની પ્રથમ જરૂર છે." બેએક માસ માટે એકાન્તમાં કાયદાનો અભ્યાસ કરવાના નિશ્ચયથી તે એડિનબરો આવ્યો હતો; પરંતુ તે જે ચોપડીઓ લઇ આવ્યો હતો તેનું એક પાનું સુદ્ધાં ઉઘાડવાનો તેને અવકાશ મળ્યો નહોતો. તેણે ઉઠીને એ ચોપડીઓને આજે પેટીમાંથી બ્હાર કાઢી. એ ચોપડીઓ જોઇ તેણે વિચાર્યું 'આજથી જ હું અભ્યાસ ચાલૂ કરી દઉં.' ત્યાર પછી વળી યાદ આવ્યું કે, 'આજે રવિવાર છે–નિવૃત્તિનો દિવસ છે. જો કે હું ક્રિશ્ચિયન નથી તો પણ **यस्मिन् देशे यदाचारः** પ્રમાણે વર્તવું જ સારું. આજે શરીર પણ સારું નથી. **विद्यारंभे गुरुश्रेष्ठः** માટે ગુરુવારથી જ અભ્યાસ શુરુ કરીશ.'

આમ વિચારી સરસ્વતીને પાછી પેટીરૂપી જેલમાં પૂરી દેવામાં આવી. બાર વાગ્યા. હવે બેસી રહેવું તેને સારું લાગ્યું નહિ. નજીકના દેવળમાં ચાલતું ઉપાસનાકાર્ય સમાપ્ત થઇ ગયું હતું. બાળક બાળિકાઓ, યુવક યુવતીઓ તથા પ્રૌઢ પ્રૌઢાઓ મંદિરમાંથી બ્હાર નીકળી ઘર તરફ જતાં હતાં. દેવપ્રસાદ ઉઠી વસ્ત્રો પહેરી બ્હાર ફરવા માટે નીકળી પડયો. નગરના મધ્ય ભાગમાં પ્રિન્સેસ ગાર્ડન નામનો એક મનોહર ઉદ્યાન આવેલો હોઇ દેવપ્રસાદ એ સ્થળે જઇને જ વા-

પુનું સેવન કરવા લાગ્યો. થોડા સમય પછી વૃક્ષોની છાયા નીચે એક બેંચ ઉપર બેસીને તેણે સિગારેટ સળગાવી.

આ સમયે થોડે દૂરથી તેણે હેમચંદ્રને મિસ દેસાઇ સાથે આવતો જોયો. દેવપ્રસાદ બેસી જ રહ્યો. થોડા સમયમાં જ તેઓ નજીક આવી પહોંચ્યાં. દેવપ્રસાદે ઉભા થઇ મિસ દેસાઇ તરફ ટોપી ઊંચી કરી. પછી તેણે પૂછ્યું:–" આપ દેવળમાંથી આવો છો કે શું ?"

હેમચંદ્રે કહ્યું:–" હા. દેવળની ગરમીથી મિસ દેસાઇ ઘણાં ગભરાઇ ગયાં હતાં. ઉપાસના સમાપ્ત થયા પછી તેમને શીતળ વાયુનું સેવન કરાવવાના વિચારથી હું આ તરફ લઇ આવ્યો છું."

દેવપ્રસાદ બોલ્યો:–" હવે આપને કેમ છે, મિસ દેસાઇ ?"

લીલાએ કહ્યું:–" સારું છે. આપ કદાપિ દેવળમાં જતા નથી કે ?"

દેવપ્રસાદ:–ના કેમ જાઉં ? દર વર્ષે ક્રિસ્ટમસ ડેને દિવસે જાઉં છું.

મિસ દેસાઈએ હસીને કહ્યું:–" જેઓ રવિવારે બે વખત દેવળમાં નથી જતાં–માત્ર એક વખત જાય છે, તેમનો શ્લેષ કરીને ગ્લેડસ્ટને oncer કહ્યું છે. આપ તો Once-a-yearer જણાઓ છો."

દેવપ્રસાદ:–હરેક મનુષ્ય આત્માની મુક્તિ માટે દેવળમાં જાય છે. મિસ દેસાઇ ! મ્હારો આત્મા છે કે નહિ એ વિશે જ મ્હને ગંભીર સંદેહ છે. તેથી જ દેવળમાં જવા તરફ મ્હારું લક્ષ્ય ખેંચાતું નથી.

લીલાએ પૂછ્યું:–" આપનો આત્મા બીજા કોઇની આધીનતામાં તો નથી ને ?"

" જો એમ હોત તો એમ જ સમજત કે, ગમે ત્યાં પણ તે

છે ખરો–જેમનો આત્મા પરાધીનતામાં હોય છે તેઓ નિયમિત રૂપે દેવળમાં નથી જતાં કે ?" આમ કહી દેવપ્રસાદે હેમચંદ્ર તરફ વક્ર કટાક્ષ કર્યો. હેમચંદ્રના જોવામાં એ કટાક્ષ આવવા છતાં તેણે તે તરફ દુર્લક્ષ્ય કર્યું. કુમારી લીલાના ગાલ તેમજ મ્હોં લાલચોળ બની ગયાં; પરંતુ ક્ષણ માત્રમાં જ તેણે આત્મસંવરણ કરીને કહ્યું:–" અહીં ઉભાં રહેવાથી શો લાભ છે? ચાલો, થોડે સુધી ફરી આવીએ."

દેવપ્રસાદે બન્ને જણાંનાં મુખ તરફ સ્મિત ભાવથીદૃષ્ટિપાત કર્યો. પછી હેમચંદ્ર તરફ જોઇ કહ્યું:–" Thanks–but shall I not be intruding ?"

હેમચંદ્રે કહ્યું:–" ના."

ત્રણે જણાં વિવિધ પ્રકારની વાતચિત કરતાં કરતાં બગીચામાં ફરવા લાગ્યાં. વચ્ચે મિસ દેસાઇ ચાલતી હતી તથા તેની એક બાજૂએ હેમચંદ્ર અને બીજી બાજૂએ દેવપ્રસાદ ચાલતા હતા. દેવપ્રસાદે કહ્યું:–" મિસ દેસાઇ! ભારતવર્ષનું દર્શન કરવાની તમને ઇચ્છા થતી નથી?"

" કેમ ન થાય? બાલ્યાવસ્થામાં હું મુંબાઇમાં હતી–એ વખતનું હજી પણ મ્હને આછું સ્મરણ છે. મ્હેં ભારતવર્ષનું પ્રાકૃતિક સૌન્દર્ય નદી, વન, પહાડ–કાંઇ જોયું નથી. એ સઘળું જોવાની મ્હને ઘણી ઇચ્છા થાય છે. ઠીક, ભારતવર્ષનાં ક્યાં ફુલ સારાં હોય છે–થોડાં નામ કહો જોઇએ ?"

દેવપ્રસાદઃ–જુઇ, ગંધરાજ, બકુલ, ગુલાબ, મોગરો—

હેમચંદ્રઃ–કુમુદ, કહ્લાર, પદ્મ, કેતકી, કામિની—

મિસ દેસાઇ બોલી ઉઠીઃ–" કામિની? એ કેવું ફુલ છે?"

દેવપ્રસાદઃ–ન્હાનું સારૂં ફુલ. રાત્રે ફુટે છે. એની સુગંધ ઘણી

મૃદુ મધુર હોય છે તેથી જ તેનું નામ કામિની અર્થાત્ Lady-flower છે.

લીલાએ કહ્યું:–"Lady-flower? કેવું સુંદર નામ છે! ઠીક મિ૦ વર્મા! આ દેશનાં અને આપણાં દેશનાં ફુલોમાં શો ફેર છે?"

દેવપ્રસાદે ઉત્તર આપતાં કહ્યું:–"હું આપના પ્રશ્નનો ઉત્તર આપું તે પહેલાં આપ ભારતવર્ષને સ્વદેશ સમજો છો એ માટે મ્હારો ધન્યવાદ સ્વીકારો.

લીલા:–અવશ્ય. મ્હારા પિતા ગુજરાતી હોઇ મ્હારો પોતાનો જન્મ ભારતવર્ષમાં થયો છે. એ દેશને હું સ્વદેશ ન સમજું તો બીજા કયા દેશને સમજું? હું તો પ્રવાસિની છું.

દેવપ્રસાદ:–હું આશા રાખું છું કે, એક દિવસે ભારતવર્ષ પોતાની કન્યાને જોઇ સુખી થશે.

પછી હેમચંદ્ર તરફ ફરીને દેવપ્રસાદે કહ્યું:–"હેમચંદ્ર! મ્હારી આ પ્રાર્થનામાં તું ભળતો નથી કે?"

હેમચંદ્ર:–અવશ્ય ભળું છું.

આ વખતે હેમચંદ્રનો કંઠસ્વર દેવપ્રસાદના જેવો હાસ્યવિકસિત નહિ પણ અપરાધીના જેવો હતો.

દેવપ્રસાદ બોલ્યો:–"આ દેશનાં અને ભારતવર્ષનાં ફુલોમાં શો ફેર છે એનો હું હવે ઉત્તર આપું છું. આ દેશનાં ફુલ દેખાવડાં પણ સુગંધ વગરનાં છે. ભારતવર્ષનાં ફુલો વિશેષ દેખાવડાં નહિ હોવા છતાં સુગંધથી ભરપૂર હોય છે. એવી મધુર સુગંધ આ દેશના કોઇ પણ ફુલમાં નથી."

મિસ દેસાઇએ કહ્યું:–"કેમ, વાયોલેટસ–લિલિઝ?"

"ના–ના, એક વખત આપ ભારતવર્ષનાં કુલ સુધરશો એટલે મ્હારા કથનની સંપૂર્ણ સત્યતા સમજી શકશો."

આ સમયે મિસ દેસાઇએ ઘડીઆળ જોઇને કહ્યું:–"એક વાગ્યો છે. મ્હારે ત્યાં આજે મધ્યાન્હભોજન કરવાને મિ૦ પંડયા કબૂલ થયા છે. મિ૦ વર્મા! આપને નિમંત્રણ કરવા માટે મા અત્રે હાજર નથી તેથી હું દિલગીર છું; પરંતુ હું ખાત્રીપૂર્વક જાણું છું કે, આપ પણ જો આવશો તો મા અત્યંત પ્રસન્ન થશે."

દેવપ્રસાદઃ–ઉપકાર થયો મિસ દેસાઇ! પણ હમણાં મ્હને ક્ષમા આપવી પડશે.

હેમચંદ્ર:–ચાલ ને. ભોજન કરી રહ્યા પછી સ્હાંજનો વખત આનંદ વિનોદમાં પસાર કરીશું. મિસ દેસાઇ આપણને સંગીતસુધાનું પાન કરાવશે.

મિસ દેસાઇએ કહ્યું:–"મિ૦ વર્મા મ્હારા સંગીતને બિલ્કુલ પસંદ કરતા નથી."

દેવપ્રસાદઃ–પસંદ કરૂં છું કે નહિ એ હેમચંદ્રને પૂછી જુઓ; પણ–

કૃત્રિમ અભિમાનથી લીલાએ કહ્યું:–"પસંદ કરો છો–'પણ' આપનું પણવાળું પસંદ કરવું મ્હને નથી જોઇતું."

"પણ શબ્દનો ઉપયોગ હું આપના સંગીતના વિષયમાં નથી કરતો. પણ આજે રવિવાર છે. તમારા કુટુંબની ધાર્મિકતા ભયંકર છે. રવિવારે આપ તાસ ખેલતાં નથી–ધર્મસંગીત સિવાય બીજું કાંઇ ગાવામાં આપ પાપ સમજો છો. મ્હારી પ્રકૃતિ જ એવી છે કે, ધર્મસંગીત સાંભળવામાં મ્હને બિલ્કુલ રસ પડતો નથી. રવિવાર નહિ હોય એવા દિવસે આવીને હું આપનું સંગીત અત્યંત પ્રસન્નતા-પૂર્વક સાંભળીશ. બર્ન્સનાં રચેલાં કેટલાંક પ્રણયગીત કૃપા કરીને આપ

ગાન્નો. ઇંગ્રેજી અને સ્કૉચ સુરમાં કેટલો આશ્ચર્યજનક પ્રભેદ છે ! ઇંગ્રેજી સુરની સાથે ગુજરાતી સુર બિલ્કુલ મળતો નથી; પરંતુ સ્કૉચ સુર સાંભળતાં ભારતવર્ષીય રાગિણીનું સ્મરણ થઇ આવે છે. બર્ન્સનાં ગાનથી હું મુગ્ધ બની જાઉં છું."

લીલાએ કહ્યું:–"બર્ન્સનાં કયાં કયાં ગાન આપને વિશેષ ગમે છે ?"

"હું કોનું નામ દઉં ? પુષ્કળ છે. પેલું—

Ye banks and braes o' bonnie Doon

કેવો સુંદર સુર છે–બરાબર હિંદુસ્તાનની જ રાગિણી કેમ ન હોય !"

થોડી વાતચિત કર્યા પછી દેવપ્રસાદ છૂટો પડયો.

( ૫ )

સંધ્યાકાળને થોડો વિલંબ હતો એવામાં દેવપ્રસાદ અને હેમચંદ્ર વસ્ત્રો પહેરી બ્હાર નીકળ્યા, આજે મિસિસ દેસાઇએ તેમને નિમંત્રણ કર્યું હતું. એડિનબરોમાં બે માસ પસાર થઇ જવાથી આવતી કાલની દશની ગાડીમાં તેઓ લંડન જવાના છે. તેથી જ આજે સંધ્યાકાળે વિદાયભોજનનું નિમંત્રણ હતું.

તે દિવસે બીજી કોઇ વ્યક્તિને નિમંત્રણ કરવામાં આવ્યું નહોતું. મિસિસ દેસાઇનો પુત્ર અને બીજી કન્યા અન્યત્ર ગયેલાં હતાં.

ભોજન કરી રહ્યા પછી સર્વ ડ્રોઇંગ રૂમમાં આવીને બેઠાં. મિસિસ દેસાઇએ કહ્યું:–"મિ૦ પંડયા! મુંબાઇમાં મ્હારાં જે સ્નેહીજનો છે તેમને મોકલવા મ્હેં કેટલીક વસ્તુઓ તૈયાર રાખી છે. એ વસ્તુઓનું એક પારસલ કરીને આપને આપું તો તે આપ તેમને પહોંચાડી શકશો કે ?"

"જરૂર પહોંચાડીશ. ઘણા આનંદની સાથે."

"આપને કાંઇ અડચણ તો નહિ પડે ને ?"

"બિલ્કુલ નહિ."

"લંડનથી ક્યા મહિનામાં આપ ઘર તરફ જશો ?"

"નવેંબર માસમાં."

"ત્યારે તો હજી ત્રણ માસ છે. ઘેર જતાં પહેલાં પાછા એક વખત એડિનબરો નહિ આવો કે ?"

"ઇચ્છા તો છે; આ બે માસમાં આપે જે માયા પ્રીતિનો પરિચય કરાવ્યો છે તેથી વિદાય થતાં પૂર્વે જો પુનઃ એક વખત આપનાં સર્વનાં દર્શન ન કરી જાઉં તો અકૃતજ્ઞતા ગણાય."

મિસિસ દેસાઇએ કહ્યું:—"Very good of yon to think so."

કુમારી લીલા આજે સુંદર વસ્ત્રાલંકારોથી સુસજ્જિતા થઇ હતી; પરંતુ તેના હૃદયનો આનંદ આજે કોણ જાણે કે, ક્યાંય અદૃશ્ય થઇ ગયો હતો. વચ્ચે વચ્ચે તે જો કે, હસતી હતી ખરી; પરંતુ એ કૃત્રિમ હાસ્ય છે એમ સ્પષ્ટ સમજી શકાતું હતું.

દેવપ્રસાદે કહ્યુ:—"આજે મિસ દેસાઇનાં કેટલાંક ગીત અમે સાંભળી જઇશું."

મિસ દેસાઇ:—ભલે, પણ તે સાથે આપને પણ આજે ગાવું પડશે.

"ના—ના, હેમચંદ્ર ગાશે."

"તેઓ તો ગાશે જ; પરંતુ આજે આપનું ગાન સાંભળ્યા સિવાય છોડવાની નથી."

કુમારી લીલા પિયાનાપર બેઠી. એક—બે—ત્રણ એમ અનેક ગાન તેણે ગાયાં. હેમચંદ્રે પણ એક ગુજરાતી ગાન ગાયું. છેવટે મિસ

દેસાઈએ કહ્યું:–" મિ૦ વર્મા ! આજે આપને પણ ગાવું જ પડશે. કોઇ પણ રીતે હું છોડવાની નથી."

દેવપ્રસાદે પૂછ્યું:–" કયું ગાન ગાઉં ?"

હેમચંદ્ર બોલ્યો:–" ત્હારું એક હાસ્યસંગીત ગાને."

" હાસ્યસંગીત ? એ સાંભળી તમે કદાચ હસો તો ?"

કુમારી લીલાએ કહ્યું:–" હસીએ જ તો ! હસવાના ગાનમાં હસવું નહિ કે ?"

દેવપ્રસાદઃ–હું એક બીજું ગાન ગાઇશ. આપ હસો એ હું સહન કરી શકીશ નહિ. તમે હસો તો મ્હને એમજ લાગે કે, મ્હને સંગીતનું જ્ઞાન નથી ! હું એક પ્રણયગીત ગાઇશ. પ્રણયીની પરિસ્થિતિ અને યાચના કેવી હોય છે તેનો એ ગીતપરથી સાક્ષાત્કાર થશે.

લીલાઃ—મ્હને લાગે છે કે, તમે એક નિરાશ પ્રણયી હોવા જોઇએ.

કૃત્રિમ ગાઢ નિશ્વાસ મૂકી દેવપ્રસાદે કહ્યું:–" હા, મિસ દેસાઇ ! હું એક નિરાશ પ્રણયી જ છું. એક દિવસે સંધ્યાકાળે એક બગીચામાં મ્હેં મ્હારા હૃદયનો સઘળો પ્રેમ એક બાળિકાને અર્પણ કર્યો હતો. તેણે મ્હારા પ્રેમનો તિરસ્કાર કર્યો હતો. ત્યારથી મ્હારું જીવન શ્મશાન સમાન બની ગયું છે."

કુમારી લીલાએ કહ્યું:—" એમ કે ? આ બનાવ ક્યાં બન્યો ? અત્રે કે લંડનમાં ?"

" અત્રે નહિ તેમ લંડનમાં પણ નહિ. દેશમાં જ એ બનાવ બન્યો છે. મ્હારી ઉમ્મર એ વખતે દશ વર્ષની હતી અને મ્હારી પ્રિયતમાની ઉમ્મર સાત વર્ષની હતી." આમ કહી અશ્રુરોધ કરવા માટે દેવપ્રસાદે રૂમાલને આંખોપર દાબ્યો.

આ વાત સાંભળી સર્વ ખડખડાટ હસી પડયાં. કુમારી લીલાએ

કહ્યું:–" રૂમાલને નીચોવી નાંખો–નીચોવી નાંખો;–આંસુઓથી ભીંજાઇ ગયો છે."

દેવપ્રસાદે રૂમાલને જોરથી નીચોવવા માંડયો. મિસિસ દેસાઇએ કહ્યું:–" વાતમાં ને વાતમાં મિ૦ વર્મા ગાવાનું ભૂલાવી દે છે."

લીલાએ કહ્યું:–" હા, મિ૦ વર્મા ! હવે ગાનનો આરંભ કરો."

પછી દેવપ્રસાદે પિયાના પાસે જઇ જે ગાન ગાયું તેનો ભાવાનુવાદ આ પ્રમાણે છે:—

કહે છે નાયક સજળ નયને
  વિદાય–વિદાય–બાલા.
ફરી ન આવશે, કમનસીબ આ
  જણાવા હૃદયજવાળા.
ઘણા દિવસની, આશાલતા આ
  છિન્ન થઇ છે આજે,
વિકસીને સુકાઇ ગઇ છે
  વાસના કુસુમ આજે.
કોમળ ત્હારું તન બદનને
  મધુર ત્હારું હાસ્ય;
જાણતું કોણ કે હૃદય ત્હારામાં
  ભર્યો છે ગરલ–રાશિ !
આજથી મ્હારું જીવન થયું છે
  મરૂભૂમિ પ્રાય—
અસહ્ય યાતના કેમ સહી શકું
  હરનિશ હૃદયે હાય !
કહે છે નાયિકા—આ ઘોર યાતના

રહેશે નહિ લેશ
સર્વરોગહર બીચામની પીલ
ખાઓ જો હમ્મેશ."

ગાન સાંભળી મહિલાઓનું હાસ્ય અટકતું જ નહોતું.

કુમારી લીલા કહેવા લાગી:—" Dear, oh dear! oh,—I never!—Just fancy her prescribing Beecham's pills for her love,—of all things in the world!"

હાસ્યના તરંગો અટકતાં હેમચંદ્રે કહ્યું:—" એક વખતે એક દેવળનાં માણસો સાથે બીચામ કંપનીએ કેવી ચાલાકી ચલાવી હતી એ તમે જાણતાં હો એમ લાગે છે!"

મહિલાઓએ કહ્યું:—" ના, શું થયું હતું?"

" કોઈ એક ગામડામાં એક dissenting chapel હતું. તેની ઉપાસના પ્રણાલી અને સંગીતાદિમાં પ્રચલિત પ્રથાનું અવલંબન કરવામાં આવતું નહોતું. તેમને પોતાને ગમે એવી એક ધર્મ સંગીતની ચોપડી તેમણે છપાવી હતી. દર રવિવારે ઉપાસના વખતે દરેકના હાથમાં એ ચોપડી આપવામાં આવતી હતી. કાળક્રમે ચોપડીઓ ફાટી ગઈ; પણ તેને ફરીથી છપાવવા જેટલી દેવળની આવક કિંવા સ્થિતિ નહોતી. એ વાત જાણવામાં આવતાં બીચામ કંપનીએ કહ્યું, 'અમે ચોપડી છપાવી આપીએ છીએ; પરંતુ ચોપડીમાં અમે અમારી દવાની થોડી જાહિરખબર છાપીશું.' દેવળના કાર્યકર્તાઓએ વિચાર્યું, 'પુઠા ઉપર કે છેલ્લા પૃષ્ઠમાં કંપનીની દવાની જાહિરખબર હશે તો તેથી નુકસાન શું છે? વિના મૂલ્યે આવો સુયોગ પુનઃ મળવો મુશ્કિલ છે.' તેમણે ધન્યવાદ આપીને સંમતિ દર્શાવી. ચોપડી ફરી છપાઈ તૈયાર થઈ. પહેલે દિવસે ઉપાસના વખતે એ ચોપડીમાંથી

જ એક ધર્મસંગીત ચાલતું હતું. ઉપાસકો એકસ્વરે ઉપદેષ્ટા કિંવા આચાર્યની સાથે એ સંગીત ગાતાં હતાં. ઇશુખ્રિસ્તનો મહિમા ગાનમાંથી ધીમે ધીમે છેવટે બીચામની ગોળીઓના ગુણાનુવાદ સુધી આવી પહોંચ્યો. દેવળમાંનાં સર્વ મનુષ્યો અવાક બની ગયાં. એ વખતે માલૂમ પડ્યું કે, ચોપડીમાંના દરેક સંગીતની છેવટની લીટીઓમાં બીચામ કંપનીની ગોળીઓની પ્રશંસા કરવામાં આવી હતી."

ફરીથી સર્વ ઉચ્ચ સ્વરે હસી પડયાં. બીજાં એક બે ગાન ગવાયા પછી દેવપ્રસાદને ઉદ્દેશીને મિસિસ દેસાઇએ કહ્યું:—" મિ૦ વર્મા ! મ્હારા ઉપર થોડો ઉપકાર કરશો કે ?"

" શો આજ્ઞા છે ? ફરમાવો." દેવપ્રસાદે નમ્રતાથી કહ્યું.

" મિ૦ પંડયાની સાથે જે વસ્તુઓ મુંબાઇ મોકલવાની છે તે બધી નીચે ભોજનગૃહમાં પડી છે. એ બધી બાંધવામાં આપ મ્હને મદદ કરશો કે ?"

" ઘણા આનંદની સાથે ચાલો."

" પધારો. મિ૦ પંડયા અડધા કલાકની આપણી ગેરહાજરી માટે આપણને ક્ષમા આપશે. લીલા ! તું એક બે ગાન ગાઇ સંભળાવી અમે આવીએ ત્યાં સુધી મિ૦ પંડયાને entertain કર." આમ કહી બન્ને બ્હાર નીકળી પડયાં.

હેમચંદ્ર એકલો રહ્યો એટલે લીલાનું હાસ્ય તથા આનંદ કોણ જાણે કે કયાંય અદૃશ્ય થઇ ગયાં. ચુપકીદીથી માથું નમાવી તે ગાનની ચોપડીનાં પૃષ્ઠો ફેરવવા લાગી. હેમચંદ્ર તેને કાંઇ કહેતો તો તે માથું હલાવીને અગર તો એક જ અક્ષરનો ઉચ્ચાર કરીને ઉત્તર આપતી.

લીલાના ભાવમાં ફેરફાર થયેલો જોઇ હેમચંદ્રે કહ્યું:—" ગાન ગાઇને આજે આપ ઘણાં થાકી ગયાં છો. ખરી રીતે અમે ઘણા

સ્વાર્થી છીએ–અમારા આનંદને માટે અમે આપને દુઃખ દીધું છે. "

લીલાએ ક્ષીણુ હાસ્ય કરી કહ્યું:—" ત્યારે હવે આપ એક બે ગાન ગાઇ મ્હને આનંદ આપો–એમ કરવાથી આપની આત્મગ્લાનિ ઓછી થશે. "

હેમચંદ્ર:—ગુજરાતી ગાન ગાઉં કે ઇંગ્રેજી ?

" ગુજરાતીમાં હું શું સમજું ? ઇંગ્રેજી ગાઓ. "

તરત જ પ્રિયાના પાસે બેસી હેમચંદ્રે કવિ બર્ન્સ રચિત ' My love is like a red-red rose. ' નામક વિખ્યાત ગાન ગાયું. અમે અત્રે તેનો અક્ષમ ગુજરાતી અનુવાદ આપીએ છીએ:—

પ્રાણાધિક પ્રિયતમા, જાણે ગુલાબ પુષ્પ,
નવીન વસન્તે વિકસિત;
એ મ્હારી છે પ્રાણપ્રિયા–મધુર રાગિણી જેવી,
સુધાસ્વરે તાનલયે ગીત.
અપૂર્વ તું સુંદરી છે, મ્હારી ઓ પ્રેયસી બાલા,
પ્રેમ મ્હારો કેટલો ગંભીર !
સકળ સિંધુનું જળ, જ્યાં સુધી સુકાય નહિ,
ગ્રીષ્મતાપે ના ગળે ગિરિ;
ત્યાં સુધી પ્રણય મ્હારો, સદૈવ રહેશે સ્થિર;
સેંકડો જન્માંતર ફરી.
વિદાય તું આપ હવે, સખિ ! માત્ર થોડા દિન,
અંતરને દૃઢ કરીને;
સહસ્ત્ર યોજનપથ, દૂર જો હું ચાલ્યો જઇશ,
તોય પણ આવીશ ફરીને.

ગાનનાં છેલ્લાં બે ચરણુ હેમચંદ્ર વારંવાર ગાવા લાગ્યો:—

Sae fare thee weel, my only love
And fare thee well awhile,
And I shall come again, my love
Though it were ten thousand mile,
Though it were ten thousand mile, my love,
Though it were ten thousand mile—
And I shall come again, my love,
Though it were ten thousand mile.

બર્ન્સનો કરૂણ સુર જાણે કે એ બેઠકખાનામાં પ્રતિધ્વનિત થવા લાગ્યો.

ગાન સંપૂર્ણ થતાં હેમચંદ્રે લીલાને બારી પાસે પેલી તરફનું મ્હોં કરી ઉભી રહેલી જોઇ. ધીમે ધીમે તેની પાસે જઇને હેમચંદ્રે કહ્યું;— " આપને ઘણી ગરમી લાગે છે કે શું ? "

" ના, મનહર ચાંદની પ્રકાશેલી હોઇ હું તેનું દર્શન કરૂં છું."

હેમચંદ્ર:—જો સર્વથી વિશેષ મનહર ચાંદની પ્રકાશતી હોય તો તે ભારતવર્ષમાં જ પ્રકાશે છે. એ ચાદનીનું દર્શન કરવાની આપને ઇચ્છા થતી નથી ?

" થાય છે, ન કેમ થાય? "

હેમચંદ્ર ઉત્તેજીત કંઠે કહેવા લાગ્યો;—" મિસ દેસાઇ ! ઘણા દિવસથી આપને એક વાત કહેવાનો હું મનમાં ને મનમાં વિચાર કર્યા કરૂં છું; પરંતુ કહી શકતો નથી. જે દિવસથી મ્હેં આપનું દર્શન કર્યું છે તે જ દિવસથી હું આપને ચ્હાઉં છું. હું આપને કેટલાં બધાં ચ્હાઉં છું એ આપ જાણતાં નથી. મ્હારા જેવા અભાગી માણસનો આપ સ્વામી તરીકે સ્વીકાર કરશો કે? આજે મ્હારું હૃદય હું આપના

ચરણોમાં રાખું છું-આપ એનો તિરસ્કાર કરશો કે ? "

મિસ દેસાઇ બારી પકડી ચુપકીદીથી ઉભી રહી. તેનાં નેત્રોમાંથી અશ્રુબિંદુઓ સરી પડવા લાગ્યાં. હેમચંદ્ર સમજી શકયો કે, તેની ઇચ્છા પૂર્ણ થશે. તેણે કટિદેશમાંથી લીલાને પકડી પોતાની પાસે ખેંચી લીધી. મિસ દેસાઇએ પોતાનું સજળ મુખ હેમચંદ્રના ખભા ઉપર મૂક્યું. હેમચંદ્રે કહ્યું:-"મિસ દેસાઇ ! લીલાસુંદરિ ! કહો, મ્હને કરશો ? ભારતવર્ષની કન્યાને ભારતવર્ષમાં લઇ જવાનું સૌભાગ્ય મ્હને આપશો ? કહો-હા કહો."

સજળ નયને લીલાએ કહ્યું:—" હા."

હેમચંદ્રે લીલાનું મ્હોં ઊંચકી તેનાં નેત્રોમાંનું અશ્રુજળ લુંછી નાંખ્યું. ત્યાર પછી તેણે તેના અધરોષ્ઠ ઉપર પ્રણયનું પ્રથમ ચિહ્ન-ચુંબન કર્યું.

× × × ×

અડધો કલાક પસાર થઇ ગયો. બ્હારથી પગલાંનો અવાજ સંભળાયો. બારણું ઉઘાડી મિસિસ દેસાઇ અને દેવપ્રસાદ અંદર આવ્યાં.

હેમચંદ્રે લીલાનો હાથ પકડી ધીમે ધીમે આગળ વધી સહાસ્ય મુખે કહ્યું:—" મિસિસ દેસાઇ ! આપનાં પુત્રી મ્હારો પતિ તરીકે સ્વીકાર કરવા હમણાં સંમત થયાં છે. આપ અમને આશીર્વાદ આપો."

આ શબ્દો સાંભળી મિસિસ દેસાઇ થોડા સમય સુધી ચુપકીદીથી ઉભી રહી. તેના મ્હોં ઉપર સુખનું હાસ્ય પ્રકાશી નીકળ્યું. નેત્રોમાં હર્ષાશ્રુજળ ભરાઇ આવ્યું.

દેવપ્રસાદ ઉચ્ચ સ્વરે બોલી ઉઠયો:—" Don't-don't Mrs. Desai-don't bless them. Stop thief-fire-murder."

દેવપ્રસાદના રંગરાગને સર્વ જાણતાં હતાં. મિસિસ દેસાઇએ હસીને પૂછ્યું:—" કેમ, શું છે ? "

દેવપ્રસાદે ઉત્તેજિત સ્વરે ઉત્તર આપ્યો:—"મિસિસ દેસાઇ ! આપ હેમચંદ્રને પૂછી જુઓ. સ્ટીમર ઉપડતાં પહેલાં જ હું toss જીત્યો છું. મિસ દેસાઇની સાથે વિવાહ કરવાનો મ્હારો જ અધિકાર છે. ખરું કે નહિ હેમ ? "

હેમચંદ્ર અને લીલા મૃદુ મૃદુ હસવા લાગ્યાં.

મિસિસ દેસાઇએ કહ્યું:—" પણ તમે તો લીલાને woo કરી નથી જેણે woo કરી છે તેણે જ win કરી છે. "

દેવપ્રસાદે કૃત્રિમ ચિંતામગ્ન ભાવ બતાવી કહ્યું:—" એ વાત બરાબર છે. મ્હારી એ મ્હોટી ભૂલ થઇ છે. ઠીક ત્યારે હેમચંદ્ર જીત્યો. All right, good luck to you Hem, old chap. My best, my very bestest congratulations. " આમ કહી તેણે હેમચંદ્રનો હાથ પકડી ઘણા જોરથી હલાવ્યો.

દશહજાર માઇલ નહિ પણ ચારસો માઇલ પસાર કરી બે મહિના પછી હેમચંદ્ર પાછો લંડનથી એડિનબરો આવ્યો. શુભ દિવસે શુભ વિવાહ સંપન્ન થઇ ગયો. કહેવાની જરૂર રહેતી નથી કે વરપક્ષ તરફથી જાનૈયા તરીકે કેવળ દેવપ્રસાદ જ આવ્યો હતો.



# સ્વરાજ્યનું સુદર્શનચક્ર.

## ( ૧ )

ગામનું નામ વિજયનગર હતું. જો કે આ નામ કાંઇક પ્રભાવશાળી હતું; પરંતુ ગામ ઘણું જ ન્હાનું હતું. પચાસ સાઠ ઘરથી વિશેષ ઘર જણાતાં નહોતાં. આ ગામમાં લોકનાથ નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. લોકનાથની સ્થિતિ ઘણી ગરીબ હતી. તેની એક વર્ષની આવક માત્ર ત્રીસ રૂપિયા સુધીની હતી. આમ છતાં લોકનાથ પોતાને પોતાની આવી ગરીબ સ્થિતિમાં પણ ઘણો સુખી સમજતો હતો; કારણ તેને પોતાની સ્થિતિ માટે પૂર્ણ સંતોષ હતો. તે પોતાના મન સાથે કોઇ પણ પ્રકારની હવાઇ આશાઓના કિલ્લા બાંધતો નહિ. હિંસા, દ્વેષ તેમ જ લુચ્ચાઇ એ જાણતો નહિ. તે પોતાના દિવસો જેવી અવસ્થામાં પસાર થતા તેવી અવસ્થામાં જ અતિ આનંદ માનતો હતો.

લોકનાથની પત્નીનું નામ બિંદુવાસિની હતું. જો કે અમારા મત પ્રમાણે તેનું નામ ફેરવવામાં આવે તો અમે તેને માટે 'આનંદમયી' નામ વધારે યોગ્ય ગણીએ; કારણ કે બિંદુવાસિની સદા સર્વદા હાસ્યમયી હતી. દરિદ્ર લોકનાથની પત્ની આટલી બધી હસમુખી કેમ તેનો નિર્ણય કરવાનું કામ સાધારણ માણસોને માટે કાંઇક મુશ્કિલ હતું. બિંદુવાસિનીનું હાસ્ય ઘણું મધુર તેમ જ મૃદુ હતું, વિદ્યુત્‌ની સાથે પણ તેની તુલના થઇ શકે તેમ નહોતું; કારણ કે વિદ્યુત્ ઘણી

તીવ્ર તેમ જ અસ્થિર હોય છે. જ્યોત્સ્ના સાથે પણ તેના હાસ્યની તુલના કરી શકાતી નહિ; કારણ જ્યોત્સ્ના ઘણી કોમળ અને તદ્દન સ્થિર હોય છે અર્થાત્ તેનું હાસ્ય કોઇ વિચિત્ર પ્રકારનું હતું. દરિદ્ર લોકનાથનું ગૃહ તેની પ્રેમમયી પત્નીના હાસ્યથી સદા સર્વદા આનંદપૂર્ણ જણાતું હતું.

બિંદુવાસિની માત્ર હસમુખી હતી એટલું જ નહિ, પરંતુ સાંસારિક સર્વ કાર્યોમાં તે ઘણી પ્રવીણા હતી. આથી કરીને જ તેનું હાસ્ય લોકનાથને અતિ પ્રિય થઇ પડતું હતું. લોકનાથના ઘરની આસપાસ શાકભાજીના જે વેલાઓ તેમ જ છોડ ઉગતા હતા તેનું પોષણ બિંદુવાસિની કરતી હતી. વિશ્રામ શું છે એ તો તે જાણતી જ નહિ. જો પોતાની પાસે કાંઇ કામકાજ હોય તો તેનું પ્રસન્ન મુખ હાસ્યથી પ્રકાશિત જ રહેતું; પરંતુ જ્યારે તેની પાસે કાંઇ કામ ન હોય ત્યારે તેનું ચિત્ત કાંઇક ચિંતાતુર દેખાતું હતું; પરંતુ દુઃખપૂર્ણ સંસારમાં–ગરીબ સંસારમાં–કામકાજનો અભાવ હોતો નથી. જો ભાગ્યવશાત્ તેનું શરીર અસ્વસ્થ થયું હોય અને પથારીમાં પડી રહેવું પડે તો એ અસ્વસ્થ શરીરની ચિંતા કરતાં નિરૂદ્યમની ચિંતા તેને માટે વિશેષ દુઃખદાયક થઇ પડતી હતી.

લોકનાથના સંસારમાં તેની પત્ની સિવાય બીજું કોઇ નહોતું. આ દરિદ્ર દંપતિ સુખ દુઃખને સરખાં ગણી પ્રફુલ્લ મને પોતાના દિવસો પસાર કરતાં હતાં. તેમના મનમાં કોઇ પણ પ્રકારની કામના નહોતી અને તે એટલે સુધી કે મનુષ્ય સ્વભાવસિદ્ધ સંતાનપ્રાપ્તિની ઇચ્છા પણ તેમના મનમાં ઉદય પામતી નહોતી. ઇચ્છા નહિ રાખવા છતાં કેટલીક વખત ઇચ્છિત વસ્તુ મળી આવે છે. આ દંપતિના ભાગ્યમાં પણ તેમ જ બન્યું. બિંદુવાસિનીને તેની ત્રીસ વર્ષની

ઉમ્મરે એક કન્યારત્નની પ્રાપ્તિ થઇ. એ કન્યાનું નામ લીલા રાખવામાં આવ્યું.

કન્યાનું મુખ જોતાં જ મમતામયી માતાનો સ્નેહ ઉછળી પડતો હતો. લોકનાથ પણ આનંદિત થયો; પરંતુ તેની આનંદલહરીનો પ્રવાહ બિંદુવાસિનીના આનંદલહરીના પ્રવાહ સાથે મળ્યો નહિ. કારણ કે કન્યાનું કેવી રીતે પાલન કરવું એ વિષયની ચિંતા લોકનાથને થયા કરતી હતી. અત્યાર સુધી પોતે દરિદ્ર હોવા છતાં દારિદ્ર દુઃખ કોને કહે છે એ તે જાણતો નહોતો. જે પોતાની ચાલૂ સ્થિતિમાં સંતોષ માને છે તેને દરિદ્રતાનું દુઃખ કયાંથી હોઇ શકે?

પહેલાં પોતાની દારિદ્રાવસ્થા માટે લોકનાથ કદાપિ ચિંતા કરતો નહિ; પરંતુ કન્યાનો જન્મ થયા પછી આ ચિંતાએ તેના મનમાં પ્રવેશ કર્યો; આમ છતાં બિંદુવાસિનીનું મન કોઇ પણ પ્રકારે ચિંતાતુર થયું નહિ. તેના મનમાંથી વહેતો આનંદપ્રવાહ તો પૂર્વ કરતાં પણ વિશેષ જોશથી વહેવા લાગ્યો. મમતામયી માતાના સદા સર્વદા આનંદમાં રહેતા મુખમંડળ ઉપર ચિંતાની મલિન છાયા કયાંથી હોઇ શકે?

ધીમે ધીમે કન્યા પાંચ માસની થઇ. આ સમય દરમ્યાન એક દિવસે બિંદુવાસિની ઘેર બેઠી બેઠી પોતાની પુત્રી સાથે આનંદ વિનોદ કરતી હતી. સુકુમાર કન્યા માતાનું અનુકરણ કરી કેટલીક વખત સ્મિતહાસ્ય કરતી હતી. આ સ્મિતહાસ્ય બિંદુવાસિનીના હૃદયમાં જઇને આઘાત કરવા લાગ્યું. લોકનાથ થોડે દૂર બેઠો બેઠો કોઈ પણ પ્રકારનો વિચાર કરતો હતો. બિંદુવાસિનીનો આનંદસાગર તે વખતે ઉછળી જતો હતો તેથી પોતાના પતિને પણ પોતાના આનંદમાં ભાગ આપવાના હેતુથી તેણે કહ્યું:—“બેઠા બેઠા શો વિચાર કરો છો? સહજ આમ તો જુઓ! મ્હારી કીકીએ તમારા અંધકારપૂર્ણ ઘરને કેવું ઉજ્વળ બનાવી દીધું છે!”

લોકનાથના સર્વ વિચારો ઉડી ગયા. તેણે એક વખત આતુર નયને પુત્રીના સુકોમળ તેમ જ મનોહર મુખ તરફ નજર કરી. તરત જ કન્યાએ પણ પુનઃ સ્મિત હાસ્ય કર્યું. આ સ્મિત હાસ્યે લોકનાથના હૃદયદેશમાં પ્રવેશ કર્યો. હવે લોકનાથ સ્થિર રહી શક્યો નહિ. આનંદથી અધીર થઇ જઇને તેણે કન્યાના મુખને ચુંબન કર્યું. બિંદુવાસિની આવો દેખાવ જોઇ ચુપ રહી શકે ખરી કે? તે પણ આ સમયે આનંદથી વિહ્વલ બની ગઇ હતી. એ આનંદનો વેગ તે રોકી શકી નહિ તેથી કન્યાના સુકોમળ અધર ઉપર તેણે અસંખ્ય ચુંબનો કર્યાં. ત્યાર પછી તેણે કહ્યું:—“આ ચંદ્ર જેના ઘરને પ્રકાશિત કરે તેને પછી શી ચિંતા હોઇ શકે?”

લોકનાથનું મુખ વિશેષ પ્રફુલ્લ બની ગયું; પરંતુ જોતજોતાંમાં તેનાં નેત્રામાં બેચાર અશ્રુબિંદુઓ તરી આવ્યાં. આ અશ્રુબિંદુને સાફ કરી નાખી લોકનાથે કહ્યું:—“બિંદુ! હવે બીજી શી ચિંતા હોય? આ ત્હારા ચંદ્રનો જ હું વિચાર કરતો હતો કે આજે એને માટે થોડું ઘણું દૂધ ક્યાંથી મેળવી શકીશ?”

બિંદુ:—જુઓ, હવે મ્હારા સ્તનના દૂધથી તેને સંપૂર્ણ સંતોષ થતો નથી. થોડું ઘણું દૂધ તો જોઇશે જ. તમે આવી રીતે વિચાર કરવામાં વખત ન ગુમાવો. યત્ન કર્યા સિવાય ઓછું જ કાંઇ મળી આવે છે!

લોકનાથ:—પરંતુ ક્યાં જઇને યત્ન કરું? પૈસો આપ્યા સિવાય દૂધ ક્યાંથી મળી શકે?

બિંદુ:—ઇશ્વરે જો મ્હારી કન્યાની ઉંમર સાથે મ્હારા સ્તનનું દૂધ પણ વધાર્યું હોત તો પછી આવો પ્રસંગ આવત નહિ.

લોકનાથ:—ત્હારા સ્તનનું દૂધ ક્યાંથી વધી શકે? હાલ હું તને પ્રથમની માફક ઉત્તમ પ્રકારનું ભોજન ક્યાં કરાવી શકું છું? હમણાં

હમણાં તો તું અડધું પેટ ભરીને જ ખાઇ શકે છે.

બિંદુઃ—મ્હને મ્હારી ચિંતા નથી. હું તો એ જ ઇચ્છું છું કે હું અનેક સંકટો સહન કરવા છતાં પણ મ્હારી સુકુમાર કન્યાને કોઇ પણ પ્રકારનું દુઃખ ન પડે ? મ્હારે માટે એ મહા સંતોષની વાત છે.

લોકનાથઃ—પરંતુ ભૂખમરાથી તું કેવી રીતે બચી શકીશ ?

બિંદુઃ—શામાટે નહિ બચું ? મ્હારા શરીરનું લોહી માપી લઇ એટલું જ દૂધ જો કોઇ મ્હારી કન્યાને આપે તો પણ મ્હને લેશ માત્ર દુઃખ થશે નહિ—એમ થવાથી હું મરી જઇશ નહિ. આવું ચંદ્રમા સમાન મુખ જોવાનું હોય છતાં કોણ મરવાની હિમ્મત કરી શકે ?

લોકનાથઃ—મરવું જીવવું એ મનુષ્યના હાથમાં નથી.

બિંદુઃ—હાલ તરત આ વિવાદને બંધ કરીને જે મુખ્ય કાર્ય છે તે તરફ ધ્યાન આપો. ઘરમાં જે કાંઇ સરસામાન સિલક રહ્યો હોય તે વેચી નાખી મ્હારી કન્યાના દૂધની વ્યવસ્થા કરો.

લોકનાથઃ—સરસામાનમાં હવે શું છે ? માત્ર એક થાળી, એક વાડકી અને એક તપેલી છે. એને વેચી દેવાથી આપણે આપણો સંસાર કેવી રીતે ચલાવી શકીશું ?

બિંદુઃ—સંસાર ચલાવવાને માટે શી હરકત છે ? પીત્તળનાં વાસણોમાં આહાર કરવાથી જે સ્વાદ આવે છે તે જ સ્વાદ માટીનાં વાસણોમાં આહાર કરવાથી આવે છે.

પત્નીનાં છેવટનાં વચનો સાંભળતાંની સાથે જ લોકનાથના મનમાં નિરાશાને બદલે આશાએ સ્થાન મેળવ્યું. તરત જ તે ઘરમાં રહેલાં વાસણોને સાથે લઇ બ્હાર નીકળી પડયો.

( ૨ )

આવી રીતે દુઃખની અંદર જ લીલા ધીમે ધીમે મ્હોટી થવા લાગી.

આમ છતાં અમે જાણીએ છીએ કે, લીલાને કોઇ પણ પ્રકારનું દુઃખ પડતું નહિ; કારણ તેનાં માતાપિતા જ તેને માટે સર્વ પ્રકારનું દુઃખ સ્મિત વદને સહન કરવા તૈયાર હતાં. લીલાને માટે કોઇ પણ વસ્તુનો અભાવ રહેતો નહિ. વળી અમે મુક્તકંઠે એમ પણ કહી શકીશું કે આ દરિદ્ર કન્યા જેવા આદર તેમ જ લાડકોડમાં ઉછળતી હતી તેવા જ આદર તેમ જ લાડકોડમાં કોઇ શ્રીમંતનું સંતાન પણ ભાગ્યે જ ઉછરતું હશે!

લીલા જ્યારે અસ્પષ્ટ સ્વરે 'મા–મા' 'બા–બા' નો ઉચ્ચાર કરતી ત્યારે તેનાં માતાપિતા સઘળું દુઃખ ભૂલી જઇ અપાર સુખનો અનુભવ કરતાં હતાં. બિંદુવાસિની લીલાને પોતાની પાસે રાખી ગૃહ-સંસારનાં સર્વ કાર્યો કરતી હતી. કેટલીક વખત લીલા પોતાના પિતાની પાસે જઇને પણ સ્મિત હાસ્ય કરતી. 'બા–બા' કહેતી હતી. આમ છતાં તે વધારે વખત તેના પિતાની પાસે રહી શકતી નહિ. થોડા સમય પછીથી માતાની પાસે જતી રહેવાની તે ઉત્કંઠા દર્શાવી પોતાના બન્ને હાથ માતાના તરફ લાંબા કરતી હતી.

ધીમે ધીમે જ્યારે લીલાની ઉમર દોઢ વર્ષની થઇ, લીલા જ્યારે 'પા પા' કરીને ચાલતાં શિખવા લાગી ત્યારે તેને આખો દિવસ ખોળામાં લઇને બેસી રહેવું પડતું નહિ. હવેથી તેની માતા જ્યારે ગૃહકાર્ય કરતી હતી ત્યારે લીલા માતાના વસ્ત્રનો પાલવ પકડી તેની પાછળ પાછળ ફરતી હતી. તેની માતા જ્યારે સુતર કાંતવાનું શુરુ કરતી હતી ત્યારે લીલા એક બાજૂએ બેસીને ફરતા રેંટીઆ તરફ ટગર ટગર જોઇ રહેતી હતી અને તેના મધુર શબ્દથી મોહિત થઇ જતી હતી. આ સુકુમાર કન્યાની અવસ્થા જોઇ તેનાં માતા પિતાને અપૂર્વ આનંદ થતો હતો. લીલાને કોઇ કદાપિ રુદન કરતી

જોઇ શકતું નહિ. ગમે તેટલી ભૂખ લાગેલી હોય છતાં લીલા રુદન કરતી નહિ. લીલાના આ અસાધારણ ગુણનો વિચાર કરતાં કરતાં અનેક સમયે તેનાં માતા પિતા રુદન કરતાં હતાં. આવા સમયે લીલા કાલા કાલા પણ મધુર તેમજ આકર્ષક શબ્દોમાં કહેતી કેઃ—" બા ! છાની રહે-બાપા છાના રહો. "

લીલાની ઉમર જ્યારે પાંચ વર્ષની થઇ હતી ત્યારે એક દિવસની સંધ્યા સમયની વાતનો અમે અહીં ઉલ્લેખ કરીએ છીએ. ગામડાની સામાન્ય સ્થિતિવાળી સ્ત્રીઓ સંધ્યા સમયે પોતાના આંગણામાં રોપવામાં આવેલાં શાક પાનના છોડવાઓને તેમ જ વેલાઓને જળસિંચન કરે છે. બિંદુવાસિની પણ એક દિવસે સંધ્યા સમયે આ પ્રમાણે જળસિંચન કરતી હતી. માતાના દૃષ્ટાંતના અનુકરણથી લીલાએ પણ તેની સાથે સાથે પોતાના હાથમાં એક ન્હાનો લોટો લઇ જળસિંચન કરવાની શુરુઆત કરી. લીલાને આવી રીતે ઘણો શ્રમ લેતી અટકાવીને તેની માતાએ કહ્યુંઃ—" લીલા ! તું કેમ મ્હારી સાથે વેલાઓ તેમજ છોડવાઓને પાણી પાય છે ? "

તરત જ લીલાએ પ્રફુલ્લ મુખે ધીમે ધીમે ઉત્તર આપ્યોઃ— " ત્યારે હું એકલી બેસી રહીને શું કરૂં બા ? "

બિંદુઃ—તું બેઠી બેઠી ત્હારી ઢીંગલી સાથે રમ.

લીલાઃ—ના બા ! હું ઢીંગલી સાથે રમ્યા કરીશ નહિ. હું તો ત્હારી સાથે રમ્યા કરીશ. તું વેલ તથા છોડવાને પાણી પાય છે તે જ પ્રમાણે હું પણ વેલ તથા છોડવાઓને પાણી પાઉં છું.

પુત્રીના શબ્દો સાંભળી બિંદુવાસિની થોડા સમય સુધી શાંતિથી ઉભી રહી. ત્યાર પછી તેણે ફરીથી કહ્યુંઃ—" અરેરે અભાગિનિ ! આજ ત્હારી રમત કે ? ત્હેં દુઃખી માતાને પેટે જન્મ ધારણ કર્યો છે તેથી

જ વિધાતાએ તને આવી રમત શિખવાડી છે કે ? ”

લીલા બોલી ઉઠી:—“બા ! તું અને બાપા વારંવાર દુઃખ દુઃખ કર્યા કરો છો તે દુઃખ કોને કહે બા ? હું ત્હારે પગે પડું છું–દુઃખ કોને કહે તે કહેને બા ? ”

મૂર્તિમાન્ દુઃખના ખોળામાં ઉછરતી બાળિકાના મુખમાંથી આવા પ્રકારનો પ્રશ્ન સાંભળતાં જ માતાનાં નેત્રોમાં આંસુ ભરાઇ આવ્યાં; પરંતુ આ વખતે તેણે પોતાના અશ્રુજળને છુપાવીને કહ્યું:—“બ્હેન ! તું મ્હોટી થઇશ ત્યારે દુઃખને જોઇ શકીશ. ન્હાની ઉમ્મરમાં કોઇ પણ દુઃખને જોઇ શકતું નથી. ”

લીલાઃ—બા ! હું પણ હવે મ્હોટી થઇ છું. મ્હારા બાપા તે દિવસે કહેતા હતાને કે, ‘લીલા હવે મ્હોટી થઈ છે. ’

બિંદુઃ—બ્હેન ! હજી પણ મ્હોટી થઇશ ત્યારે સર્વ સમજી શકીશ. તું તે વખતે વનસ્પતિને પાણી પાજે, સંસારનું સઘળું કામ-કાજ કરજે. જો હમણાં એ બધું તું કરવા જઇશ તો તને દુઃખ થશે.

લીલાઃ—બા ! કામ કરવાથી તને કાંઇ દુઃખ થાય છે કે ?

બિંદુઃ—ના.

લીલાઃ—તો પછી મ્હને કેવી રીતે દુઃખ થશે ?

બિંદુઃ—બ્હેન ! હજી તું ન્હાની જ કહેવાય. શક્તિ ઉપરાંત શ્રમ કરે તો તાવ આવે.

લીલાને પહેલાં એક સમયે તાવ આવ્યો હતો; તેથી તે તાવની વેદના સારી રીતે જાણતી હતી. માતાનાં વચનોથી લીલાએ નમ્ર સ્વરે પ્રશ્ન કર્યો:—“ બા ! ત્હારે તું શા માટે આટલી બધી મહેનત કરે છે ? તને તાવ આવશે તો ?”

બિંદુઃ—ના બ્હેન ! જે માણસ ઘણું મ્હોટું થયું હોય છે એને તાવ આવતો નથી !

લીલાઃ—હારે હું પણ ઘણી મ્હોટી થઇ ગઇ છું, તેથી મ્હને તાવ આવનાર નથી.

આમ કહી તે પાછી જળસિંચન કરવા લાગી.

આવી રીતે લીલા પોતાની બાલ્યાવસ્થાથી જ માતાને ગૃહકાર્યાદિમાં પોતાનાથી બનતી મદદ કરવા લાગી. જો કોઇ પણ બાળિકા લીલાને રમવા માટે બોલાવતી તો લીલા જતી નહિ. તેને પોતાની માતાની સાથે ગૃહકાર્ય કરવામાં અતિ આનંદ થતો હતો. સંધ્યા સમયે ચંદ્રના પ્રકાશમાં બિંદુવાસિની જ્યારે સુતર કાંતવા બેસતી ત્યારે લીલા બેઠી બેઠી કંતાઇ રહેતા સુતરનો દડો બનાવતી હતી. ધીમે ધીમે લીલા તેની માતા જે સુતર તૈયાર કરતી હતી તે સુતર ગામથી થોડે દૂર બજાર ભરાતું હતું ત્યાં જઇને વેચી આવવાનું પણ શિખી ગઇ. એક પાડોશણ લીલાને આ કામમાં મદદ કરતી હતી. આ પાડોશણ ક્ષુદ્ર જાતિની હોવા છતાં લીલા તેને ફોઇ કહીને બોલાવતી હતી.

( ૩ )

આવી રીતે લીલા બાલ્યાવસ્થામાં જનનીના જીવનમંત્રથી દીક્ષિત થવા લાગી. જો તેની માતા તેને કોઇ કામ કરતી અટકાવતી તો તેનું સ્મિત વદન ચિંતાતુર બની જતું હતું. થોડા સમયને માટે પણ નકામું બેસી રહેવું લીલાને ગમતું નહોતું; અર્થાત્ તેનો સ્વભાવ પણ તેની માતાને મળતો હતો.

પ્રથમ બિંદુવાસિની પોતે તૈયાર કરેલું સુતર કોઇ એક ક્ષુદ્ર જાતિની સ્ત્રીની માર્ફત બજારમાં વેચવા મોકલતી હતી. આ સુતરના બદલામાં એ ક્ષુદ્ર જાતિની સ્ત્રી જે કાંઇ આપતી હતી તે જ બિંદુવાસિનીને આભારસહ સ્વીકારવું પડતું હતું; પરંતુ આ કામ હવે

લીલાએ પોતાને માથે ઉપાડી લીધું. એ ક્ષુદ્ર જાતિની સ્ત્રી સાથે લીલા જ્યારે જ્યારે બજાર ભરાવાનું હોય ત્યારે ત્યારે બજારમાં જતી હતી અને સુતર વેચતાં જે કાંઈ મળતું હતું તે લઇ આનંદથી ઘેર આવી પોતાની માતાને સોંપી દેતી હતી. આમ થવાથી સુતરની કિંમત પહેલા કરતાં વધારે મળવા લાગી.

એક દિવસે સંધ્યા સમયે લીલા બજારમાંથી સુતર વેચીને ઘર તરફ આવતી હતી. એવામાં એકાએક આકાશમાં વાદળાં ઘેરાઇ ગયાં અને ઠંડો પવન ફુંકાવા લાગ્યો. આમ થવાથી સર્વ મનુષ્યો પોત-પોતાની ઇચ્છામાં આવે એ તરફ પલાયન કરી જવા લાગ્યાં. એવામાં લીલા પણ એક અટ્ટાલિકા જોતાં જ એ અટ્ટાલિકાના નીચેના ઓટલા ઉપર ચઢી ગઇ.

વૃષ્ટિનું તોફાન વધતું જતું હોવાથી ઓટલાની પાસે જ આ-વેલા એક વિશાળ ઓરડામાં એક યુવક બેઠો હતો તે દ્વાર બંધ કરવા આવ્યો તો તેણે જોયું કે એક આઠ વર્ષની કિશોરી બાળિકા ઓટલા ઉપર ભીંજાયલાં વસ્ત્રો પહેરી કંપતી ઉભી હતી. તે ભયભીત ચિત્તે દિવાલને અઢેલીને ઉભી રહી હતી. આ સમયે બાળિકાએ એકાએક દ્વાર તરફ દૃષ્ટિ કરી.

જે યુવકની બાળિકા લીલા તરફ દષ્ટિ ગઇ તેણે વિચાર્યું:-" આ મૃત્યુલોકની બાળિકા છે બાળિકાના વેશમાં સ્વર્ગની દેવી છે ? "

યુવક દ્વાર બંધ કરી શકયો નહિ. તે આ રૂપસુંદરીના અલૈકિક અદ્વિતીય સૌંદર્યનું અવલોકન કરવા લાગ્યો.

થોડા સમય પછી યુવકને એકાએક જ્ઞાન થઇ આવ્યું. તરત જ એ યુવકે કિશોરી લીલાને ઘરમાં આવવા જણાવ્યું; પરંતુ આથી કરીને તો બાળિકાનો ભય સહસ્રધા વધી ગયો; કારણ

કે એ સુસજ્જિત મકાનમાં પ્રવેશ કરવાનું સાહસ તેનાથી થઇ શકતું નહોતું. આ સમયે એક નોકર લીલા પાસે આવી પહોંચ્યો. એ નોકરના કહેવાથી લીલાએ તેની સાથે મકાનમાં પ્રવેશ કર્યો. આ નોકર લીલાનો ઓળખીતો હતો. લીલાની ભીંજાઇ ગયેલી ઓઢણી બદલાવી નાંખવા માટે યુવકે નોકરને બીજું એક વસ્ત્ર લઇ આવવાનું સૂચવ્યું; પરંતુ લીલાએ કોઇ પણ રીતે વસ્ત્ર બદલવામાં પોતાની સંમતિ દર્શાવી નહિ. આ સમયે એ જ ઓરડામાં એક બીજી વ્યક્તિએ પ્રવેશ કર્યો. આવનાર વ્યક્તિએ આવતાંની સાથે જ પ્રશ્ન કર્યો:–" કેમ સોમનાથ! લીલા અહિં ક્યાંથી ?"

આપણી સાથે જે યુવક પ્રથમ પરિચયમાં આવ્યો તેનું નામ સોમનાથ હતું. સોમનાથ મુંબાઇની એક સુપ્રસિદ્ધ પાઠશાળામાં અભ્યાસ કરતો હતો. હમણાં એ મુંબાઇથી પોતાના સરસ્વતીદેવીએ સોંપેલા મિત્ર પાસે આવી ચઢયો હતો.

આ નવીન આવનાર વ્યક્તિનું નામ નરેંદ્રનાથ હતું. નરેંદ્રનાથના પ્રશ્નનો ઉત્તર આપવો બાજૂએ રાખી સોમનાથે કહ્યું:—" શું તું આ કન્યાને ઓળખે છે ?"

નરેંદ્રનાથે ઉત્તર આપ્યો:—" હા. એ આ ગામના દરિદ્ર પરંતુ અતિ પ્રામાણિક પુરુષ લોકનાથની એકની એક કન્યા છે. લોકનાથના જેવો સદ્‌ગુણી મનુષ્ય આ ગામમાં એક પણ નથી. તેની સ્ત્રી તથા આ કન્યા સિવાય તેના કુટુંબમાં બીજું કોઇ નથી. લોકનાથની પત્નીની પ્રશંસા પણ ઘેરે ઘેર થાય છે અને તેનું જીવન સ્ત્રીસમાજને આદર્શ રૂપ છે."

ત્યાર પછી બાળિકાના તરફ નજર કરી નરેંદ્રે કહ્યું:—" લીલા! આવા વરસાદના તોફાનમાં તું ક્યાં ગઇ હતી ?"

લીલાએ સાહસનો સંચય કરી ઉત્તર આપ્યો:—" હું બજાર ભરાયું હતું ત્યાં ગઇ હતી."

નરેંદ્ર:—આજે તો શુક્રવારનું બજાર ભરાયું હશે. એ બજાર તો અહીંથી લગભગ એક માઇલથી પણ વિશેષ દૂર છે. એટલે બધે દૂર તું શા માટે ગઇ હતી ?

લીલા:—સુતર વેચવા.

લીલાનો ઉત્તર સાંભળી સોમનાથે આશ્ચર્ય પામી કહ્યું:-" આટલી ન્હાની છોકરી એટલે બધે દૂર સુતર વેચવા ગઇ હતી ?! એ કયી જાતિની કન્યા છે ?"

નરેંદ્રે સ્મિત હાસ્ય કરી ઉત્તર આપ્યો:-" બ્રાહ્મણ છે. ત્હારી જ ન્યાત."

સોમનાથ:—એનું બીજું કોઇ સગું છે ?

નરેંદ્ર:—એ વાત તો પ્રથમથી જ કહી ચુકયો છું; માત્ર માબાપ છે. બીજું કોઇ નથી. આ કન્યા ઉપર તેનાં માબાપનો અપાર પ્રેમ છે.

સોમનાથ:—એ પ્રેમનો પરિચય તો આવી કિશોરી કન્યાને એક ગાઉ દૂર સુતર વેચવા મોકલે છે એ ઉપરથી જ જાણી શકાય છે.

નરેંદ્ર:-ના–ના. મ્હેં સાભળ્યું છે કે, બાળિકા લીલા ઘણી ઉદ્યોગી છે. આટલી ન્હાની ઉમ્મરમાં જ તે સંસારનાં સર્વ કાર્યોમાં નિપુણ થઈ ગઇ છે; તે પોતાની મરજીથી જ સઘળાં કામ કરે છે; કારણ કે એમની સ્થિતિ ઘણી શોચનીય છે.

નરેંદ્રનાથ તથા સોમનાથની વચ્ચે જ્યારે આ પ્રમાણે વાર્તાલાપ ચાલતો હતો ત્યારે લીલા અવાક બની જઇ સોમનાથના મુખ

તરફ એક નજરે જોઇ રહી હતી. એકાએક સોમનાથની નજર પણ લીલાની તરફ ગઇ. પ્રથમ તો તે બાળિકાનું નૈસર્ગિક સાૈંદર્ય જોઇ આશ્ચર્ય પામ્યો હતો; પરંતુ આ સમયે બાળિકાની દુઃખપૂર્ણ કહાણી સાંભળી તેને માટે તેના મનમાં ઘણી સહાનુભૂતિ ઉત્પન્ન થઇ હતી. તેણે લીલાને પ્રશ્ન કર્યો:–" આજે સુતર વેચીને શું મેળવ્યું ? "

લીલાએ ભીંજાયલા વસ્ત્રના છેડા સાથે બાંધેલા થોડા ઘણા પૈસા દેખાડયા. આ સમયે સોમનાથ પોતાના ખીસ્સામાંથી પાંચ રૂપિયા બ્હાર કાઢી લીલાના વસ્ત્રના છેડે બાંધવા ગયો; પરંતુ લીલા કોઇ પણ પ્રકારે એ રૂપિયા લેવા કબૂલ થઇ નહિ. તેણે ધીમે ધીમે કહ્યું:– " મ્હારે રૂપિયા નથી જોઇતા. "

નરેંદ્રનાથે કહ્યું:–" લીલા ! એ રાજી ખુશીથી જ્યારે તને આપે છે ત્યારે પછી તું શા માટે નથી લેતી ? આ પૈસા લેવામાં પણ પ્રકારનો દોષ નથી. "

લીલાએ ઉત્તર આપ્યો:–" બાએ કહ્યું છે કે સુતર વેચીને જ પૈસા લાવજે. કોઇની પાસેથી કાંઇ પણ આપ્યા સિવાય પૈસા લાવીશ નહિ. "

સોમનાથે બાળિકાના શબ્દો સાંભળી સ્મિતહાસ્ય કરી કહ્યું:– " જો લીલા ! મ્હારે થોડા સુતરની ખાસ જરૂર છે. તું મ્હને વેચાતુ આપીશ કે ? "

ફરીથી લીલાનું મુખ પ્રફુલ્લ થયું. લીલાએ પોતાના વસ્ત્રમાં છુપાવી રાખેલી એક સુતરની ન્હાની પોટલીને બ્હાર કાઢી. સોમનાથે એ પોટલી લઇને લીલાને પાંચ રૂપિયા આપ્યા; પરંતુ આ સમયે લીલાએ કહ્યું–" હું રૂપિયા લઇશ નહિ. આની કિમ્મત તો માત્ર સાડાચાર આના જ છે. "

સોમનાથઃ-તું હજી બાળિકા છે. આની શી કિમ્મત છે તેની તને શી ખબર હોય ? આની કિમ્મત પાંચ રૂપિયા છે!

લીલાઃ-હું આની કિમ્મત સારી રીતે જાણું છું. બહુ બહુ તો પાંચ આનાથી વધારે કિંમતનો માલ તો નથી જ. આજ સુધી હું સુતર વેચું છું; પરંતુ મ્હેં કદાપિ કોઇની પાસેથી એક પણ રૂપિયો લીધો નથી. વળી અમને રૂપિયાની ઘણી જરૂર જેવું પણ નથી. અ-મારું ખર્ચ બધું પૈસાઓથી જ ચાલે છે; હું રૂપિયા લઇને શું કરું

સોમનાથઃ-ત્હારી બાને આપજે.

લીલાઃ-બા રૂપિયા લઇને શું કરશે ? હું તેની પાસે કદાપિ એક પણ રૂપિયો જોતી નથી; માટે આ રૂપિયા તમે તમારી પાસે જ રાખો.

સોમનાથઃ-ત્યારે મ્હારે સુતર પણ લેવું નથી.

આમ કહીને સોમનાથે સુતરની પોટલી ફરીથી લીલાની ઓઢણી સાથે બાંધી દીધી. પોટલી બાંધતી વખતે સોમનાથે એક પચાસની નોટ પોટલીની અંદર છુપી રીતે મૂકી દીધી હતી. આ પ્રકાર જોઇ નરેંદ્રનાથ કાંઇ કહેવા જતો હતો; પરંતુ સોમનાથે નેત્રસંકેત કરીને તેને બોલતો અટકાવ્યો.

વૃષ્ટિ બંધ થઇ ગઇ હતી; તેથી લીલા વધારે વખત નહિ રો કાતાં પોતાના ઘર તરફ ચાલી નીકળી. આ સમયે નરેંદ્રનાથે વિસ્મિત નેત્રે જોયું કે સોમનાથ હજી પણ લીલા તરફ અનિમેષ નયને જોઇ રહ્યો હતો તથા તેનાં નેત્રોમાં અશ્રુબિંદુઓ તરી આવ્યાં હતાં!

નરેંદ્રનાથ સોમનાથની પ્રકૃતિ પિછાનતો હતો; તેથી વિના વિલંબે તે એનાં અશ્રુબિંદુઓનો અર્થ સમજી શક્યો. ઘણા સમય સુધી બન્ને મિત્રો કાંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય બેસી રહ્યા. ત્યાર પછી ઘણા સમય સુધી એ બન્નેની વચ્ચે લીલા સંબંધીની વાત-ચિત ચાલ્યા કરી.

સંધ્યા વીતિ ગઇ હતી. સખ્ત વૃષ્ટિ થઇ ગયા છતાં પણ હજી આકાશ સ્વચ્છ થયું નહોતું. વચ્ચે વચ્ચે મેઘની ગર્જના તેમ જ વિદ્યુતના ચમકારા સર્વને ચમકિત કરતા હતા. 'ઝી ઝી' ના અસ્પષ્ટ સ્વરથી ચારે દિશાઓ જાણે કે કંપતી હતી. ધીમે ધીમે અંધકારે પણ ચારે દિશાઓમાં પોતાનું સામ્રાજ્ય સ્થાપિત કર્યું. આવા સમયે આ અંધકારના સામ્રાજ્યને પોતાના પ્રકાશથી ભેદી નાખતી કિશોરી લીલા ફરીથી નરેંદ્રનાથના મકાન પાસે આવી પહોંચી અને આ સમયે તે કોઇ પણ પ્રકારનો સંકોચ રાખ્યા સિવાય ત્વરિત ગતિથી નરેંદ્રનાથના દિવાનખાનાંમાં ગઇ તો બન્ને મિત્રોને અરસ્પરસ વાતચિત કરતા તેણે જોયા. આ વખતે લીલાએ કોઇ પણ પ્રકારનો સંકોચ રાખ્યા સિવાય નરેંદ્રનાથના મકાનમાં પ્રવેશ કર્યો તેનું કારણ એ હતું કે, તેની સાથે તેના પિતા પણ આવ્યા હતા ! નરેંદ્રનાથે લોકનાથને બેસવાનું કહી પ્રશ્ન કર્યો:-" મહાશય ! આજે તમે કયાંથી ભૂલા પડયા ? "

લોકનાથે નરેંદ્રનાથને યોગ્ય માન આપી કહ્યું:-" મહાશય ! લીલાની સુતરની પોટલીમાંથી એક પચાસ રૂપિયાની નોટ મળી આવી છે. લીલાને મુખે મ્હેં જે હકીકત સાંભળી છે તે ઉપરથી મ્હારી ખાત્રી થઇ છે કે, એ નોટ આપની જ છે; છતાં આપ જુઓ કે આ આપની જ નોટ છે કે નહિ ? "

આમ કહી લોકનાથે એક નોટ પોતાના ખીસ્સામાંથી બ્હાર કાઢીને બતાવી. ત્યાર પછી તેણે ઘણા નમ્ર સ્વરે કહ્યું:-" મ્હને ક્ષમા આપજો. સુતર ભીનું હોવાથી નોટ થોડી ભીંજાઇ ગઇ છે. એથી કોઇ પણ પ્રકારનું નુકશાન તો થશે નહિ ને ? જો દિવસનો વખત હોત તો હું તડકામાં સુકવી નાખીને જ લાવત; પરંતુ અગ્નિની ઉપર સુકવવાની મ્હારી હિંમત ચાલી શકી નહિ, "

લોકનાથનાં વચનો સાંભળી નરેંદ્રનાથે સોમનાથના મુખ તરફ જોયું. સોમનાથે આ સમયે કહ્યુંઃ–" આ નોટ મ્હેં આપની પુત્રીને આપી છે."

લોકનાથ વિશેષ કાંઇ બોલી શક્યો નહિ. તે અવાક બની જઇ આ અપરિચિત યુવકના તરફ જોઇ રહ્યો. થોડા સમય પછી તેણે કહ્યું:–" મહાશય! અમે ઘણાં ગરીબ છીએ એ ખરું; પરંતુ કદાપિ ભિક્ષા ગ્રહણ કરતાં નથી."

ત્યાર પછી બાળિકા તરફ નજર કરી લોકનાથે પ્રશ્ન કર્યો:– " બ્હેન લીલા! ત્હેં આ દયાળુ યુવક પાસે કાંઇ માગ્યું હતું કે?"

લીલાએ પોતાના કપોળપ્રદેશ ઉપર વિહાર કરતી કૃષ્ણ કેશકલાપની લટને દૂર સરકાવતાં કહ્યું:–"ના જી; મ્હેં એમની પાસે કાંઇ પણ માગ્યું નહોતું."

સોમનાથે કહ્યું:–" ખરી વાત છે લીલા, કે ત્હેં મ્હારી પાસે કાંઇ માગ્યું નથી; પરંતુ તું મ્હારી ન્હાની બ્હેન બરાબર છે. શું ન્હાની બ્હેન કાંઇ માગે ત્યારે જ મ્હોટા ભાઇએ તેને આપવું કે?"

આ સમયે લીલાએ આનંદના આવેશમાં આવી જઇ તેના પિતાને પ્રશ્ન કર્યો:–" હેં બાપા! ત્યારે શું આ મ્હારા ભાઇ છે કે? મ્હેં તો કદાપિ ભાઇ જોયા નથી."

લોકનાથે કહ્યું:–" હું સમજી ચુક્યો છું કે અમારી દુઃખપૂર્ણ કહાણીએ તમારા અંતઃકરણમાં દયા ઉત્પન્ન કરી છે; પરંતુ અમે દુઃખી હોવા છતાં જે કાચું પાકું મળે છે તે ખાઇ અતિ આનંદમાં અમારા દિવસો પસાર કરીએ છીએ: મ્હને ક્ષમા આપો. આપની દયાનું દાન હું સ્વીકારી શકીશ નહિ. એવાં ઘણાં અપંગ અને નિરાધાર માણસો છે કે જેમને એક પણ વખત અન્ન મેળવવાની

મુશ્કેલી છે; માટે આપ આ રકમ એવાં માણસોને આપજો કે જેથી આપનું દાન સાર્થક થાય."

સોમનાથે સહજ લજ્જિત બની જઇ કહ્યું:–"ના મહાશય ! આપ એવો વિચાર કરશો નહિ. મ્હેં આ રકમ આપને નથી આપી. આપની કન્યાને આપી છે."

લોકનાથ:–કન્યાને આપી છે તે મ્હને આપ્યા બરાબર છે.

સોમનાથ:–ના–ના, એવું કાંઇ નથી. જો આપની ઇચ્છા ન હોય તો આ રૂપિયા આપના પોતાના ખર્ચમાં ન વાપરશો.

લોકનાથ:–તો પછી એ રૂપિયાનો શો ઉપયોગ કરવો ?

સોમનાથ:–કેમ, આપને આવી સુકુમાર ગુણવતી પુત્રી છે છતાં તેના શરીર ઉપર એક પણ સોનાનો અલંકાર નથી. આપ આ રકમનો એક સુવર્ણ અલંકાર તૈયાર કરાવજો.

લોકનાથ:–પરંતુ મ્હારી લીલા સુવર્ણનો અલંકાર પહેરે તેથી કોઇ પણ પ્રકારનો લાભ નથી. એથી કરીને તો ઉલટું ચોર વગેરેની ભીતિ વધી પડે છે. હમણાં લીલા નિર્ભયતાથી રાત્રે પણ ફર્યા કરે છે; પરંતુ મને તો એના અંગ ઉપર એક પણ અલંકાર હોય તો રાત્રે ઊંઘ સુદ્ધાં આવે નહિ.

આ સમયે નરેંદ્રનાથે કહ્યું:–" મહાશય ! જ્યારે ભાઇએ લીલાનેજ એ રકમ આપી છે ત્યારે પછી આપે એનો સ્વીકાર કરવામાં અસંમતિ દર્શાવવી જોઇએ નહિ. ધારો કે હમણાં ચોરના ભયથી લીલાને અલંકાર નહિ આપો પરંતુ લીલાના લગ્ન પ્રસંગે જો તમે તેને બે ચાર સારા અલંકારો નહિ કરાવી આપો; તો કોઇ સત્પાત્ર મળશે નહિ. કહો જોઇએ કે એ સમયે શું કરશો ?"

"લીલાનું લગ્ન–લીલાનું લગ્ન." એ વખત આ શબ્દોનો પુનરુચ્ચાર

કરી લોકનાથે થોડા સમય સુધી વિચાર કર્યો અને ત્યાર પછી તેણે કહ્યું:-" ત્યારે આપ આ રૂપિઆ હાલમાં આપની પાસે જ રાખો. લીલાના વિવાહ પ્રસંગે મ્હને આપજો. હમણાં તમારી પાસે લીલાના નામપર જમા રહેવા દો."

બીજો કોઇ ઉપાય નહિ હોવાથી નરેંદ્રનાથને લોકનાથનું કહેવું કબૂલ કરવું પડયું. ત્યાર પછી લોકનાથ સોમનાથને મનમાં ને મનમાં આશીર્વાદ આપતો આપતો લીલાની સાથે ઘેર જઇ પહોંચ્યો. લોકનાથના ચાલ્યા ગયા પછી નરેંદ્રનાથે પૂર્વ પ્રમાણે ફરીથી સોમનાથના મુખ તરફ જોયું તો આ વખતે પણ તેનાં નેત્રોમાં અશ્રુબિંદુઓ જણાતાં હતાં.

## (૪)

ઉપર ઉલ્લેખ કરવામાં આવેલી ઘટના ઘટયા પછી બીજાં પણ ચાર વર્ષ વીતિ ગયાં. લીલા બાર વર્ષની થઇ ગઇ. તેના શરીરનું સૌંદર્ય હવે તેના શરીરમાં સમાઇ શકતું નહિ. શૈશવની સુંદરતા સાથે અત્યારની સુંદરતાની સરખામણી થઇ શકે એમ નહોતું. લીલાના યૌવનની અપૂર્વ કાન્તિનો કાંઇક આભાસ તેના અંગના અવલોકનથી થતો હતો.

પરંતુ આ આભાસને અમે કેટલેક અંશે સમજી ગયા છીએ. પ્રભાતના બાળસૂર્યનું તેજ મધ્યાહ્નને કેટલું વધી પડશે એનો અનુભવ કરી શકાય છે; પરંતુ વર્ણનદ્વારા એ પ્રકાશિત કરી શકાતું નથી. વર્ષાની શુરુઆતમાં જે કલ્લોલિનીનો આટલો બધો વેગ છે તેજ વેગપૂર્ણ વર્ષાના સમયમાં કેટલો સખ્ત થઇ પડશે એ સારી રીતે સમજી શકાય છે.

આજકાલ *જાતના બ્રાહ્મણોની કન્યાનો વિવાહ સહેલાઇથી થઇ

શકતો નથી. કન્યા સર્વાંગસુંદરી અને રૂપવતી હોવા છતાં પણ કન્યાનો પિતા ઇચ્છામાં આવે એવા પાત્રને પ્રાપ્ત કરી શકતો નથી. લોકનાથ માટે પણ એમજ થયું. તે દરિદ્ર હોવાથી તેની સ્વરૂપવતી પુત્રી લીલાના સૌંદર્યનું કોઇએ સ્વાગત કર્યું નહિ. આથી લોકનાથની ચિંતા વધી ગઇ. જો કે કેટલાક સાધારણ પ્રકારના અને જગની બત્રીસીએ ચઢેલા યુવકો લીલાની સાથે વિવાહ કરવાની ઇચ્છા રાખતા હતા; પરંતુ લોકનાથે એવા યુવકો પૈકી કોઇને પણ પોતાની પુત્રી આપવાનો અસ્વીકાર કર્યો. બીજી તરફ લીલાને પણ હવે કુમારિકા રાખી શકાય તેમ નહોતું. દરિદ્ર લોકનાથની ચિંતા ધીમે ધીમે વધતી ચાલી. જે કન્યાને જોતાં પૂર્વે અપાર આનંદ પ્રાપ્ત થતો હતો તેજ કન્યા ધીમે ધીમે કાળ, તેમજ સ્થિતિના પ્રભાવે પિતાની ચક્ષુશૂળ સમાન થઇ પડી ! લીલાને જોતાં જ તેના પિતાના હૃદયમાં એક પ્રકારની દારૂણ વ્યથા થવા લાગી. લોકનાથ ધીમે ધીમે અત્યંત અસ્થિર બની ગયો.

બિંદુવાસિનીનું પૂર્વે સદાસર્વદા અતિ પ્રફુલ્લ રહેતું વદનમંડળ હમણાં મલિન થઇ ગયું હતું. એ હાસ્યવિકસિત મુખ ઉપર હવે ચિંતાની ક્ષીણ છાયા નજરે પડતી હતી. લોકનાથનું અંધકારમય હૃદય હવે એ હાસ્યના પ્રકાશથી પ્રકાશિત થતું નહિ. તેની પ્રાણાધિક પુત્રી લીલાનો વિવાહ કરવા જેવી સ્થિતિ ઇશ્વરે તેને આપેલી નહિ હોવાથી તેને પોતાના જીવન ઉપર કંટાળો આવવા લાગ્યો તથા ધીમે ધીમે તેના હાસ્યનો વિકાસ સદંતર બંધ થઇ ગયો. બિંદુવાસિનીના કાર્યક્રમમાં પણ એક પ્રકારનું આશ્ચર્ય ઉત્પન્ન કરે એવું પરિવર્તન થઇ ગયું. જે ઘરકામનો ત્યાગ કરી બિંદુવાસિની એક ક્ષણ પણ સ્થિર રહી શકતી નહિ તે જ ઘરકામ કરતાં હવે તેને અણગમો આવવા લાગ્યો. તે નાછુટકે

ખાવાનું કરી બે કોળીઆ ખાતી હતી. આજથી કેટલાંક વર્ષ પૂર્વે જ્યારે જ્યારે લીલાના વિવાહની વાત નીકળતી ત્યારે બિંદુનો આનંદ તેના હૃદયમાં સમાતો નહોતો. તે સમયે તે અનેક પ્રકારની સુખની કલ્પનાઓ કરતી હતી તેમજ રાત્રે પણ અનેક સુખસ્વમનું દર્શન કરતી હતી. બિંદુની ઇચ્છા પોતાની કન્યા માટે ઉત્તમ પતિ શોધી કાઢી તેના ઉપર પુત્ર સમાન સ્નેહ રાખવાની હતી; પરંતુ યોગ્ય પાત્ર પોતાની દરિદ્ર અવસ્થાને લીધે મળી આવતું નહિ હોવાથી તેનું સુખસ્વમ ઉડી ગયું હતું. આ પ્રકારથી બિંદુના હૃદય ઉપર જેવો આઘાત થયો હતો એવો સખ્ત આઘાત બીજા કોઇ પણ પ્રકારથી તેને થયો નહોતો.

હવે લીલા ન્હાની બાળિકા નહોતી—તે જ્ઞાન મેળવી શકી હતી. આમ છતાં અદ્યાપિ તે તેના માતાપિતાની ચિંતાનું કારણ સ્હમજી શતી નહિ. એ ક્ષુદ્ર બાળિકા સમાજતત્વ કેવી રીતે સમજી શકે ? લીલાને વારંવાર એવો વિચાર થયા કરતો હતો કે શું કન્યાઓ માતાપિતાને ચિંતાતુર કરવાને માટે જ મ્હોટી થતી હશે ? લીલા બીજું શું કરે ? તે માતાપિતાને સુખી કરવાને માટે ગૃહસંસારનું સમસ્ત કામકાજ કરતી હતી. પોતાના દુર્ભાગ્યને લીધે લીલા કોઇ પણ પ્રકારના અપરાધ સિવાય માતાપિતાની અપરાધી થઇ હતી; પરંતુ પોતે શો અપરાધ કર્યો છે એ લીલા સમજી શકતી નહોતી.

આ સાધારણ કુટુંબની જ્યારે આવી અવસ્થા હતી ત્યારે એક દિવસે સંધ્યા સમયે બિંદુવાસિનીએ ચિંતામગ્ન પતિને કહ્યું:–" શું તમને યાદ નથી કે પેલા નરેંદ્રનાથભાઇના એક સ્નેહી આપણી લીલાને માટે તેમને થોડી ઘણી રકમ આપી ગયા છે ? "

લોકનાથે ગાઢ નિશ્વાસનો ત્યાગ કરી ઉત્તર આપ્યો:–" એ માત્ર પચાસ રૂપિયાથી શું થશે ? શું એટલાથી આપણી લીલાનું લગ્ન થઇ શકશે કે ? "

બિંદુઃ-કેટલા રૂપિયા જોઇએ ?

લોકનાથઃ-ઓછામાં ઓછા પાંચસો રૂપિયા તો અવશ્ય જોઇએ. આપણે આટલી બધી રકમ ક્યાંથી મેળવવી ?

બિંદુઃ-ત્યારે હવે કોઇ ઉપાય ?

ફરીથી એક ગાઢ નિશ્વાસ મૂકી લોકનાથે કહ્યુંઃ-" જો ઉપાય હોય તો અત્યાર સુધી નિશ્ચિંત બેસી રહું ખરો કે ? "

બિંદુઃ-ત્યારે જે દયાળુ માણસે લીલાને પચાસ રૂપિયા આપ્યા છે તે માણસને તમે વિનંતિ કરો તો જરૂર એ આપણને થોડી ઘણી બીજી મદદ કરે.

લોકનાથને પત્નીનાં વચનોથી થોડો ગુસ્સો ભરાયો. બિંદુ પતિની મુખમુદ્રા જોતાં જ સહજ ભય પામી. લોકનાથ બોલી ઉઠયોઃ- બિંદુ ! તું જાણે છે કે આપણે ગમે એવા દુઃખપૂર્ણ પ્રસંગો વેઠયા છે છતાં હજી સુધી મ્હેં કોઇની પાસે ભિક્ષા મેળવવા માટે મ્હારો હાથ ધર્યો નથી. મ્હારી લીલાને માટે કોઇ સત્પાત્ર મળી આવે એ હેતુથી હું હવે ભિક્ષાની યાચના પણ કરીશ. આજે ત્હેં મ્હને ઠીક એ દયાળુ આત્માનું સ્મરણ કરાવ્યું. મ્હને લાગે છે કે એ દયાળુ દાતા પાસે જઇને હું પ્રાર્થના કરીશ તો મ્હારી પ્રાર્થના નિષ્ફળ નહિ જ થઇ પડે. હવે હું આ સંબંધીની વ્યવસ્થા કરવા માટે નરેંદ્રનાથ પાસે જાઉં છું તથા ત્યાં જઇને હું તેમના મિત્ર સંબંધીની સર્વ હકીકત જાણી લઇશ. "

આમ કહીને લોકનાથ વિના વિલંબે નરેંદ્રનાથના નિવાસસ્થાન તરફ ચાલી નીકળ્યો. આ સમયે નરેંદ્રનાથ એકલો જ પોતાના દિવાનખાનામાં બેઠો હતો. નરેંદ્રનાથ આગળ પોતાની કર્મકથા કહેતાં કહેતાં લોકનાથ રડી પડયો તથા રુદન કરતાં કરતાં તેણે કહ્યુંઃ-" તમારા

પેલા મિત્રની મદદ સિવાય કન્યાદાનના ઋણમાંથી હું મ્હારો ઉદ્ધાર કરી શકું તેમ નથી. તમારે આ કાર્યમાં મ્હને મદદ કરવી પડશે."

નરેંદ્રનાથે લોકનાથનું સાંત્વન કરતાં કહ્યું:-"આપે અત્યાર સુધી મ્હને આ વાત કેમ કરી નહિ? સોમનાથ આપની લીલા ઉપર એવો સ્નેહ રાખે છે કે તે આપને આવા પ્રસંગે અવશ્ય મદદ કરશે એવી મ્હારી ખાત્રી છે. તેના દરેક પત્રમાં તે લીલાની સ્થિતિના સમાચાર પૂછે છે. લીલા કેટલી મ્હોટી થઇ છે, તેનો વિવાહ થયો છે કે નહિ, આવા અનેક પ્રકારના પ્રશ્નો લીલા સંબંધી તે પૂછે છે. હમણાં તે મુંબઇમાં જ છે. હું આજે તેને આ હકીકત સંબંધી એક પત્ર લખીશ. વળી સોમનાથ આપની લીલાના અલંકાર માટે જે પચાસ રૂપિયા મ્હને આપી ગયો છે તે હું હમણાં જ આપને આપું છું."

નરેંદ્રનાથનાં આ વચનો સાંભળવામાં આવતાં જ લોકનાથના આનંદની સીમા રહી નહિ. આનંદાશ્રુથી તેનાં નેત્રો ભરાઇ આવ્યાં. આનંદથી વિહ્વળ બની ગયેલા કંઠે કહ્યું:-"ત્યારે શું હું આ ઋણમાંથી મુક્ત થઇ શકીશ? મ્હારી લીલાને હું સુખી કરી શકીશ? સોમનાથની સાથે મ્હારો વિશેષ સંબંધ નથી છતાં તેઓ મ્હારી લીલા તરફ આટલી બધી દયા કેમ દર્શાવે છે?"

નરેંદ્રનાથે કહ્યું:-"મહાશય! આપના જેવા સચ્ચરિત્ર પુરુષ આ ગામમાં બીજા એક પણ નથી. આપનું હિત કરવાને માટે હું મ્હારાથી બનતો યત્ન કરીશ. લીલાના વિવાહનો ભાર અમારી ઉપર છે. આપ નિશ્ચિંત રહેજો."

લોકનાથ આનંદથી અધીરો બની જઇ આ મંગળ સમાચાર પત્નીને જણાવવા માટે ત્વરાથી સ્વગૃહ તરફ ચાલી નીકળ્યો.

## ( ૫ )

" લોકનાથ મહાશય ! ઘેર છો કે ? "

એક દિવસે પ્રાતઃકાળે નરેંદ્રનાથે લોકનાથના ઘર પાસે આવી ઉપર પ્રમાણે પ્રશ્ન કર્યો. આ સમયે નરેંદ્રનાથ એકલો નહોતો. તેની સાથે આપણો પૂર્વપરિચિત સોમનાથ પણ હતો. લોકનાથ વિના વિલંબે ઘરની બ્હાર આવ્યો તથા નરેંદ્રનાથ તેમજ સોમનાથને જોતાં આનંદ સાથે આશ્ચર્યસૂચક મુખમુદ્રા કરી થોડા સમય સુધી સ્થિર ઉભો રહ્યો. ત્યાર પછી બન્ને મિત્રોને આદરસહિત પોતાના જીર્ણ ઘરમાં લઇ ગયો અને એક ખાટલો ઢાળી તેના ઉપર બન્ને મિત્રોને બેસાડયા. ખાટલા ઉપર બેઠા પછી નરેંદ્રનાથે કહ્યું:–" આપની લીલાનું ભાગ્ય ઘણું સારું છે. સોમનાથ આપનો પત્ર મળતાંની સાથે આવી પહોંચ્યો છે. એ આપની લીલાના વિવાહનું સમસ્ત ખર્ચ આપવા તૈયાર છે. હવે એ સંબંધી આપને લેશ પણ ચિંતા કરવાની જરૂર નથી."

નરેંદ્રનાથનાં વચનો સાંભળતાંજ લોકનાથ એકાએક રડી પડયો. સોમનાથ પાસે કેવી રીતે કૃતજ્ઞતા દર્શાવવી એ તેને સૂઝયું નહિ. એવામાં બિંદુવાસિનીની નજરે ઉભય મિત્રો પડયા. બિંદુવાસિનીએ સોમનાથને વિના વિલંબે ઓળખી કાઢયો. તેણે પતિની સ્થિતિ જોઇ આ ઉભય મિત્રો પાસે આવી મિષ્ટ સ્વરે પ્રશ્ન કર્યો:–" ભાઇ ! તમે કોણ છો ? મ્હારી લીલા ઉપર તમારી આટલી બધી કૃપા છે તેનું શું કારણ ? "

સોમનાથે જોયું કે લોકનાથની પત્ની બિંદુવાસિનીનાં નેત્રોમાં પણ અશ્રુજળ ભરાઇ આવ્યું છે. આવો દેખાવ જોઇ સોમનાથ સ્થિર રહી શક્યો નહિ. આ વખતે તેનાં નેત્રો પણ અશ્રુજળથી ભારે થઇ ગયાં.

તેણે કંપિતકંઠે કહ્યું:-"માતાજી! હું આપનો પુત્ર છું."

આ વખતે કેટલાંક અજવાળેલાં વાસણો લઇ ધીમે ધીમે લીલા વાડામાંથી ઘરમાં આવી પહોંચી. એ જણ આગંતુકને જોઇ પ્રથમ તો તે સહજ શર્માઇ ગઇ. આથી બિંદુવાસિનીએ લીલાના તરફ દૃષ્ટિ કરી કહ્યું:-"લીલા! શર્મ શા માટે રાખે છે? આ કાંઇ પારકા માણસો નથી."

લીલાની શર્મ ક્ષણ માત્રમાં ચાલી ગઇ. તે પોતાની માતાની છેક પાસે આવીને ઉભી રહી. આ સમયે સોમનાથના મનમાં જૂદા જ પ્રકારના વિચારો ચાલતા હતા. તે વિચારતો હતો કે:-"અહા! કેવી ગુલાબના વિકસિત પુષ્પ જેવી કોમળ કુમારિકા! તું પણ આપણા અંધ સમાજનો ભોગ થઇ પડી છે! હરિ! હરિ!! ગરીબાઇને લીધે આવી કેટલી ગુલાબ સમાન સુંદર કુમારિકાઓ દુઃખરૂપ અગ્નિનો ભોગ થઇ પડતી હશે? શું આપણો સમાજ અર્થલોલુપ છે? સ્નેહભોગી નથી? આ આપણું કેવું કમનસીબ!"

આ સમયે લોકનાથે વાત ઉપાડી:-"ત્યારે હવે કોઇ પાત્ર નક્કી કરવું જોઇએ."

નરેંદ્રનાથ:-હા, હવે વિલંબ કરી અંધ સમાજની અધિક નિંદા વિના કારણ શા માટે સાંભળવી? તમારી નજરમાં કોઇ સત્પાત્ર છે કે નહિ?

લોકનાથ:-હા, બે ત્રણ છોકરાઓ છે; પરંતુ તેમનાં માબાપના વિચારોને આપણાથી પરિપૂર્ણ કરી શકાય તેમ નથી. તેઓ મ્હારી સ્થિતિનો બિલકુલ વિચાર કર્યા સિવાય જ જેમ ઇચ્છામાં આવે તેમ કહે છે. હું કાંઇ કુબેરભંડારી નથી.

સોમનાથ:-નાણાંની ચિંતા રાખવાની આપને હવે શી જરૂર છે?

લીલાના વિવાહમાં જેટલું ખર્ચ થાય તેટલું આપવાને હું તૈયાર છું.

લોકનાથઃ-તમારી કૃપા અપાર છે. તમે મૃત્યુલોકના માનવી નથી; પરંતુ સ્વર્ગના દેવતા છો. તે સિવાય આટલી બધી ઉદારતા દર્શાવવા તેમ જ આત્મભોગ આપવા તૈયાર થાઓ નહિ. હું આજે જ કોઇ પાત્ર નક્કી કરું છું. તમે બન્ને મિત્રો આજે ભોજન કરવાનું અત્રે જ રાખજો.

સોમનાથઃ-ભલે જેવી આપની ઇચ્છા.

જ્યારથી લીલાના વિવાહની વાત ચાલતી હતી ત્યારથી લીલા ત્યાંથી ચાલી ગઈ હતી; આમ છતાં તેણે પોતાના લગ્ન સંબંધીની સમસ્ત હકીકત ગુપ્ત રીતે સાંભળી લીધી હતી!

બિંદુવાસિની તથા લીલા ભોજન તૈયાર કરવાના કાર્યમાં પ્રવૃત્ત થયાં. નરેંદ્રનાથ તથા સોમનાથ ઘેર જઇ આવવાનું કહી લોકનાથને ત્યાંથી ચાલી નીકળ્યા.

બિંદુની પાડોશમાં એક વિધવા સ્ત્રી રહેતી હતી. એ સ્ત્રી વિધવા છતાં ઘણી વાચાળ હતી. જે ગામમાં લોકનાથ રહેતો હતો તે ગામનો જો મુખ્ય ખબરપત્રી જોવા જઇએ તો તે આ વિધવા સ્ત્રી જ હતી. કાંઇ કારણવશ આજે તે બિંદુવાસિનીને ત્યાં જતી હતી એવામાં બ્હારથી જ તેને કાને લીલાના વિવાહની વાત સંભળાઇ; આથી કરીને તેણે પોતાનું કાર્ય પડતું મૂકી લીલાના વિવાહ સંબંધીની સઘળી હકીકત સાંભળી લીધી અને પછીથી તે ગુપચુપ પોતાને ત્યાં ચાલી ગઇ. ધીમે ધીમે આ વિધવા સ્ત્રીએ પોતાના સ્વભાવ અનુસાર આખા ગામમાં એવી વાત ફેલાવી દીધી કે, લોકનાથથી છેવટે કાંઈ ન બન્યું તેથી તે હવે પોતાની પુત્રીનો વિવાહ કરવા માટે ભિખ માગે છે. કન્યાદાન વગેરેનું ખર્ચ તે બીજાઓ પાસેથી ભિખ માગીને એકઠું કરનાર છે!!

લોકનાથે જ્યારે એક બે સ્થળોએ જઇ કન્યાના વિવાહની વાત કાઢી ત્યારે તેને એવો ઉત્તર મળ્યો કેઃ—"તમે કન્યાદાન, પહેરામણી વગેરેનું ખર્ચ ભિખ માગીને એકઠું કરો છો તેથી તમારા જેવાની સાથે સંબંધ કરવાથી અમને શો લાભ ? અમારે કાંઇ અમારી આબરૂ પર પાણી ફેરવવું નથી. જો કે કન્યા રૂપવાન્ તેમજ ગુણવાન્ છે; પરંતુ તમારી ભિખારી જેવી અવસ્થા જોઇ અમે તમારી સાથે સંબંધ બાંધી શકીશું નહિ."

આ કેવું દુર્દૈવ ! લક્ષ્મીની કૃપા થઇ તો પણ ભાગ્યદેવીનો કોપ દૂર થયો નહિ. લોકનાથે સ્વગૃહે આવીને પોતાની પત્નીને સઘળી હકીકત કહી સંભળાવી તો તેના હૃદય ઉપર પણ સખ્ત આઘાત થયો. પતિ પત્નીની સઘળી આશાઓ ઉપર પાણી ફરી વળ્યું.

છેવટે લોકનાથે નિરુપાયે આ હકીકત નરેંદ્રનાથ તથા સોમનાથને કહી સંભળાવી. સોમનાથનો આત્મા ઘણો દુઃખી થયો; છતાં કોઇ પણ પ્રકારે લોકનાથને સંકટ મુકત કરવાનું કહી ઉભય મિત્રો ભોજનાદિથી નિવૃત્ત થઇ ઘર તરફ ચાલ્યા ગયા.

( ૬ )

મનુષ્ય પોતાનું ચરિત્ર પોતે સહેલાઇથી સમજી શકે છે; પરંતુ બીજા કોઇને સમજાવવું સહેલું નથી. સોમનાથનું ચરિત્ર અમે સારી રીતે સમજી ગયા છીએ; પરંતુ પાઠકોને તે સમજાવી શકયા છીએ કે નહિ એ સંબંધી સંદેહ છે; છતાં એટલું તો સર્વના જાણવામાં આવ્યું હશે જ કે સોમનાથ સચ્ચરિત્ર, દયાળુ, વિદ્વાન્ તથા આ ઉપરાંત બીજા પણ અનેક ગુણોથી વિભુષિત હતો.

વૃષ્ટિના સમયે સોમનાથે પ્રથમ આપણી લીલાને જોઇ ત્યારે લીલાને માટે તેના અંતઃકરણમાં દયાભાવના જાગ્રત થઇ હતી; એટલું

જ નહિ પણ તે સમયે લીલાના રૂપથી તે મુગ્ધ બની ગયો હતો. ત્યાર પછી લીલાના અસંખ્ય ગુણો એક પછી એક જેમ જેમ તેના જાણવામાં આવતા ગયા તેમ તેમ લીલા તરફનો તેનો સ્નેહ વૃદ્ધિંગત થતો ગયો. એક ન્હાની દરિદ્ર બાળિકાની પ્રામાણિકતા, નિર્દોષતા, માતા પિતા તરફની અપૂર્વ મમતા તેમજ સારાસારનો નિશ્ચય કરવાનું જ્ઞાન એ વગેરે જોતાં જ સોમનાથના મનમાં તેને માટે પ્રેમ ઉત્પન્ન થાય તો તેમાં આશ્ચર્ય જેવું શું હોય? જો કે લીલાની પિછાન થયા પછી સોમનાથે ચાર વર્ષ મુબાઇમાં વિદ્યાભ્યાસ કરવામાં પસાર કર્યાં હતાં છતાં આ ચાર વર્ષ દરમ્યાન તે એક પણ દિવસે લીલાના સુંદર મુખને ભૂલી શક્યો નહોતો. લીલા તરફ તેની અપાર લાગણી હોવાથી જ નરેંદ્રનાથનો પત્ર મળતાં તે આવી પહોંચ્યો હતો; પરંતુ તેણે આર્થિક સહાયતા કરવાનું કબૂલ કર્યા છતાં લીલાના સુભાગ્યે કે દુર્ભાગ્યે તેને માટે લોકનાથને એક પણ પાત્ર મળી આવ્યું નહિ તેથી છેવટ સોમનાથે આત્મભોગ આપીને પણ લીલાને સુખી કરવાનો વિચાર કર્યો. ઘેર પહોંચ્યા પછી તેણે પોતાનો વિચાર પોતાના મિત્ર નરેંદ્રનાથને નિવેદન કર્યો. સોમનાથની હકીકત સાંભળતાં જ નરેંદ્રનાથને આશ્ચર્ય લાગ્યું. તેણે કહ્યું:–" ભાઇ ! જો લીલાની સાથે તું પોતે જ લગ્ન કરે તો પછી ત્હારી ઉદારવૃત્તિની સીમા જ ન રહે. વળી લીલા સદ્દગુણી અને સ્વરૂપવતી કન્યા છે. તેને તું એક આદર્શ ગૃહિણી બનાવી શકીશ. ઇશ્વરકૃપાથી અદ્યાપિ ત્હારું લગ્ન થયું નથી; તેથી લીલાની સાથે લગ્ન કરી તું સંસારી થા, અને ત્હારું જીવન સદ્દગુણી પત્નીથી સુખમય કર. વળી તું ક્યાં જાણતો નથી કે સદ્દગુણી ભાર્યા પ્રાપ્ત થવી એ પણ એક અતિ સૌભાગ્યની વાત છે. આપણા આર્યસંસારોમાં સ્ત્રીઓની સ્થિતિ, તેમના આચાર

વિચાર, તેમનું શિક્ષણ વગેરે જોતાં લીલા જેવી બીજી એક પણ કન્યા તને પત્ની તરીકે મળવી સર્વથા અસંભવિત છે. "

સોમનાથે કહ્યું:–" ભાઇ ! ખરું છે ! જો કે હું શ્રીમંતનો પુત્ર છું તો પણ તેથી લીલા સાથે લગ્ન કરવામાં હું કોઈ પણ પ્રકારની શર્મ રાખનાર નથી. સમાજ ભલે મ્હને ગમે તેવો કહે, મ્હારું માન રાખે યા ન રાખે તો પણ લીલાને સુખી કરી હું તેનાં માતાપિતાના આશીર્વાદ પ્રાપ્ત કરીશ. વળી મ્હારાં માતાપિતાનો દીર્ઘ કાળથી પરલોકવાસ થયો છે એ તું જાણે છે. એટલે લીલાની સાથે લગ્ન કરવા માટે મ્હારે કયાં કોઇની રજા લેવાની છે ? બાકી બીજાં બધાં જે સગાંવ્હાલાંઓ છે તેમને લગ્ન સમયે નિમંત્રણ કરવામાં આવશે. વળી તું એમ ન ધારતો કે લીલાની સાથે લગ્ન કરવાના ઉદ્દેશથીજ હું પૂર્વેથી તેના તરફ માયા દર્શાવતો આવ્યો છું; પરંતુ લીલા જેવી સદ્‌ગુણી કુમારિકા માટે પણ કોઇ સાધારણ પાત્ર નથી મળી આવતું એ આપણા સમાજની સ્વાર્થાંધતાનું મુખ્ય પ્રમાણ છે. આપણા સમાજના લોકોને માણસના ગુણની કદર નથી; પૈસાની કદર છે, માન અપમાનની કદર છે અને તેથી જ આપણા સમાજની દિન પ્રતિદિન ઉન્નતિ થવાને બદલે અધોગતિ થઇ છે. હું લીલાને અંધ સમાજની બેડીમાં બંધાયલી જોઇ શકતો નથી તેથી જ તેની સાથે લગ્ન કરવા તૈયાર થયો છું."

નરેંદ્રનાથ બોલી ઉઠયો:–" ધન્ય છે ! ધન્ય છે ત્હારા વિચારોને ! તું એક ઉચ્ચ પ્રકારનો વિચારકર્ત્તા છે. ત્હારી ભાવનાઓ આદર્શ સ્વરૂપ છે. હું આજે જ લોકનાથને મળી લીલાનું ત્હારી સાથે લગ્ન થાય એવી વ્યવસ્થા કરું છું. લીલાને તું પ્રાપ્ત કરીશ એટલે મ્હને પણ પરમ સંતોષ થશે. "

× × × ×

તરત જ નરેંદ્રનાથે એકલાએ લોકનાથ પાસે જઈ સર્વ હકીકત નિવેદન કરી. લોકનાથે જ્યારે એમ જાણ્યું કે સોમનાથ સ્વયં તેની પુત્રી સાથે વિવાહ કરવા તૈયાર છે ત્યારે તેના આનંદની સીમા રહી નહિ. બિંદુવાસિની પણ હર્ષઘેલી બની ગઇ. લીલા પણ પોતાના આનંદના આવેગને મનમાં ને મનમાં જ છુપાવવા લાગી. ધીમે ધીમે આ વાત ગામમાં પણ જાહિર થઇ ગઇ. અજ્ઞાની લોકો સોમનાથને મૂર્ખનું ઉપનામ આપવા લાગ્યાં. કેટલાક વૃદ્ધ ડૅાસીઓ આપસ આપસમાં કહેવા લાગ્યા કેઃ-" ગમે તેમ તો પણ હજુ ઉચ્છૃંખલ યુવાનીના દિવસ છે એટલે જ તે આવા ઊંડા કૂવામાં પડી મરે છે. આજકાલના છોકરાઓ વડિલ જનોનો યા તો સગાંવ્હાલાંનો ભાવ પૂછ્યા સિવાય જેમ ફાવે તેમ કરે છે. કળજુગ (કળિયુગ) કાંઇ અમસ્તો કહેવાય છે ?!"

લોકોએ ગમે એવી ટીકાઓ કરી; પરંતુ તે તરફ સોમનાથે યા તો લોકનાથે-બન્નેમાંથી કોઇએ બિલ્કુલ લક્ષ્ય આપ્યું નહિ. નરેંદ્રનાથ તેમ જ લોકનાથને મળી લગ્ન મુહૂર્ત નક્કી કરાવી સોમનાથ પોતાને ગામ ચાલ્યો ગયો.

( ૭ )

હવે અમે આ સ્થાને સોમનાથની કેટલીક વિશેષ પિછાન કરાવીશું તો તે અસ્થાને તો નહિ જ ગણાય. સોમનાથ ઉચ્ચ કુળનો બ્રાહ્મણ યુવક હતો. તેના પિતાએ જ્યારે પરલોક કર્યો ત્યારે લોકનાથના માથા ઉપર જ સઘળો ગૃહસંસારનો ભાર આવી પડ્યો. આમ છતાં તેની માતા ઘણી સુશીલ હોવાથી તથા તે પુત્રને વિશેષ વિદ્યા અપાવવાની અભિલાષા ધરાવતી હોવાથી તેણે પુત્રને તેનો અભ્યાસ ચાલૂ રાખવાની આજ્ઞા કરી. છેવટે સોમનાથ બી, એ, સુધી જઇ પહોંચ્યો અને પરીક્ષાને લગભગ ૭ માસનો વિલંબ હતો એવામાં એકા-

એક તેની મમતામયી માતા પણ માત્ર એક સપ્તાહનો મંદવાડ ભોગવી પરલોકવાસિની થઇ. પરીક્ષાનો સમય નજીક આવી પહોંચેલો હોવાથી સોમનાથે અભ્યાસને જલાંજલિ આપવાનું ઉચિત ધાર્યું નહિ. પિતાના વખતથી જે એક વિશ્વાસપાત્ર માણસ મુખ્ય મુનીમનું અર્થાત્ લેવડદેવડનું કાર્ય કરતો હતો તેને માથે કામનો સઘળો ભાર મૂકી તે પોતાનો અભ્યાસ કરવા લાગ્યો. ધીમે ધીમે પરીક્ષા આવી પહોંચી. પરીક્ષા પૂર્ણ થયાને લગભગ ત્રણ ચાર દિવસ થયા હશે એટલામાં જ પોતાના મિત્ર તરફથી લીલાની હકીકત સંબંધીનો પત્ર આવતાં જ તે નરેંદ્રનાથ પાસે આવી પહોંચ્યો અને ત્યાર પછી શું બન્યું એ પાઠકોની જાણ બ્હાર નથી જ. નરેંદ્રનાથની સ્થિતિ પહોંચતી નહિ હોવાથી તેણે પ્રિવિયસ સુધી અભ્યાસ કર્યો હતો અને એ સમયે તે સોમનાથની સાથે એક વર્ગમાં અભ્યાસ કરતો હતો તેથી તે સમયથી બન્ને વચ્ચે મિત્રતા થઇ હતી.

નક્કી કરેલા મુહૂર્તે સોમનાથ પોતાનાં કેટલાંક સગાંવ્હાલાં સાથે લગ્ન કરવા આવી પહોંચ્યો. લોકનાથે પણ સમસ્ત તૈયારી કરી રાખી હતી. યથા મુહૂર્તે લોકનાથે પોતાની એકની એક પ્રાણાધિક પુત્રી લીલાનો હાથ સોમનાથના હાથમાં મૂકયો અને તેણે આ નવીન દંપતિને આશીર્વાદ આપ્યો. બિંદુવાસિનીએ પણ પુલકિત મુખે દેવ સમાન જમાઇને આશીર્વાદ આપી કન્યાને પોતાની છાતી સરસી ચાંપી. સોમનાથે તેમ જ લીલાએ લોકનાથ તેમ જ બિંદુવાસિનીને પ્રણામ કર્યા.

આનંદના વખતને વીતિ જતાં વાર લાગતી નથી. ધીમે ધીમે લીલાને સાસરે વળાવવાનો સમય પણ આવી પહોંચ્યો. એ સમયે લોકનાથ તેમજ બિંદુવાસિનીનું હૃદય ભરાઇ આવ્યું. કારણ કે તેમના

ઘરનો ઉજ્વળ દીપક આજે બીજા ઘરને પ્રકાશિત કરવા જતો હતો; છતાં લોકનાથ બુદ્ધિશાળી હતો. તેણે સોમનાથને બે ચાર શબ્દોનો ઉપદેશ આપ્યો. સોમનાથે પણ એ ઉપદેશનો સંતોષકારક ઉત્તર આપ્યો. બિંદુવાસિનીએ પુત્રીને પણ સાસરામાં કેવી વર્તણૂક રાખવી એ વગેરે સંબંધી અસરકારક ઉપદેશ આપ્યો. અને છેવટે માતા-પિતાએ પોતાની પ્રાણાધિક પુત્રીને સાસરે વળાવી.

લોકનાથે સ્નેહમયી, સદ્‌ગુણી, બુદ્ધિશાળી તેમજ દયાર્દ્ર અંતઃકરણ વાળી લીલાને મેળવી અપૂર્વ આનંદ અનુભવ્યો. તેનો સંસાર આર્ય સંસારોને અનુકરણીય થઇ પડયો. સાસરે ગયા પછી પણ લીલા રેંટીઓ ફેરવી હમ્મેશાં સુતર કાંતતી હતી. તથા સોમનાથ તેના એ કાર્યમાં બાધ નહિ કરતાં ઉલટું એમ કહેતો કેઃ—" લીલા! રેંટીઓ જ સ્વરાજ્યનું સુદર્શનચક્ર છે. જ્યારે ભારતવર્ષમાં ઘેર ઘેર રેંટીઓ ચાલૂ થશે અને પ્રત્યેક ભારતવાસી વિલાયતી વસ્ત્રોનો બહિષ્કાર કરી શુદ્ધ સ્વદેશી વસ્ત્રો વાપરશે ત્યારે ભારતીય સ્વતંત્રતાનો સૂર્ય અવશ્ય પ્રકાશશે."

નરેંદ્રનાથ પણ પોતાના મિત્રને સાંસારિક સ્થિતિમાં અતિ સુખી જોઇ પ્રસન્ન થયો. અમે પણ આ આદર્શ દંપતિને અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપી વિરમીએ છીએ અને આપણા અંધ સમાજમાં લીલા જેવાં રત્નોની કાંઇક કિંમત અંકાય એવું ઇચ્છીએ છીએ. इतिशम्.



# ભાગ્યોદય.

( ૧ )

ત્રીસ વર્ષની ઉમ્મર સુધી અવિવાહિત રહી એકાએક અવિનાશચંદ્ર વિવાહ કરી આવ્યો ત્યારે બંધુમંડળમાં થોડા દિવસ સુધી ઘણું આંદોલન ચાલ્યું.

ધનવાન પિતા તારાપ્રસન્નનો એકનો એક પુત્ર હોવા છતાં અવિનાશ વિલાસમાં ઉછર્યો નહોતો. તેના પિતા એ માતૃહીન બાળકનું ગંભીર સ્નેહથી લાલન પાલન કરતા હતા; છતાં કદાપિ ખોટાં લાડ લડાવી તેમણે તેના સર્વસ્વના નાશનો માર્ગ ખુલ્લો કર્યો નહોતો. બાલ્યાવસ્થાથી જ અવિનાશનું અભ્યાસમાં વિશેષ લક્ષ્ય હતું. અઢાર વર્ષની ઉમ્મરે તેણે જ્યારે બી, એ, ની પરીક્ષા પસાર કરી ત્યારે તેની ફોઇ શિવગંગાએ પોતાના ભાઇને પુત્રનો વિવાહ કરી નાંખવાની સૂચના કરી હતી." ઉત્તરમાં તારાપ્રસન્ને કહ્યું હતું કે, 'હમણાં નહિ.'

શિવગંગા ભાઇના સ્વભાવને સારી રીતે જાણતી હતી. તે સમજી ગઇ કે, હવે વિશેષ કાંઇ કહેવાથી ફળ નથી. આમ છતાં સંક્ષિપ્ત ઉત્તરથી સંતોષ નહિ થવાથી તેણે કહ્યું:—" ત્યારે પછી ક્યારે વિવાહ થશે? જો ઘરમાં ગૃહિણી હયાત હોત તો અવિનાશ આજ સુધી કુંવારો રહેત કે?"

તારાપ્રસન્ને પોતાનું મ્હોં ફેરવી કહ્યું:-" બ્હેન! એક વખત તો મ્હેં કહ્યું કે, વિવાહ હમણાં કરવો નથી. અવિનાશની હજી વિવાહ કરવા જેટલી ઉમ્મર થઇ નથી."

શિવગંગા ગાઢ નિશ્વાસ મૂકી ચાલી ગઇ. તારાપ્રસન્નમાં જો ભવિષ્ય જાણવાની શક્તિ હોત તો તેઓ પોતાની બ્હેનની વાત તરફ દુર્લક્ષ્ય કરત નહિ. તેઓ જાણતા નહોતા કે, એક વર્ષ વીતતાં ન વીતતાંમાં તો પોતાની જીવનલીલાનો અંત આવનાર છે. જો એ વાત તેઓ જાણતા હોત તો ક્યારનોય અવિનાશનો વિવાહ કરી નાંખી પુત્ર અને પુત્રવધૂનો સુખી સંસાર જોઈ જીવનના છેવટના દિવસો તેમણે સુખમાં પસાર કર્યા હોત.

તારાપ્રસન્નના મૃત્યુ પછી અવિનાશની ફોઇએ પોતાના ગામના જમીનદારની કન્યા સાથે અવિનાશનો વિવાહ સંબંધ ઉપસ્થિત કર્યો. અવિનાશે કહ્યું:—"એ છોકરી ઘણી કાળી છે! હજી થોડા દિવસ ધીરજ રાખોને; ઉતાવળ કરવાની શી જરૂર છે?"

ફોઇએ કહ્યું:—"ભાઇ! તમે આજકાલના છોકરાઓ વડિલ જનોની વાત સાંભળતા જ નથી. જો કોઇ રૂપવતી કન્યા સાથે ત્હારે વિવાહ કરવો હોય તો એવી કન્યાઓની પણ શી ખોટ છે? તું હા ક્હે એટલે થયું."

અવિનાશે કહ્યું:—"ફોઇબા! તમે ગુસ્સે ભરાશો નહિ. હજી થોડા દિવસ જવા દો."

ફોઇબા મ્હોં ચઢાવી અવિનાશ પાસેથી ચાલ્યાં ગયાં.

તારાપ્રસન્ન જ્યારે જીવતા હતા ત્યારે તેમનું બીજું એક મકાન ખાલી પડી રહેતું હતું. હવે અવિનાશ એ મકાનમાં જ રહેવા લાગ્યો. તેણે મકાનમાં એક મ્હોટી લાયબ્રેરી કરી તથા રાત્રિ દિવસ અભ્યાસમાં નિમગ્ન રહીને વિવાહની વાત તે ભુલી ગયો. ત્રીસ વર્ષની ઉમ્મર સુધી બાહ્ય જગત્ સાથે તેનો બિલકુલ સંબંધ નહોતો. અન્નની ચિંતા નહોતી તથા બીજી પણ કોઇ સાંસારિક ચિંતા નહોતી. તે

બંધુહીન નહોતો—એના જેવા ધનવાનના બંધુઓ ન હોય તો એ આશ્ચર્યનો વિષય ગણાય. બંધુવર્ગ વચ્ચે વચ્ચે નિસ્વાર્થભાવથી તેને વિવાહ કરવાનો અનુરોધ કરતો ત્યારે તે કહેતો કે, " વિવાહ કરવાની શી જરૂર છે ? આ સ્થિતિમાં હું સુખી છું. "

એવામાં પ્રવાસ કરવાની અવિનાશની ઇચ્છા થઇ. પ્રવાસમાં ગયા પછી વિવાહ સંબંધી તેનો વિચાર બદલાયો. શ્યામાંગી કમલિનીની સાથે વિવાહ કરી તે દેશમાં પાછો ફર્યો. એ વખતે કમલિનીની ઉમ્મર ચૌદ વર્ષની હતી. કમલિનીના દરિદ્ર પિતાને કન્યાદાનના ઋણમાંથી મુક્ત કરવાનો જ અવિનાશનો ઉદ્દેશ હતો એ બ્હારનાં માણસો જાણતાં નહોતાં. દેશમાં આવતાં પહેલાં જ તેણે સગાં સંબંધીઓને પોતાના વિવાહના સમાચાર જણાવ્યા. સર્વેએ વિચાર્યું કે, અવિનાશ અવશ્ય કોઇ અત્યંત રૂપવતી બાળિકાની સાથે વિવાહ કરી તેને લઇ આવતો હશે! તેમની એવી માન્યતા હતી કે, બાળિકા સુંદરી ન હોય તો અવિનાશના ચિરકુમારવ્રતનો ભંગ થવો અશક્ય છે ! ! જાગીરદારની કાળી કન્યાને તેણે નાપસંદ કરી હતી એ વાત પણ ઘણાં ખરાં માણસો જાણતાં હતાં. કમલિનીનું દર્શન થતાં સર્વેનો ભ્રમ દૂર થઇ ગયો. અવિનાશ એ કાળી કન્યા સાથે વિવાહ કરી સર્વેના વિરાગને પાત્ર થયો. મિત્રમંડળમાં પણ આ વિષયની ઘણી ચર્ચા ચાલવા લાગી.

( ૨ )

કમલિનીની શોભામાં તેનાં બે નેત્રો ઘણાં તીક્ષ્ણ હતાં. પાડોશની એક સ્ત્રી તેનાં નેત્રો જોઇ બોલી હતી કે, ' બાપ રે ! આની નજર તો બાજપક્ષીના જેવી છે ! ' કમલિની ગરીબની કન્યા હોવાથી આવા અકલ્પિત ઐશ્વર્યમાં આવી તે ફુલાઇ જાય એવો સંભવ હતો; પરંતુ

તે એવા સ્વભાવની બાળિકા નહોતી. પતિના ઘરમાં અગાધ ધન-રાશી જોઇ તે સહજ પણ વિચલિત કે ચંચળ બની નહિ.

અવિનાશની વિધવા બ્હેન તેની ભાભીને ઘરસંસારનું શિક્ષણ આપવાના હેતુથી થોડા દિવસ માટે આવી. એક બે દિવસમાં જ તે સમજી ગઇ કે, ભાભીને શિખવાડવા જેવું કાંઇ નથી અને તેની હાજરીની પણ કાંઇ જરૂર જેવું નથી. છેવટે તેણે અવિનાશને કહ્યું:-"ભાઇ! વહૂ તો ઘણી હોંશિયાર છે! આ થોડા દિવસમાં જ તેણે ઘરસંસાર સારી રીતે સંભાળી લીધો છે! હવે મ્હારે અત્રે રોકાવાની જરૂર નથી. મ્હને તું મ્હારે ઘેર પહોંચાડી દે."

અવિનાશે બ્હેનને બે દિવસ વધારે રહેવા કહ્યું; પરંતુ તે અનેક કારણો દર્શાવી પોતાને સાસરે ચાલી ગઇ.

અવિનાશના સંસારમાં તેના કોઇ આત્મીયનું સ્થાન રહ્યું નહિ. કોઇ આવતું તો કમલિની પોતાને મુખે કાંઇ બોલતી નહિ; છતાં તેનો વ્યવહાર અને તીવ્ર દૃષ્ટિ સ્પષ્ટતાથી એવું સૂચવતી કે, 'તમે અહીં અધિકાર વગર પ્રવેશ કર્યો છે.' એથી પણ જો કોઇ સમજતું નહિ તો એ માણસને સંભળાવી દાસીને એવા શબ્દો કહેતી કે, કોઇ પણ માણસ તેના સંસારમાં રહી શકતું નહિ. અવિનાશ એમાંનું કાંઇ જાણતો નહોતો. તે સંસારનો સઘળો ભાર કમલિનીના હાથમાં સમર્પણ કરી નિશ્ચિત મનથી પુસ્તકોના ઢગલામાં પડી રહેતો હતો.

બે વર્ષ સુધી વિચિત્રતાશૂન્ય જીવન પસાર કર્યા પછી અવિનાશના સંસારમાં એક નવીન બનાવ બન્યો. કમલિનીએ એક કન્યાને જન્મ આપ્યો. એ પ્રસંગે અવિનાશે પોતાની બ્હેનને તેડાવી. બ્હેન ભાભીના પ્રથમના વ્યવહારને ભુલી જઇ તેની સેવા કરવા

લાગી. એક મહિના પછી તેણે પોતાને ઘેર જવાની વાત કાઢી એટલે કમલિનીએ કહ્યું:–"બ્હેન! આટલાં વ્હેલાં જશો કે?" બ્હેને મનમાં ને મનમાં વિચાર્યું:–"તે વખતે તો એક અઠવાડીઉં પણ અસહ્ય થઇ પડ્યું હતું અને હવે કેવી ગરજ બતાવે છે!" પ્રકાશમાં તેણે કહ્યું:–"હવે તું સ્વસ્થ થયેલી હોવાથી કન્યાની બરાબર સંભાળ લઇ શકે તેમ છે. વળી હવે જો હું ઘેર જવામાં ઢીલ કરીશ તો ઘરનાં માણસો કદાચ ક્રોધે ભરાશે." કમલિની આ શબ્દો સાંભળી કાંઇ બોલી નહિ.

બે વર્ષ પછી અવિનાશને તેના એક પીતરાઇ ભાઇ વિપિનચંદ્રનો એક પત્ર મળ્યો. તે એટલો બધો બીમાર હતો કે, એ પત્ર પણ તેણે બીજા માણસ પાસે લખાવ્યો હતો. પત્રનો ભાવાર્થ એવો હતો કે, અવિનાશનું છેવટનું દર્શન કરવાની તેની ઇચ્છા છે. બાલ્યાવસ્થામાં અવિનાશ વિપિનચંદ્ર ઉપર ઘણો સ્નેહ રાખતો હતો. ત્યાર પછી બન્નેના પિતા વચ્ચે માનસિક ઝઘડો થવાથી બન્ને એક બીજાથી તદ્દન છૂટા પડી ગયા હતા. અવિનાશે અભિમાનને વશ થઇ એક પણ પત્ર લખ્યો નહોતો. વિપિનચંદ્રે વિવાહ કર્યો હતો. તેની પત્ની બે વર્ષની શિશુકન્યાને રાખી પરલોકવાસિની થઇ હતી. ત્યાર પછી એટલે કે આજકાલ કરતાં પાંચ વર્ષથી વિપિનચંદ્રે જ એક કન્યાને ઉછેરી મ્હોટી કરી હતી. તેનું શરીર કદાપિ સારું રહેતું નહિ. પત્નીના પરલોકવાસ પછી તો વિપિનચંદ્રનું શરીર વિશેષ બગડ્યું. વકિલાત કરીને તે સારા પૈસા કમાતો હતો. પહેલાંના વિવાદને યાદ રાખી તેણે પણ આજ સૂધી અવિનાશની કાંઇ ખબર લીધી નહોતી. મૃત્યુ જ્યારે તદ્દન પાસે આવી પહોંચ્યું ત્યારે અવિનાશની વાત તેને યાદ આવી.

પત્ર લખાવી તે અધીર જીવે અવિનાશની રાહ જોવા લાગ્યો. પત્ર વાંચીને તે જ દિવસે અવિનાશ વિપિનચંદ્ર તરફ ચાલ્યો ગયો.

વિપિનચંદ્રનો જીવનદીપ બુઝાઇ જવાની તૈયારીમાં હતો. અવિનાશ તેની રોગશય્યા પાસે આવીને બેઠો એટલે તેણે કહ્યું:– " ભાઇ! તું આવ્યો કે ?"

અવિનાશનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું. તેણે વિપિનચંદ્રનો હાથ પોતાના હાથમાં લઇને કહ્યું:–" વિપિન! પહેલાં ત્હેં મ્હને ત્હારી બીમારીની ખબર કેમ નહોતી આપી ?"

ઉત્તરમાં વિપિનચંદ્રે કેવળ એક ગાઢ નિશ્વાસ મૂકયો. થોડા સમય સૂધી ચુપ રહ્યા પછી તેણે કહ્યું:–" ભાઇ! મ્હારી કન્યાના ભાવી જીવનની વ્યવસ્થા કરવા માટે જ મ્હેં તને બોલાવ્યો છે. મ્હારી સઘળી વિષય સંપત્તિ અને કન્યા હું તને સોંપી જઇશ; તેની તું સંભાળ રાખજે."

અવિનાશે કહ્યું:–" ભાઇ! ત્હારી પુત્રીનું હું મ્હારી પુત્રીની માફક જ પ્રતિપાલન કરીશ; એ માટે તું બિલકુલ ચિંતા રાખીશ નહિ."

વિપિનચંદ્રે ક્ષીણ હાસ્ય કરીને કહ્યું:–" એ તો હું જાણુતો જ હતો. બાલ્યાવસ્થામાં ત્હારો મ્હારા ઉપર કેટલો બધો પ્રેમ હતો એ હજી મ્હારા સ્મરણમાં છે અને તેથી જ આ કાર્ય તને સોંપવાનો નિશ્ચય કરીને મ્હેં બોલાવ્યો છે. ત્હારી મુલાકાત કરાવવાના હેતુથી જ ઇશ્વરે હજી સૂધી મ્હને જીવતો રાખ્યો છે."

પછી વિપિનચંદ્રે ચાકરને ઉદ્દેશીને પૂછયું:–" રમા કયાં છે ?"

ચાકરે ઉત્તર આપ્યો:–" બ્હેન હજી ઊંઘે છે."

વિપિનચંદ્ર ગદ્ગદ કંઠે બોલ્યો:–" અરેરે! બીચારી રડી રડીને છેવટે ઊંઘી ગઇ છે!"

થોડા વખત પછી દુર્બળ શરીર વાળી એક બાળિકાએ આંખો ચોળતાં ચોળતાં વિપિનચંદ્ર પાસે આવીને કહ્યું:-"બાપા!"

વિપિને દુર્બળ હાથે તેને પોતાની પાસે ખેંચી લઇને કહ્યું:- "બ્હેન! એટલામાં ઉંઘ આવી ગઇ કે? આ જો, ત્હારા કાકા આવ્યા છે."

બાળિકા તેનાં બન્ને વિશાળ નયનો અવિનાશ તરફ ફેરવી જોવા લાગી. અવિનાશે કહ્યું:-"આવ બ્હેન! મ્હારી પાસે આવ."

બાળિકા પિતાને વળગી બેસી રહી-તે સહજ પણ ખસી નહિ. અવિનાશે કહ્યું:-"મ્હને અજાણ્યો જોઇ એ સંકોચાય છે."

વિપિનચંદ્ર બોલ્યો:-"રમા! ત્યારે તું જઇને રમ." રમા નામરજી હોવા છતાં ત્યાંથી ઉઠીને ચાલી ગઇ.

વિપિનચંદ્રે અવિનાશને કહ્યું:-"ભાઇ અવિનાશ! રમાને છોડી જતાં મ્હારું હૃદય ઘણું દુઃખી થાય છે." થોડા સમય સુધી ચુપ રહ્યા પછી પાછું તેણે કહ્યું:-"મ્હારી સઘળી સંપત્તિ હું રમાને આપી જાઉં છું. તું તેને સારી રીતે વિદ્યાભ્યાસ કરાવજે. વળી ભાઇ! રમા એની માતાના જેવી અભિમાની છે. મ્હોં ઉઘાડી તે કાંઇ કહી શકતી નથી; છતાં જો એક કટુ વચન સાંભળવામાં આવે છે તો તેની આંખોમાં આંસુ ભરાઇ આવે છે. દેખાવડી પણ એની મા જેવી છે." આટલું બોલતાં બોલતાંમાં વિપિનચંદ્રનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું. તેણે અસ્પષ્ટ સ્વરે કહ્યું:-"ભાઇ! આ અનાથ બાળિકાનું પિતા તરીકે પાલન કરજે." અવિનાશનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું હતું. તે કાંઇ પણ બોલી શકયો નહિ. એવામાં રમાએ બારણા પાસે આવીને પૂછ્યું:-"બાપા! હું આવું કે?"

અવિનાશે ઉઠી તેને પોતાના ખોળામાં બેસાડી. વિપિનચંદ્રે

રમા તરફ જોઇને કહ્યું:-"બ્હેન! કાકા ત્હારા ઉપર ઘણો પ્રેમ રાખશે. તું તેમના કહેવા પ્રમાણે વર્તજે."

( ૪ )

એક દિવસે રાત્રે વિપિનચંદ્ર રમાની માયા તોડી નાંખી ચાલ્યો ગયો. પ્રભાતકાળે રમાને જ્યારે એમ લાગ્યું કે, તેના પિતા હવે પાછા આવવાના નથી ત્યારે અવિનાશનાં સેંકડો સાંત્વના વાક્ય તેને શાન્ત કરી શકયાં નહિ. કરૂણસ્વરે 'બાપા રે' કહી તે જમીન-પર પછાડા ખાવા લાગી. શિશુનું ન્હાનું કોમળ હૃદય શોકના પ્રચંડ આઘાતથી જાણે કે ભાંગી ગયું. અરેરે! એના પ્રાણનું એ ગંભીર દુઃખ કોણ સમજી શકે?

શોકની તીવ્રતા કાંઇક ઓછી થઇ એટલે બેચાર દિવસ પછી રમાને સાથે લઇ અવિનાશ ઘેર આવ્યો. કમલિનીના ખોળા પાસે રમાને બેસાડીને તેણે કહ્યું:-"કમળ! આ લે ત્હારી બીજી પુત્રી."

આટલું બોલતાં બોલતાંમાં તો વિપિનચંદ્રના સ્નેહપૂર્ણ મુખનું તેને સ્મરણ થઇ આવ્યું. અવિનાશે વિશેષમાં કહ્યું:-"એના પિતા ઉપર મ્હારો ઘણો પ્રેમ હતો. તું આ કન્યાને સારી રીતે ઉછેરજે."

રમાએ કમલિનીના મ્હોં તરફ જોઇને પૂછ્યું:-"તમે કોણ છો?"

કમલિની ઉત્તર આપે તે પહેલાં જ અવિનાશે કહ્યું:-"એ ત્હારી કાકી છે." એવામાં દાસીની કેડ ઉપર બેસી કમલિનીની કન્યા ત્યાં આવી પહોંચી. અવિનાશે કહ્યું:-"જો, આ ત્હારી બ્હેન. એનું નામ લાવણ્ય છે."

રમાના મુખ ઉપર સહજ હાસ્યની રેખા ફુટી નીકળી. તેણે લાવણ્યના ગળામાં વળગી પડીને તેને ચુંબન કર્યું. લાવણ્ય પણ રમાના કંઠમાં વળગી પડી હસવા લાગી. કમલિનીએ રમાને કહ્યું:-"તું

લૂગડાં કાઢ; પછી આખો દિવસ લાવણ્ય સાથે રમ્યા કરજે." એક દાસી રમાને લઇ ચાલી ગઇ.

કમલિનીએ અવિનાશને પૂછ્યું:-"રમાનો બાપ કાંઇ મૂકી ગયો છે કે, છોકરીને ડૂબાવી ગયો છે?"

અવિનાશે સઘળી હકીકત કમલિનીને કહી સંભળાવી. વિરાજમોહન પુત્રી માટે ઘણી સંપત્તિ રાખી ગયો છે એવું સાંભળી કમલિની રમાના ખરચ પત્ર માટે નિશ્ચિંત થઇ; પરંતુ સત્વર તેની ભૂલ ભાંગી. અવિનાશ રમાની સંપત્તિમાંથી એક પાઇ પણ લીધા સિવાય તેનું પાલન કરવા લાગ્યો. રમાની સંપત્તિને તેણે સ્પર્શ સુદ્ધાં કર્યો નહિ. કમલિનીએ એક દિવસે અવિનાશને કહ્યું:-"જો રમાનું કાંઇ ન હોત તો જૂદી વાત હતી; એના નામપર પુષ્કળ રૂપિયા જમા હોવાથી ખરચની રકમ તમારે લેવી ઉચિત છે."

અવિનાશે પોતાની સ્ત્રી ઉપર આજે પ્રથમ જ વિરક્ત થઇને કહ્યું:-"ના-ના, તું ફરીથી આ શબ્દો ઉચ્ચારીશ નહિ. એ તો આપણી લાવણ્ય બરાબર છે."

અવિનાશના મકાન પાસે ભોળાનાથનું મકાન હતું. તેઓ પ્રાર્થના સમાજી હોવાથી કમલિની તેમના કુટુંબના માણસો સાથે વિશેષ ભળતી ભોળાનાથની કન્યા કનકની ઉમ્મર રમાના જેટલી જ હતી. આમ હોવાથી બન્ને વચ્ચે ઘણો સ્નેહ થયો હતો. ભોળાનાથની સ્ત્રી પણ રમા ઉપર ઘણો પ્રેમ રાખતી હતી. શિશુહૃદયને પોતાના પારકાના ભેદનું જ્ઞાન હોતું નથી. જે સ્થળેથી સ્નેહ મળે છે તે સ્થળે જ એ આત્મસમર્પણ કરે છે. રમાનો કનક સાથેનો સંબંધ કમલિનીને ગમતો નહોતો. એક દિવસે તેણે રમાને કહ્યું:-"તું હમ્મેશાં કનકને ઘેર કેમ જાય છે? વળી સાથે લાવણ્યને પણ કેમ લઇ જાય છે? જવું

હોય તો તું એકલી જ જઇને મેમસાહેબી શિખી આવ."

તે દિવસે રમા કનકને ઘેર ગઇ નહિ. ત્હાંજે તે લાવણ્યની સાથે બાગમાં રમવા લાગી. લાવણ્યની ઉમ્મર ચાર વર્ષની હતી. તેનું મ્હોં હાસ્યથી પ્રફુલ્લ રહેતું હતું. બન્ને નેત્રો બુદ્ધિમત્તાથી ઉજ્વળ લાગતાં હતાં. વાતમાં કોઇ તેને હરાવી શકતું નહિ. ઘરનાં સઘળાં માણસો તેના ઉપદ્રવથી વ્યાકુળ રહેતાં હતાં; આમ છતાં રમાની પાસે તેનું સ્વરૂપ જૂદું હતું. રમાની કોઇ પણ વાત તે અગ્રાહ્ય કરતી નહિ. રમા સિવાય તેને એક કલાક પણ ચાલતું નહિ. આથી સર્વ અવાક બની જઇ વિચારતાં કે, આ શાન્ત બાળિકાએ કયા જાદુમંત્રથી આ ચંચળ શિશુને વશ કર્યું છે! રમા જ્યારે વાંચતી ત્યારે લાવણ્ય ગંભીરભાવથી તેની પાસે બેસી સ્લેટ પેન લઇ લખતી હતી. રમા પણ લાવણ્ય વિના રહી શકતી નહિ. ઘરનાં સઘળાં-વિશેષતઃ અવિનાશ-રમા ઉપર વિશેષ પ્રેમ રાખતાં હોવાથી કમલિની તેને બે આંખે જોઇ શકતી નહિ. એક દિવસ રમા નજરે નહિ પડવાથી 'રમા કયાં છે?' કહીને લાવણ્ય રડવા લાગી, તેને રડતી જોઇ તેના બરડામાં મુક્કી મારી કમલિનીએ કહ્યું:-"રમા જ ત્હારા ચૌદે પુરુષોનો ઉદ્ધાર કરશે. આખો દિવસ 'રમા-રમા' જ કર્યા કરે છે!" પ્રહાર કિંવા તિરસ્કારથી એ બન્ને નિર્દોષ બાળિકાઓ વચ્ચે વહેતો અવિશ્રાન્ત પ્રેમ પ્રવાહ અટકતો નહિ.

આજે કનકને ઘેર નહિ જઇ શકાયાથી રમા અને લાવણ્ય બાગમાં રમવા લાગી. થોડા વખત પછી પાછળથી કનકે આવી બન્ને હાથે રમાની આંખો દબાવી દીધી. લાવણ્ય મ્હોટે સ્વરે બોલી ઉઠી:-"કનક."

કનકે રમાની આંખોપરથી હાથ લઇ લાવણ્યના ગાલ ઉપર

ચુંટી ખણુવાનો ઢોંગ કરી કહ્યું:-" તું ખરાબ છોકરી છે ! "

પછી રમાના ગળામાં વળગી પડીને તેણે કહ્યું:-" આજે તું મ્હારે ઘેર કેમ ન આવી ? આજે ભાઇને કહી મૅજિકલેન્ટર્ન મંગાવ્યું હતું. તું આવી નહિ તેથા તેનો ખેલ કર્યો નહિ."

રમાએ કહ્યું:-" આજે ત્હારે ઘેર આવાની ઇચ્છા જ ન થઇ. "

કનક જે સ્થળે હોય ત્યાં ચિંતાનું નામ રહેતું નહિ. તેની પ્રકૃતિ આનંદના વહેતા ઝરા જેવી હતી. થોડા સમયમાં જ રમાને પણ તેણે આનંદિતા બનાવી દીધી. સંધ્યા થઇ ગઇ ત્યાં સૂધી ત્રણે બ્હેનપણીઓ બાગમાં રમ્યા કરી. રાત્રે તેઓ જ્યારે ઘરમાં ગઇ ત્યારે કમલિનીએ કહ્યું:-" રમા ! આટલી રાત સૂધી બાગમાં શું કરતી હતી ? મ્હને લાગે છે કે તું લાવણ્યનું શરીર બગાડીશ. "

હમ્મેશાં રમાને કોઇ નહિ ને કોઈ કામ માટે કમલિનીનો તિરસ્કાર સહન કરવો પડતો હતો. આજે હરેક વાતમાં રમાનો તિરસ્કાર કરવામાં જ કમલિનીનો દિવસ પસાર થયો હતો. રમા આજે વિશેષ ચિંતાતુર બની ગઇ હતી ધીમે ધીમે તે અભ્યાસ કરવાના ઓરડામાં જઇ વાંચવા લાગી; પરંતુ અભ્યાસમાં આજે તેનું મન લાગ્યું નહિ. વાંચવું પડતું મૂકી બારી પાસે જઇને તે ઉભી રહી. આકાશમાં અનેક તારાઓ પ્રકાશ્યા હતા. રાત્રિ અંધકારમયી હતી. રમાએ વિચાર્યું આવી જ એક અંધારી રાત્રે તેના પિતા તેનો હમ્મેશાંને માટે ત્યાગ કરી ચાલ્યા ગયા હતા. પિતાના સ્નેહનું સ્મરણ થઇ આવતાં તેનાં નેત્રોમાંથી અશ્રુજળની વૃષ્ટિ થવા લાગી. પથારીમાં સૂઇ જઇ ચુપકીદીથી તે રુદન કરવા લાગી.

## ( ૫ )

જોત જોતાંમાં રમાને બાર વર્ષ થઇ ગયાં. અવિનાશચંદ્રે ઘણી

શોધ કરી તેને માટે એક પાત્ર નક્કી કર્યું. છોકરાના પિતા કાળીચરણને અવિનાશ ઓળખતો હતો. છોકરાનું નામ અરવિંદ હતું. એમ, એ, ની પરીક્ષા પસાર કરી તે બી, એલ, નો અભ્યાસ કરતો હતો. કેટલાંક વર્ષથી તેના પિતાનો પરલોકવાસ થયો હતો. ઘરમાં માતા સિવાય બીજું કોઇ વડિલ નહોતું. અરવિંદ સૌંદર્યસંપન્ન સચ્ચરિત્ર યુવક હતો; તેની આર્થિક સ્થિતિ પણ સારી હતી. અરવિંદની માતાએ રમાને જોતાંની સાથે જ પસંદ કરી. વિવાહનો દિવસ પણ નક્કી થઇ ગયો.

વિવાહ થવાનો હતો તેનાથી થોડા દિવસ પૂર્વે એક દિવસે કમલિનીએ રમાનો ઘણો તિરસ્કાર કરેલો હોવાથી તે ઘરના એક ખુણામાં બેસી રુદન કર્યા કરતી હતી. કનકે રમાને ઘેર આવી તેની હૃદયદ્રાવક સ્થિતિનું દર્શન કર્યું. તેણે રમાનું અશ્રુજળ સાફ કરી નાંખી કહ્યું:–" બ્હેન! ત્હારો વિવાહ થઇ ગયેલો હોવાથી થોડા દિવસ પછી તું ઘણા સુખમાં રહી શકીશ. પછી કાકી તને વઢશે નહિ."

અવિનાશ એ મકાનની પાસે થઇને જતો હતો. કનકના શબ્દો તેણે સાંભળ્યા. કનક ચાલી ગઇ એટલે રમાને તેણે પોતાની પાસે બોલાવીને કહ્યું:–" બ્હેન ! તને અહીં બહુ દુઃખ પડે છે કે ? "

રમાએ માથું હલાવી નકારમાં ઉત્તર આપ્યો. અવિનાશે કહ્યું:– " ત્યારે કનક આજે ત્હારી પાસે દુઃખની વાત કેમ કરતી હતી ? "

રમાનું મ્હોં લાલચોળ બની ગયું. ચુપકીદીથી તે બેસી રહી. અવિનાશે સ્નેહથી તેના મસ્તકપર હાથ ફેરવીને કહ્યું:–" બ્હેન ! તને દુઃખ પડે ત્યારે મ્હને કહેતી કેમ નથી ? હું તો તને લાવણ્યની માફક જ ચ્હાઉં છું. "

અવિનાશનાં સ્નેહપૂર્ણ વચનોથી રમાનું સઘળું દુઃખ જાણે કે ક્ષણ માત્રમાં દૂર થઇ ગયું. તે દિવસે અવિનાશે કમલિનીનો ઘણો તિરસ્કાર કર્યો. કમલિનીએ રડીને ઉશિકું ભીંજવ્યું તથા વિવાહના દિવસ સુધી તેણે રમાની સાથે વાત સુદ્ધાં કરી નહિ.

રમાનો વિવાહ થઇ ગયા પછી તેની સાસૂ તેને સાથે લઇ થોડા દિવસ માટે પોતાને ગામ ગઇ. માત્ર એક જ માણસના અ-ભાવથી અવિનાશનું ઘર ખાલી જણાવા લાગ્યું. એક સામાન્ય બા-ળિકાએ સંસારનું કેટલું બધું સ્થાન પૂર્ણ કર્યું હતું તેનો સર્વને અનુભવ થવા લાગ્યો. રમા આવી ત્યારથી લાવણ્યનો સઘળો ભાર તેના ઉપર પડયો હતો. કમલિનીને કાંઇ જોવું પડતું નહિ. હવે તોફાની લાવણ્યના તોફાનથી તે અસ્થિર બની ગઇ. લાવણ્ય કોઇની વાત સાંભળતી નહોતી–તે ધમાચકડી કર્યા જ કરતી. રમાના અભાવથી તેનું શરીર અડધું થઇ ગયું હતું.

રમાના ચાલ્યા ગયા પછી આનન્દમયી કનક પણ સહજ ગંભીર બની ગઇ. હવે તેના કારણ વગરના હાસ્યનો ગુંજારવ ઘરમાં થતો નહિ. હવે તે જ્યારે ને ત્યારે લાવણ્યની સાથે રમાની જ વાત કર્યા કરતી હતી તથા સ્નેહના સ્મરણચિહ્ન તરીકે રમાને શી શી વસ્તુઓ મોકલવી તે વિષયનો બન્ને સખીઓ વિચાર કરતી હતી.

( ૬ )

રમા તેની સાસૂ સાથે પાછી આવી એટલે એક દિવસે કમલિનીએ અવિનાશને કહ્યું:–"રમા કાંઇ બહુ મ્હોટી નથી. કેટલા બધા દિવસથી તે આપણને છોડી ચાલી ગઇ છે! એક વખત તેને તેડી લાવોને."

અવિનાશે એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:–" એ એને ઘેર જ મઝામાં છે." કમલિની ક્રોધે ભરાઇ બીજું કાંઇ બોલી નહિ. એક

દિવસે લાવણ્યે પિતાના કંઠમાં વળગી પડીને કહ્યું:–"બાપા ! બ્હેનને તેડી લાવોને. એ નહિ હોવાથી મ્હને ઘણું દુઃખ થાય છે. બ્હેને કનકને લખ્યું છે કે, અહીં આવવાની તેની ઘણી ઇચ્છા છે."

અવિનાશ તે દિવસે જ રમાને તેડી લાવ્યો.

પુત્રવધૂને વિદાય કરતી વખતે અરવિંદની માતાએ અવિનાશને કહ્યું હતું કે, એક જ અઠવાડીઆમાં રમાને પાછી મોકલી દેવી. હવે રમા સિવાય તે રહી શકે તેમ નથી. રમાને જોઇ સર્વ વિસ્મિત બની ગયાં. તેનું પ્રથમનું ચિંતાતુર મુખ હવે હાસ્યની પ્રફુલ્લતાથી અધિક સુંદર લાગતું હતું. કનકે રમાને જોતાંની સાથે જ કહ્યું:– "બ્હેન ! અમને છોડી જઇ તું ઘણા સુખમાં હોય એમ લાગે છે." રમા ઉત્તરમાં માત્ર હસી.

જોત જોતાંમાં અઠવાડીઉં પસાર થઇ ગયું. સાસરે જતી વખતે કનક અને લાવણ્યના કંઠમાં વળગી પડી રમા રુદન કરવા લાગી. પહેલાં રમા ઘણી વખત એમ કહેતી કે, એ ત્રણ જણીઓ કદાપિ છૂટી પડશે નહિ. એ વાત યાદ આવતાં કનકે કહ્યું:–"આપણે ત્રણે જણીઓ હમ્મેશાં સાથે રહેતી હોત તો સારું થાત."

સાસૂ પાસેથી માતૃસ્નેહ મેળવી રમા પોતાનું ભૂતકાળનું સઘળું દુઃખ ભૂલી ગઇ. અરવિંદ રમાનાં સ્નિગ્ધ નેત્રોનું દર્શન કરી પ્રથમથી જ મુગ્ધ થઇ ગયો હતો. ધીમે ધીમે રમાના પુષ્પ જેવા સુંદર અને કોમળ હૃદયનો પરિચય મેળવી તે તેને પોતાના પ્રાણ કરતાં પણ વિશેષ ચ્હાવા લાગ્યો. સાસુના સ્નેહમાં અને સ્વામીના પ્રેમમાં રમાના દિવસો સ્વપ્નની માફક પસાર થઇ જવા લાગ્યા; આમ છતાં લાવણ્ય અને કનકને તે ભૂલી શકતી નહોતી. હમ્મેશાં તેમને પત્ર લખ્યા સિવાય તેનું ચિત્ત શાન્ત થતું નહિ. અરવિંદે એક દિવસે હસીને

કહ્યું:—" જ્યારે તું ત્યાં હતી ત્યારે મ્હને તો રોજ પત્ર લખતી નહોતી. મ્હને લાગે છે કે, મ્હારા કરતાં પણ તું ત્હારી બન્ને સખીઓને વિશેષ ચ્હાય છે, કેમ ખરું ને?" રમા શર્માઇ જઇ ત્યાંથી પલાયન કરી ગઇ.

( ૭ )

દુઃખિની રમાના ભાગ્યકાશમાં સુખસૂર્યનો ઉદય થયો. બે વર્ષમાં તો તેણે એક સુંદર પુત્રને જન્મ આપ્યો. અવિનાશે રમાની સઘળી સંપત્તિ તેને સ્વાધીન કરી દીધી. એ સંપત્તિમાંની એક પાઇને પણ તેણે સ્પર્શ કર્યો નહિ.

યથા સમયે લાવણ્ય અને કનકનો વિવાહ પણ થઇ ગયો તથા તેઓ સાસરે જઇ રહેવા લાગી. આમ છતાં ત્રણે સખીઓ વચ્ચે પત્રવ્યવહાર ચાલૂ હતો. કેટલાક કાળના અંતરે તેમનું મિલન પણ થતું હતું. અસ્તુઃ

# મોરનાં પીંછાંમાં કાગડો.

( ૧ )

ગ્રીષ્મકાળ છે. રજનીચંદ્રનું સંધ્યાભોજન થઇ ગયું છે, આઠ વાગ્યા છે; છતાં હજી સૂધી લંડનમાં દિવસનો સ્પષ્ટ પ્રકાશ છે. જુન માસમાં રાતના નવ વાગતાં પહેલાં અંધકાર થતો નથી.

રજનીચંદ્ર બેજવૉટરમાં રહેતો હતો-કાયદાનો અભ્યાસ કરતો હતો-ખાસ કાયદાનો અભ્યાસ કરવા માટે જ તેના કાકાએ તેને વિલાયત મોકલ્યો હતો. બે વર્ષથી તે આવેલો હોવા છતાં હજી સૂધી પુસ્તકો ખરીદવાનો કિંવા કાયદાનું લેકચર સાંભળવાનો અવકાશ તેને મળ્યો નથી. હમણાં તેણે એક ભીષણ પ્રતિજ્ઞા કરી છે. આ વખતે દેશમાંથી રૂપિયા આવશે એટલે તે કાયદાની એક બે ચોપડીઓ ખરીદશે તથા ગ્રીષ્મકાળની રજાઓ પછી ટર્મ ચાલૂ થશે એટલે તે નિયમિત રીતે લેકચર સાંભળવા જશે. આજકાલ કરતાં બે અઠવાડીઆંથી તે કોઇ પણ થીએટરમાં ગયો નથી. ગયા રવિવારે તે મિસ મૅનિંગ સાથે મુલાકાત કરી આવ્યો છે.

લૅન્ડ લેડી આવી ટેબલ સાફ કરવા લાગી. રજનીચંદ્રે સિગારેટ ફુંકતાં ફુંકતાં કહ્યું:-" મિસિસ બ્રાઉન."

" કેમ શું છે મહાશય ? "

" મ્હને દશ શિલિંગ ઉછીના આપી શકશો ? "

એપ્રેન વસ્ત્રથી હાથ લુંછતાં લુંછતાં મિસિસ બ્રાઉને કહ્યું:- " દશ શિલિંગ ? મિસ્ટર ચૅટર્જી ! હું ઘણી દુઃખિત થાઉં છું. મ્હારી પાસે કાંઇ નથી. આપનું ત્રણ અઠવાડીઆંનું બીલ બાકી રહ્યું છે-

તેથી મ્હારે ઘણું દુઃખ વેઠીને ચલાવવું પડે છે. દૂધવાળો પૈસા લેવા આવ્યો હતો, તેને ત્રણ વખત પાછો કાઢ્યો છે. માંસવાળાને—"

રજનીચંદ્ર વચ્ચે જ બોલી ઉઠ્યો:–" મિસિસ બ્રાઉન ! "

" મહાશય ! "

" એ સઘળું મ્હને કહેવાથી કાંઈ લાભ છે કે ? જુઓ, આવતા અઠવાડીઆમાં દેશમાંથી મ્હારા રૂપિયા આવશે. વીસ પાઉંડ આવશે–એક અડધો રૂપિયો નહિ. મ્હારા આ શબ્દો ઉપર વિશ્વાસ ન બેસતો હોય તો આ જુઓ મ્હારા ઘરનો પત્ર. "

આમ કહી ખીસ્સામાંથી એક બંગાળી ભાષામાં લખાયલો પત્ર બ્હાર કાઢી રજનીચંદ્રે ગર્વપૂર્વક મિસિસ બ્રાઉનના હાથમાં આપ્યો. ત્યાર પછી મ્હોં દબાવી તે મૃદુ હાસ્ય કરવા લાગ્યો.

મિસિસ બ્રાઉને પત્ર હાથમાં લઇ, દીપક પાસે જઇ બે ત્રણ વખત ફેરવી ફેરવીને જોયા પછી કહ્યું:–" આ કયી ભાષા છે મહાશય ?"

" કયી ભાષા ? બંગાળી–બંગાળી. તમે બંગાળી નથી વાંચી જાણતાં કે ? "

" બંગાળી ? Dear me ! હું બંગાળી ક્યાં જાણું છું મહાશય ?"

" તમે નથી જ જાણતાં ? "

" ના, મિ૦ ચૅટર્જી. "

" I see–હું એમ ધારતો હતો કે, તમે બંગાળી જાણો છો. ઠીક છે, હું એ હકીકતનું અંગ્રેજી ભાષાંતર કરી તમને સંભળાવું છું. "

આમ કહી રજનીચંદ્ર ઉઠીને લૅન્ડ લેડી પાસે ગયો. પત્ર હાથમાં લઇ આમતેમ નજર કરીને તેણે કહ્યું:–" આ જુઓ–અહીં લખ્યું છે કે, ' અહીં તાપ બહુ પડે છે. બરફ બહુ મોંઘો મળે છે. ' સાંભળ્યુંને ? "

મિસિસ બ્રાઉને સંશયસહિત કહ્યું:-"હા સાંભળ્યું."

રજનીચંદ્રે કહ્યું:-"એનો અંગ્રેજી અર્થ એવો થાય છે કે, 'I am sending you twenty pounds next week.' હવે ખાત્રી થઇને? જાઓ તમારી પાસે ન હોય તો તમારા સ્વામી પાસેથી ઉછીના લાવી આપો. આવતા અઠવાડીઆમાં ભારે રકમનો એક ચેક તમને મળશે."

મિસિસ બ્રાઉને સહજ ચિંતા કરીને કહ્યું:-"હમણાં જ જોઇએ કે? કાલે સ્હવારે આપું તો નહિ ચાલે?"

રજનીચંદ્રે જોરથી માથું ધુણાવી કહ્યું:-"The idea! જુઓ, આજે રાત્રે નવ વાગ્યે મિસ મૅનિંગની Soireeમાં મ્હને નિમંત્રણ છે. હું શું સંધ્યાવેશ પહેરી સાધારણ માણસની માફક આમનિવસમાં બેસીને ત્યાં જઉં? મ્હને કૅબ જોઇશે."

"ક્યાં જવાના છો મહાશય?"

"મિસ મૅનિંગની 'Soiree'માં. 'Soiree' કોને કહે છે એ જાણો છો?"

"ના-નથી જાણતી."

"ઇવાનગપાર્ટી નામ સાંભળ્યું છે ને?-ફ્રેંચ ભાષામાં તેને Soiree કહે છે."

વિસ્મયથી મિસિસ બ્રાઉને કહ્યું:-"Dear me!"

"તમે જઇને પૈસા લાવી આપો. ત્યાં સૂધીમાં હું સંધ્યાવેશ પહેરી આવું છું."

"ઠીક જાઉં છું."

"વળી મ્હારા આ બેઠકખાનામાં થોડાં બિસ્કુટ અને વ્હિસ્કી મૂકી રાખજો. એ સ્થળે સુંદરી મહિલાઓની સાથે પ્રેમાલાપ કરી

ઘણો થાકી જઇને હું આવીશ. મ્હને એ વખતે ભૂખ લાગી હશે, સમજ્યાં ?"

"ઠીક, હમણાં મૂકી રાખીશ."

મિસિસ બ્રાઉન અદૃશ્ય થઇ. રજનીચંદ્રે પણ અસ્પષ્ટ સ્વરે એક ગાનના શબ્દો લલકારતાં લલકારતાં સંધ્યા સમયનો પોષાક પહેરવા માટે શયનગૃહમાં પ્રવેશ કર્યો.

( ૨ )

રાત્રે નવ વાગ્યા પછી રજનીચંદ્રની કૅબ ઇમ્પીરીઅલ ઇન્સ્ટીટ્યુટ પાસે જઇ ઉભી રહી. એ એક આલીશાન મકાન છે. એના ઘણા વિભાગ અને હૉલ છે. 'જહાંગીર હૉલ'માં મિસ મૅનિંગની સાંધ્યમિલન સભા મળી છે. મિસ મૅનિંગ વચ્ચે વચ્ચે આવી મિલનસભા બોલાવે છે. લંડનપ્રવાસી સર્વ ભારતવાસીઓને તે નિમંત્રિત કરે છે. ઘણાં ભારતહિતૈષી અંગ્રેજ નરનારીઓને પણ આમંત્રણ કરવામ આવે છે. આનંદવિનોદની વ્યવસ્થા કરી રાખવામાં આવે છે. ભારતવાસીઓની સાથે ત્યાંના વિશિષ્ટ સમાજનો પરિચય કરાવવાનો જ એ સાંધ્યમિલનનો ઉદ્દેશ હોય છે.

કૅબમાંથી ઉતરી રજનીચંદ્ર ઉપર ગયો. સીડીપરથી દીપકોનો પ્રકાશ તેના જોવામાં આવ્યો. નરનારીઓના મૃદુ આલાપના ગુંજનધ્વનિએ તેના કાનમાં પ્રવેશ કર્યો. અંદર જતાં રજનીચંદ્રે ઘણાં માણસોને ઉપસ્થિત થયેલાં જોયાં. મહિલાઓએ ઘણા નયનમનોહર પોષાક પહેર્યા હતા. રજનીચંદ્રે જોયું કે, એક ઠેકાણે એક ભારતવર્ષીય મહારાજા પ્રાચ્યવેશમાં સુસજ્જિત થઇ કેટલાક પુરુષ અને મહિલાઓની સાથે વાર્તાલાપ કરતા હતા. બીજે ઠેકાણે ભારતવર્ષના એક પેન્શનર લૅફ્ટેનેન્ટ ગવર્નર એક પારસી ગૃહસ્થ અને તેની સ્ત્રી સાથે

હાસ્યાલાપ કરતા હતા. ઘણાં માણસો ઉભાં ઉભાં જ વાતચિત કરતાં હતાં. અને આમતેમ ફરતાં હતાં. આમતેમ કેટલાંક મખમલમંડિત આસનો યથાસ્થિત ગોઠવેલાં હતાં-કોઇ કોઇ એ આસનપર જઇ બેસતાં હતાં.

એ સ્થળે પ્રવેશ કરી રજનીચંદ્ર પ્રથમ મિસ મૅનિંગને શોધવા લાગ્યો. થોડા સમય પછી હૉલના એક ઠેકાણે મિસ મૅનિંગને જોઇ તેની પાસે જઇ તેણે અભિવાદન કર્યું. મિસ મૅનિંગે કાળા રંગનો મૂલ્યવાન્ પોષાક પહેર્યો હતો. તેનું મુખમંડળ પ્રશાંત, પ્રફુલ્લ અને હાસ્યવિકસિત હતું. તેના સફેદ કેશગુચ્છ વિદ્યુતના પ્રકાશથી અપૂર્વ શોભામય જણાતા હતા.

રજનીચંદ્રની સાથે કરમર્દન કરી મિસ મૅનિંગે કહ્યું:-"તમને આવેલા જોઇ આનંદિત થાઉં છું." આવાં બીજાં બે ચાર સ્નેહમય વચનો ઉચ્ચારી રજનીચંદ્રને કેટલાંક નરનારીઓ સાથે તેણે પરિચિત કર્યો. રજનીચંદ્રે થોડા સમય સુધી એ માણસો સાથે વાતચિત કરી. એવામાં હૉલના એક ખુણામાં પિયાનો વાગવા માંડયો. એક અંગ્રેજ મહિલા, સર એડ્વીન આર્નોલ્ડ રચિત એક ભારતવર્ષીય કવિતાનો અનુવાદ સુર મેળવી ગાવા લાગી.

આમ તેમ ફરતાં રજનીચંદ્રે જોયું કે, તેનો એક મિત્ર, ભુવનચંદ્ર દત્ત એક વૃદ્ધ અંગ્રેજ મહિલા સાથે વાતચિત કરે છે. રજનીચંદ્રને જોઇ તેણે તત્કાળ તેને એ મહિલા સાથે પરિચિત કરાવી દીધો: "મિસ્ટર ચૅટર્જી-મિસ ટેમ્પલ."

મિસ ટેમ્પલ એક વિરામાસનપર બેઠી હતી. તેણે રજનીચંદ્રને કહ્યું:-"આવો,-મ્હારી પાસે બેસો."

રજનીચંદ્રે યથાસ્થાને બેસીને કહ્યું:-"આપ કેટલા વખતથી આવ્યાં છો?"

"મ્હને આવ્યાને અડધો કલાક થયો હશે. આપનું નામ હું બરાબર સાંભળી શકી નથી."

રજનીચંદ્રે કહ્યું:–"મ્હારું નામ ચૅટર્જી છે.

"ચૅટર્જી? ચૅટોપાડયાય? આપ બ્રાહ્મણ છો કે?"

"હા, આપ બધું જાણતાં હો એમ લાગે છે!" આમ કહી રજનીચંદ્ર હસ્યો.

મિસ ટેમ્પલે તેના કૌતુકહાસ્ય તરફ સહજ પણ લક્ષ્ય આપ્યા સિવાય, પોતાના બન્ને હાથ પ્રાચ્ય ભાવથી લલાટ સુધી ઊંચા કરી કહ્યું:–"નમસ્કાર."

હસતાં હસતાં રજનીચંદ્રે કહ્યું:–"નમસ્કાર–નમસ્કાર. આપ આ બધું ક્યાંથી શિખ્યાં?"

ભુવન દત્તે કહ્યું:–"મિસ ટેમ્પલ હમણાં ભારતવર્ષમાં ફરી આવ્યાં છે."

રજનીચંદ્ર બોલ્યો:–"Oh, how interesting! આપ કેટલો વખત ભારતવર્ષમાં હતાં?"

"છ માસ."

"આપનો એ સમય આનંદમાં ગયો હતો ને?"

વૃદ્ધાએ ગંભીરભાવથી કહ્યું:–"હું આનંદ કરવા નહોતી ગઇ, શિક્ષણ મેળવવા ગઇ હતી."

મિસ ટેમ્પલનો ભાવ જોઇ તથા તેનો ઉત્તર સાંભળી રજનીચંદ્રને સહજ આશ્ચર્ય લાગ્યું; છતાં મૌખિક ગાંભીર્યનું અવલંબન કરીને તેણે કહ્યું:–"આપનો ઉત્તર સાંભળી સુખી થાઉં છું. આ દેશનાં ઘણાં માણસો આનંદ ભોગવવા માટે જ ભારતવર્ષમાં જાય છે. ભારતવર્ષના હજારો વર્ષના જ્ઞાનનું સંધાન તેઓ મેળવી શકતાં નથી."

મિસ ટેમ્પલે કહ્યું:-" આપે ખરું કહ્યું છે. મ્હારા સદ્ભાગ્યે એ ચાર મહાત્માઓની સાથે ત્યાં મ્હારી મુલાકાત થઈ હતી. તેમને મુખે હિંદુ ધર્મની વ્યાખ્યા સાંભળી હું ધન્ય થઇ આવી છું."

રજનીચંદ્રે પરમ ધાર્મિક બનીને કહ્યું:—" હિંદુ ધર્મ જગતના સકળ ધર્મ કરતાં શ્રેષ્ટ છે. હિંદુ ધર્મ અને સંસ્કૃત સાહિત્ય એ બન્ને અમારા ચિર ગૌરવના વિષય છે."

મિસ ટેમ્પલે કહ્યું:—" આપે સંસ્કૃતને અભ્યાસ કર્યો છે કે ?"

" સામાન્ય."

" મ્હેં સંસ્કૃત શ્લોક સાંભળ્યા છે. એ ધ્વનિ જેવો મધુર તેવો જ ગંભીર છે. આપ એક બે સંસ્કૃત શ્લોક બોલો જોઇએ."

રજનીચંદ્રે કહ્યું:—" ઠીક, સાંભળો-

कश्चित् कान्ताविरहगुरुणा स्वाधिकारप्रमत्तः
शापेनास्तंगमितमहिमा वर्षभोग्येन भर्तुः ।
यक्षश्चक्रे जनकतनयास्नानपुण्योदकेषु
स्निग्धच्छायातरुषु वसतिं रामगिर्याश्रमेषु ॥"

રજનીચંદ્ર ચુપ રહ્યો. મિસ ટેમ્પલે કહ્યું:—" વાહ! બહુ સુંદર! મિસ્ટર ચૅટર્જી ! આ શ્લોક કોઇ ધર્મગ્રંથમાં છે કે ?"

રજનીચંદ્રે પોતાના મિત્ર ભુવન દત્ત તરફ જોઇ સહજ હાસ્ય કરીને કહ્યું:—" એને સર્વાશે ધર્મગ્રંથ તો ન જ કહી શકાય. આ દર્શનશાસ્ત્ર સંબંધીના એક ગ્રંથનો પહેલો શ્લોક છે."

મિસ ટેમ્પલે ઉત્સાહથી કહ્યું:—" ઠીક-ઠીક. એ શ્લોકનો ભાવાર્થ શો છે ?"

પ્રથમના જેવા ગંભીર ભાવથી રજનીચંદ્રે કહ્યું:—" એનો ભાવાર્થ ઘણો ગૂઢ છે. સંક્ષેપમાં સમજાવી શકાય તેમ નથી. આત્માના

અવિનશ્વરત્વનું પ્રતિપાદન કરે એવી એક બે યુક્તિ એમાં છે."

"ગ્રંથનું નામ શું છે મિસ્ટર ચૅટર્જી ?"

"મેઘદૂત."

મિસ ટેમ્પલે તત્કાળ કહ્યું:—"મેઘાડુટા ? By કાલિડાસા ?"

આ શબ્દો સાંભળતાં જ રજનીચંદ્રનું મ્હોં લેવાઇ ગયું. તેણે વિચાર્યું કે, મિસ ટેમ્પલને સંસ્કૃતનું જ્ઞાન હોવું જોઇએ તથા કોઇ સમયે તેણે મેઘદૂત વાંચ્યું હશે ! પોતાની સઘળી ચાલાકી પકડાઇ ગયેલી ધારી તે વિમાસણમાં પડયો. આ વખતે કાંઇ વિચાર કરી ભુવન દત્ત ત્યાંથી બીજે સ્થળે ચાલ્યો ગયો. હવે ઉત્તર આપ્યા સિવાય રજનીચંદ્રનો છુટકો નહોતો. તેણે કહ્યું:—"હા, કાળિદાસનું રચેલું મેઘદૂત."

મિસ ટેમ્પલે કહ્યું:—"અહા ! જો હું કદાચ સંસ્કૃત જાણતી હોત તો કેવું સારું ! જો એ ગ્રંથ મ્હારાથી વાંચી શકાત તો !"

રજનીચંદ્ર આ શબ્દો સાંભળી સમજી શકયો કે, વિપદની આશંકા અમૂલક છે. મિસ ટેમ્પલે કહ્યું:—"હું એમ ધારતી હતી કે મેઘદૂત એક કાવ્યગ્રંથ છે."

રજનીચંદ્રે ઉત્સાહસહિત કહ્યું:—"હા, મિસ ટેમ્પલ ! એ એક કાવ્યગ્રંથ જ છે. ઉચ્ચ અંગનાં સઘળાં કાવ્યો દર્શન છે તથા સઘળું સુંદર દાર્શનિક તત્વ કવિતા છે."

આ સમયે હૉલના બીજા ખુણામાં ટંગ ટંગ કરતો પિયાનો વાગી ઉઠયો. એક ગૃહસ્થ ગાન ગાવા લાગ્યો. ગાન પૂર્ણ થયું એટલે રજનીચંદ્રે મિસ ટેમ્પલને કહ્યુ:—"આપ ઘણાં થાકી ગયેલાં જણાઓ છો. આપને કાંઇ પેય વસ્તુ લાવી આપું કે ?"

મિસ ટેમ્પલે કહ્યુ:—"ચાલો, હું આપની સાથે જ આવું છું."

રજનીચંદ્ર પોતાના હાથમાં મિસ ટેમ્પલનો હાથ લઇ જે ઓરડામાં નાસ્તા પાણીની વ્યવસ્થા હતી એ ઓરડામાં ગયો; એ સ્થળે કેટલીક મહિલાઓ ચ્હા કૉફી વગેરેનો સદ્વ્યવહાર કરતી હતી. તેમના સહચર પુરુષો તેમની સેવામાં વ્યસ્ત હતા.

રજનીચંદ્રે મિસ ટેમ્પલને એક આસન ઉપર બેસાડીને કહ્યું:—“ આપને શું લાવી આપું ? ચ્હા કે કૉફી ? ”

મિસ ટેમ્પલે કહ્યું:—“ ઘણી ગરમી લાગે છે. કોઇ ઠંડી વસ્તુ લાવી આપો. ”

“ કલૅરેટ કપ* લાવી આપું કે ? ”

“ ના—ના, એમાં માદક વસ્તુ ભળેલી હોય છે. ભારતવર્ષમાંથી અત્રે આવ્યા પછી હું એવી વસ્તુઓને સ્પર્શ કરતી નથી. ”

મનમાં ને મનમાં હસી પ્રકાશમાં રજનીચંદ્રે કહ્યું:—“ ત્યારે એક હોમ મેઇડ લેમોનેડ લેશો ? ”

“ ધન્યવાદ. ”

મિસ ટેમ્પલને શીતળ કરી રજનીચંદ્ર પુનઃ તેને હૉલમાં લઇ ગયો. મિસ ટેમ્પલે કહ્યું;—“ વખત ઘણો થયો છે—હવે હું ઘેર જાઉં છું. આપની સાથે વાતચિત કરી હું સુખી થઇ છું. આપ વચ્ચે વચ્ચે મ્હને મળવા આવજો. આ લ્યો મ્હારું કાર્ડ. ”

રજનીચંદ્રે તેને ધન્યવાદ આપી પોતાનું એક કાર્ડ આપ્યું. પછી કહ્યું:—“ આપ એકલાં આવ્યાં છો કે ? ”

“ હા. ”

“ હું નીચે આવી આપને ગાડીમાં બેસાડી શકીશ કે ? ”

“ ના, ધન્યવાદ. આપ તકલીફ લેશો નહિ. ”

---

* કલૅરેટ મિશ્રિત એક પ્રકારના શરબતનું નામ Claret cup.

" એમાં તકલીફ જેવું શું છે ? એથી તો ઉલટો મ્હને વિશેષ આનંદ થશે. "

" બહુ ધન્યવાદ આપું છું. ભલે ત્યારે ચાલો. "

રજનીચંદ્રે ભાડાની એક કૅબ બોલાવી તેમાં મિસ ટેમ્પલને બેસાડવાનો વિચાર કર્યો હતો. તેણે નીચે ઉતરી રસ્તા ઉપર ઉપસ્થિત થઇને જોયું કે, એક મ્હોટી બે ઘોડાની ઘરની ગાડી મિસ ટેમ્પલ માટે રાહ જોઇ ઉભી હતી. એ ગાડી જોઇ રજનીચંદ્ર વિસ્મિત બની ગયો, કેમ કે, લંડનમાં એવી ગાડી કોઇ સામાન્ય સ્થિતિનો માણસ રાખી શકે એ અસંભવ હતું.

ગાડીમાં બેસતી વખતે મિસ ટેમ્પલે કહ્યુઃ—કાલે બપોર પછી આપને કાંઈ કામ છે કે ? "

" ના. "

" ત્યારે કાલે આવી મ્હારી સાથે ચ્હા પીશો ? "

" ધન્યવાદ. ઘણા આનંદથી પીશ. "

' ગુડ નાઇટ' કહી મિસ ટેમ્પલ ગાડીમાં બેઠી. ક્ષણ માત્રમાં જ ગાડી અદૃશ્ય થઇ ગઇ.

( ૩ )

બીજે દિવસે સ્હવારનો નાસ્તો લીધા પછી રજનીચંદ્રની લૅન્ડ લેડીએ તેને પૂછ્યું:—" મહાશય ! ગઇ કાલની રાત્રિનો આપનો વખત આનંદમાં પસાર થયો હતોને ? "

સહજ વિનોદ કરવાના વિચારથી રજનીચંદ્રે એક નિશ્વાસ મૂકીને કહ્યું:—"હા મિસિસ બ્રાઉન. "

લૅન્ડ લેડીએ કહ્યું:—" આમ નિશ્વાસ કેમ મૂકો છો ? "

રજનીચંદ્રે કૃત્રિમ ચિંતાદર્શક ભાવથી કહ્યું:—" મિસિસ બ્રાઉન ! મ્હારી સ્થિતિ ઘણી ખરાબ છે. "

" કેમ શું થયું છે ? "

" ગઇ રાત્રે હું પ્રેમમાં પડ્યો છું. "

લૅન્ડ લેડીએ ઉચ્ચ હાસ્ય કર્યું. તેણે કહ્યું:—" સારું-સારું, એ તો આનંદની વાત છે. છોકરી બહુ સુંદર છે કે ? "

" હા મિસિસ બ્રાઉન ! એ ઘણી ભયાનક સુંદર છે. "

" How interesting ! કહો મહાશય ! સઘળી હકીકત મ્હને કહો. "

" શું કહું ? કહેવા જેવા શબ્દો સુઝતા નથી. "

મિસિસ બ્રાઉને મૃદુ હાસ્ય કરી કહ્યું:—" પ્રથમ પ્રણય પ્રસંગે એમ જ થાય છે. "

રજનીચંદ્રે ખુરસીમાં ટટાર બેસીને કહ્યું:—" મિસિસ બ્રાઉન ! તમારી સાથે કોઇ કદાપિ પ્રેમમાં પડ્યું હતું કે ? "

મિસિસ બ્રાઉને રોષે ભરાઇને કહ્યું:—" મહાશય ! કોઇના અંતરમાં પ્રેમ ઉપજાવવા જેટલી યોગ્યતા મ્હારામાં નથી કે ? "

" ના-ના, હું એવું નથી કહેતો. તમે ક્રોધ કેમ કરો છો ? "

" મ્હારી સાથે જો કોઇ પ્રેમમાં ન પડ્યું હોય તો મ્હારો વિવાહ કેવી રીતે થયો ? "

" ખરું છે. તમે વિવાહિતા રમણી છો એ વાત હું ભૂલી ગયો હતો. તમને જોતાં તમે પરણેલાં હો એમ લાગતું નથી. "

મનમાં ને મનમાં ખુશી થઇ મિસિસ બ્રાઉને કહ્યું:—"આપે ખરું કહ્યું છે. ઘણાં માણસો મ્હારી ખરી ઉમ્મર કરતાં મ્હને ન્હાની ધારે છે. ઠીક છે, મ્હારી ઉમ્મર કેટલી હશે તે આપ કહો જોઇએ. "

મિસિસ બ્રાઉનની ઉમ્મર પચાસ વર્ષ ઉપર હતી એમ હરેક દર્શક સહેલાઇથી સમજી શકે તેમ હતું. રજનીચંદ્રે રંગ જોવાના વિચારથી કહ્યું:-"કેટલી? ત્રીસ વર્ષની?"

મિસિસ બ્રાઉનનું મુખ આનંદથી પ્રફુલ્લ બની ગયું. તેણે કહ્યું:-"ના, થોડી વધારે છે. આપની પ્રેમિકાનું નામ શું છે મહાશય?"

"મિસ ટેમ્પલ."

"આપના તરફ તેનો કેવો ભાવ છે?"

"એ સંબંધી હું શું જાણું? આજે એણે મ્હને ચ્હા પીવાનું નિમંત્રણ કર્યું છે."

"સારું-સારું. I wish you a happy afternoon." કહી લૅન્ડ લેડી ચાલી ગઇ.

મ્હોંમાં પાઇપ રાખી રજનીચંદ્ર વિચાર કરવા લાગ્યો. ગઇ કાલે મેઘદૂતના શ્લોક માટે કેવું વિષમ સંકટ ઉપસ્થિત થયું હતું એનું સ્મરણ કરતાં તેને હસવું આવવા લાગ્યું. ગમે એમ હો, મિસ ટેમ્પલ એક અદ્દભુત રમણી છે. આજે બે કલાક પહેલાં ઘેરથી નીકળી બ્રિટિશ મ્યૂઝીઅમમાંથી કેટલાક 'અસલ' ધર્મશાસ્ત્રના શ્લોક મુખસ્થ કરી મિસ ટેમ્પલ પાસે જવાનો રજનિચંદ્ર વિચાર કર્યો હતો. યોગશાસ્ત્ર સંબંધીના પણ બે ચાર બોલ સંગ્રહ કરી મિસ ટેમ્પલને વિસ્મિત બનાવી દેવાનો તેનો વિચાર હતો.

ચાર વાગ્યા એટલે બ્રિટિશ મ્યૂઝીઅમમાંથી બ્હાર નીકળી એક કૅબ લઇ રજનીચંદ્ર મિસ ટેમ્પલને ઘેર ઉપસ્થિત થયો. એ મકાન પોર્ટલૅન્ડ પ્લેસમાં આવેલું હતું. એ સ્થળે ઘણાં ધનવાન માણસો રહેતાં હતાં.

રજનીચંદ્રે ડ્રૅાઇંગ રૂમમાં પ્રવેશ કરી થોડા સમય સુધી રાહ જોઇ. પછી મિસ ટેમ્પલે એ સ્થળે ઉપસ્થિત થઇ તેને હિંદુ રીતિ

પ્રમાણે નમસ્કાર કર્યા. મિસ ટેમ્પલે આસનપર બેસીને કહ્યું:– "દિવાલ ઉપરની આ છબી આપ જોઇ શકો છો કે? એ મ્હારા ગુરુ છે."

રજનીચંદ્રે જોયું કે, દિવાલ ઉપર મીંચેલાં નેત્રોવાળી, અર્ધ-નગ્ન શરીરવાળી એક બંગાળી મૂર્તિ હોઇ તેની નીચે અંગ્રેજી અને સંસ્કૃત ભાષામાં લખેલું હતું કે, 'સ્વામી યોગાનંદ.'

યોગશાસ્ત્ર સંબંધીની વાત કાઢી પોતે તરત મેળવેલી વિદ્યા પ્રકાશિત કરી રજનીચંદ્રે મિસ ટેમ્પલને વિસ્મિત બનાવી દીધી. છેવટે તેણે પૂછ્યું:–" આપે સ્વામીજી પાસેથી યોગશાસ્ત્ર સંબંધી કાંઇ ઉપદેશ લીધો છે કે?"

"ના, કારણ હજી મ્હને અભ્યાસ કરવાનો અધિકાર નથી. સ્વામીજીએ કહ્યું છે કે, ત્રણ વર્ષ સુધી નિરામિષ ભોજન કરી શુદ્ધાચારથી રહી મ્હારે પાછું ભારતવર્ષમાં જવું. એ સમયે તેઓ મ્હને શિક્ષણ આપશે. તેમણે મ્હને હમ્મેશાં ગંગાજળ પીવા કહ્યું હતું; પરંતુ અત્રે ગંગાજળ કયાંથી મળે? હું અત્યંત વિશુદ્ધ સ્વચ્છ-જળ પીઉં છું જેથી કોઇ પણ પ્રકારે આધ્યાત્મિક અપકાર થઇ શકે તેમ નથી."

રજનીચંદ્રે કહ્યું:–" ગંગાજળનું માહાત્મ્ય ઘણું છે. આપે Mark Twain નું More Tramps Abroad પુસ્તક વાંચ્યું છે કે?"

"ના."

"એ પુસ્તકમાં માર્ક ટવેઇને પોતાના ભારતવર્ષના પ્રવાસનું વર્ણન કર્યું છે. કાશીમાં એક યૂરોપીય સિવિલ સર્જન સાથે તેની મુલાકાત થઇ હતી. ડૉકટર સાહેબે માર્ક ટવેઇનને ગંગાજળ સંબંધીની

એક વૈજ્ઞાનિક પરીક્ષાની વાત કહી હતી. એ વાત ઘણી વિસ્મયજનક છે."

મિસ ટેમ્પલે ઉત્કંઠિત બની જઇને પુછ્યું:–"એવી તે શી વાત છે?"

"એમ લખેલું છે કે, એ ડૉકટરે એક સમયે એક પાત્રમાં ગંગાજળ અને બીજા પાત્રમાં કૂવાનું જળ લઇ પરીક્ષા કરી હતી. પ્રત્યેક પાત્રમાં તેમણે થોડાં થોડાં કૉલેરાના જીવાણું નાંખ્યાં હતાં. ૪૮ કલાક પછી તપાસ કરી જોતાં ગંગાજળમાંના સઘળાં જીવાણું મરી ગયેલાં અને કૂવાના જળમાંનાં જીવાણું સહસ્રધા વધી ગયેલાં જણાયાં હતાં."

આ સાંભળી મિસ ટેમ્પલ અત્યંત ઉત્તેજિત બની ગઇ. બીજા બે ચાર સંસ્કૃત શ્લોક ઉચ્ચારી તથા વાતચિત કરી રજનીચંદ્રે તેને દિઙ્મૂઢ બનાવી દીધી.

છ વાગ્યા. રજનીચંદ્ર વિદાય થવાને ઉઠયો. મિસ ટેમ્પલે કહ્યું:— "આવતા શનિવારે સંધ્યા સમયે આપને કાંઇ કામ છે કે?"

"ના."

"ત્યારે તે દિવસે અત્રે પધારી આપ મ્હારી સાથે ડિનર લેશો કે?"

"ધન્યવાદ. ઘણા આનંદસહ આવીશ."

"પણ હું વેજીટેરીઅન છું. આપ માંસભોજન કરો છો કે?"

"કરૂં તો છું."

"ત્યારે આપને કષ્ટ થશે."

"ના, મિસ ટેમ્પલ! મ્હને બિલકુલ કષ્ટ નહિ થાય; અમારા હિંદુ સંસ્કાર નિરામિષ ભોજનના જ પક્ષપાતી છે; છતાં આ દેશમાં

આવી સ્વાસ્થ્ય સાચવવા માટે જ માંસભોજન કરવું પડે છે. ”

મિસ ટેમ્પલે ઉત્તેજિત ભાવથી કહ્યું:—“ ભૂલ છે—ગંભીર ભૂલ છે. માંસ ભોજન કર્યા સિવાય આ દેશમાં સ્વાસ્થ્ય સચવાતું નથી એ કેવળ એક કુસંસ્કાર છે. આજકાલ કરતાં છ માસથી અર્થાત્ હિંદુસ્તાનથી અત્રે આવી ત્યારથી હું નિરામિષ ભોજન કરું છું. મ્હારું સ્વાસ્થ્ય આપને ખરાબ જણાય છે કે ? ”

રજનીચંદ્રે વિસ્મિત બની ગયા જેવો ભાવ દર્શાવી કહ્યું:— “ શું કહો છો ! ત્યારે હું પણ હવેથી નિરામિષ ભોજન કરીશ. એ જ મ્હને તૃપ્તિજનક છે. ”

મિસ ટેમ્પલ પ્રસન્ન થઇ. તેણે કહ્યું:—“ શનિવારે સાત વાગ્યે આવજો. ”

( ૪ )

શનિવાર આવ્યો. રજનીચંદ્ર સંધ્યાનો પોષાક પહેરી તૈયાર થયો. તેની લૅન્ડ લેડીએ આવીને કહ્યું:—“ મિસ્ટર ચૅટર્જી, આજે આપ બ્હાર ડિનર લેશો કે ? મ્હને તો તમે પ્રથમથી કહ્યું નહોતું. ”

રજનીએ કહ્યું:—“ મિસિસ બ્રાઉન ! હું તમને કહેવું તદ્દન ભૂલી ગયો હતો. મ્હારું મન ઘણું ચંચળ બની ગયું હતું. ”

લૅન્ડ લેડીએ કહ્યું:—“ પ્રેમમાં પડવાથી માણસ ચંચળ જ બની જાય છે. આપને પ્રેમિકાને ત્યાં નિમંત્રણ છે કે ? ”

“ હા મિસિસ બ્રાઉન ! જો એમ ન હોય તો આટલી સાવધાનતાથી પોષાક શા માટે પહેરું ? હું કેવો દેખાઉ છું કહો જોઇએ.”

મિસિસ બ્રાઉને કહ્યું:—“ Stunning આપ જો આજે પ્રોપ્રોઝ કરશો તો તે ના પાડશે નહિ. ”

“ મિસિસ બ્રાઉન ! શું કહીને પ્રોપ્રોઝ કરવું એ મ્હને શિખ-

વાહશો કે ? ઠીક, તમે જ્યારે મિસ્ટર બ્રાઉનને પ્રોપ્રોઝ કર્યું હતું ત્યારે શું કહ્યું હતું ?"

આ શબ્દો સાંભળી અગ્નિશર્મા બની જઇ મિસિસ બ્રાઉને કહ્યું:—" શું મ્હેં પ્રોપોઝ કર્યું હતું કે ?"

સ્મિત હાસ્ય કરી રજનીએ કહ્યું:—" ત્યારે કોણે કર્યું હતું ?"

" સ્ત્રીજાતિ કદાપિ પ્રોપોઝ કરે કે ? મિસ્ટર બ્રાઉને મ્હને પ્રોપોઝ કર્યું હતું."

રજની બોલ્યો:—" I see-મ્હેં ધાર્યું હતું કે, તમે જ પ્રોપોઝ કર્યું હતું. ઠીક મિસ્ટર બ્રાઉને શું કહ્યું હતું ?"

" સાંભળવું છે કે ? ઠીક ત્યારે કહું છું." આમ કહી મિસિસ બ્રાઉન બારી પાસે પડેલા એક સૉફા ઉપર બેસી બોલવા લાગી:— " એક દિવસે અમે હાઇડપાર્કમાં ફરવા ગયાં હતાં. એક ઝાડ નીચે બે ખુરસી હોઇ તેના ઉપર બેસી અમે વાતચિત કરતાં હતાં......"

રજનીચંદ્ર વચ્ચે બોલી ઉઠયો:—" હાઇડપાર્કમાં એક યુવક બંધુ સાથે તમે એકલાં ફરવા ગયાં હતાં ? એ વાત તમારાં માતા પિતા જાણતાં હતાં કે ?"

લૅન્ડ લેડીએ હસીને કહ્યું:—" ના, મ્હારાં માતા પિતા કાંઇ જાણતાં નહોતાં. તેઓ ઘણાં કઠોર સ્વભાવનાં હતાં."

" ત્યારે તમે છુપી રીતે ગયાં હતાં કે ?"

મૃદુહાસ્ય કરી મિસિસ બ્રાઉને કહ્યું:—" હા."

બન્ને હાથ ઊંચા કરી રજનીચંદ્ર બોલ્યો;—"Holy Moses! Oh, naughty Mrs. Brown! I *am* shocked"

રજનીચંદ્રનો ભાવ જોઇ પ્રૌઢા લૅન્ડ લેડી થોડા સમય સુધી હસી. પછી તેણે કહ્યું:—" ઠીક ત્યારે આપ આટલા બધા shoked થયા છો તેથી હું હવે વિશેષ કાંઇ કહીશ નહિ."

"ના—ના, કહો. હું તમારી પાસેથી શિખી જઇશ."

મિસિસ બ્રાઉન કહેવા લાગી:—"વાતમાં ને વાતમાં સંધ્યાકાળ થયો. હું ઘેર આવવા માટે ઉઠી એટલે મિસ્ટર બ્રાઉને કહ્યું:—'બેસ—બેસ, એક વાત કહેવી છે.' હું બેઠી એટલે તેમણે કહ્યું:—'મેરિ! મ્હારી સાથે તું વિવાહ કરીશ કે?' પહેલાં તો હું કોઇ પણ રીતે રાજી થઇ નહિ. છેવટે તેમણે ઘાસ ઉપર ઘુંટણીએ બેસી કહ્યું, 'મેરિ! જો તું મ્હારી સાથે વિવાહ નહિ કરે તો હું સૈનિક બનીને વિદેશ ચાલ્યો જઇશ અને યુદ્ધ કરી મરીશ."

રજનીચંદ્ર બોલી ઉઠયો:—"કેવી ભયંકર વાત! ઠીક, પછી તમે શું કર્યું?"

"બીજું શું કરું? નિરુપાયે હું રાજી થઇ."

રજનીચંદ્રે કહ્યું;—"મ્હારી પ્રણયિની તમારા જેવી કોમળહૃદયા થશે કે? હું તેને કહીશ કે, "જો તું મ્હારી સાથે વિવાહ નહિ કરે તો હું બૅરિસ્ટર થઇ કલકત્તા જઇશ અને ત્યાં બાર લાયબ્રેરીમાં બેસી ભુખથી પ્રાણ ત્યાગીશ."

* * * *

પોર્ટલૅન્ડ પ્લેસના ડિનર પછી રજનીચંદ્ર માટે એક અણધાર્યો બનાવ બન્યો.

મિસ ટેમ્પલના સુસજ્જિત ડ્રૉઇંગ રૂમમાં રજની બેઠો છે. આજે એ વૃદ્ધાનું મુખમંડળ સહજ ચિંતાતુર જણાય છે.

દાસી આવી કૉફી આપી ગઇ. કૉફી પીતાં પીતાં મિસ ટેમ્પલે કહ્યું:—"થોડા દિવસથી મ્હારા મનમાં એક વિચાર ઘોળાયા કરે છે. હું આપને કેટલાક અંગત પ્રશ્નો પૂછું તો આપ મ્હને ક્ષમા આપશો કે?"

રજનીએ સહજ સાવધાનતાથી કહ્યું:—" જો કોઇ આપત્તિજનક પ્રશ્ન નહિ હોય તો હું ઘણા આનંદસહિત ઉત્તર આપીશ. "

મિસ ટેમ્પલે થોડા સમય સુધી ચુપ રહ્યા પછી કહ્યું:—" આપનાં પિતા માતા જીવતાં નથી એમ આપે પ્રથમથી કહ્યું છે. આપ પરણેલા છો કે ? "

" ના. "

" આપનું અહીંનું ખરચ કોણ ઉપાડે છે ? "

" મ્હારા કાકા. "

" ધારાશાસ્ત્રીના વ્યવસાય તરફ આપનો વિશેષ અનુરાગ છે કે? "

" ના. "

" આજ સુધીના આપના પરિચયથી હું એમ સમજી શકી છું કે, હિન્દુ ધર્મ તરફ આપનો પ્રબળ અનુરાગ છે. "

રજનીચંદ્ર મનમાં ને મનમાં હસ્યો. મિસ ટેમ્પલ કહેવા લાગી:–" જુઓ, હિન્દુધર્મ તરફ મ્હારી ઘણી ભક્તિ છે. એ ધર્મનો હું યુરોપમાં પ્રચાર કરવા ઇચ્છું છું. મ્હારી પાસે પુષ્કળ પૈસા છે. એ માટે આજે હું આપની પાસે એક પ્રસ્તાવ કરવાની છું. મ્હારી ઇચ્છા પાર પાડવામાં હું આપની મદદ માગું છું. હું એક શિક્ષિત હિંદુ યુવકને પોષ્યપુત્રરૂપે ગ્રહણ કરવાને ઇચ્છું છું. આપ મ્હારી આ ઇચ્છા પૂર્ણ કરશો કે ? "

રજનીચંદ્ર ચુપ રહ્યો. મિસ ટેમ્પલે કહ્યું:–" હમણાંને હમણાં જ હું આપની પાસે ઉત્તર માંગતી નથી. આપ સંપૂર્ણ વિચાર કર્યા પછી મ્હને ઉત્તર આપજો. જો આપ રાજી થશો તો બીજું બધું છોડી દઇ પ્રથમ આપને હિંદુશાસ્ત્રનો અને યૂરોપીય ભાષાઓનો બરાબર અભ્યાસ કરવો પડશે. એ ત્રણ વર્ષ પછી આપને સાથે લઇ હું યૂરોપમાં હિંદુધર્મનો પ્રચાર કરવા બ્હાર નીકળીશ. "

રજનીચંદ્રે કહ્યું:—"હું વિચાર કર્યા પછી આપને ઉત્તર આપીશ."

મિસ ટેમ્પલે કહ્યું:—"મ્હારે બીજું કોઇ નથી. મ્હારી સમસ્ત સંપત્તિના વારસ આપ થશો. જ્યાં સુધી હું જીવતી હોઇશ ત્યાં સુધી આપનું સઘળું ખરચ નિભાવીશ તથા દરેક અઠવાઢીએ દશ ગિની આપને ખીસ્સાખરચ માટે આપીશ. આપને કઠોર અભ્યાસ કરવો પડશે તથા શુદ્ધાચારી હિંદુની માફક રહેવું પડશે."

રજનીચંદ્રનું મસ્તક ભમવા લાગ્યું, તેણે કહ્યું:—"ઠીક, એક અઠવાડીઆ પછી હું આપને ઉત્તર આપીશ." આમ કહી તે વિદાય થઇ ગયો.

## ( ૫ )

ત્રણ માસ પસાર થઇ ગયા છે. રજનીચંદ્ર મિસ ટેમ્પલનો પોષ્ય પુત્ર થઇ તેને ઘેર રહે છે. હવે તેનું નામ રજનીચંદ્ર ચૅટર્જી ટેમ્પલ છે.

એક રીતે જોવા જતાં રજની ઘણો સુખી છે. પહેલાં તેને પૈસાની ઘણી તાણ વેઠવી પડતી હતી. હવે એ તાણ દૂર થઇ ગઇ છે. હવે તે બોન્ડ સ્ટ્રીટ સિવાય બીજે કોઇ સ્થળે સૂટ તૈયાર કરાવતો નહોતો. અમનિવાસમાં બેસવું તેણે તદ્દન છોડી દીધું છે. ઉત્કૃષ્ટ હાવાના ચીરૂટ સિવાય બીજી ચીરૂટ તે પીતો નથી. બંધુ બાંધવને નિમંત્રણ કરી તે જ્યારે નાટકમાં જાય છે ત્યારે ત્રણ ચાર ગિની આપી બૉક્ષ રિઝર્વ કરાવે છે.

આમ છતાં આહાર અને અધ્યયન માટે તેને ઘણી અડચણ વેઠવી પડે છે. તેણે જ્યારે સાહસ કરીને એમ કહ્યું હતું કે 'અમારા હિન્દુ સંસ્કાર નિરામિષ ભોજનના જ પક્ષપાતી છે' ત્યારે એવો વિચાર નહોતો કર્યો કે, એની હિંદુ જીભને એક દિવસે આવી શિક્ષા

સહન કરવી પડશે. નિરામિષ ખાદ્યને સ્વાદિષ્ટ બનાવવા માટે નિપુણુતા જોઈએ છીએ. એ નિપુણુતા અંગ્રેજી રસોઇવણુમાં નથી હોતી. મિસ ટેમ્પલને ત્યાં જે નિરામિષ ખોરાક થતો હતો તે રજનીચંદ્રને બિલ્કુલ પસંદ પડતો નહિ. વળી મરજી પડે ત્યાં હરવા ફરવા જઇ શકાતું નહોતું, એ તેની બીજી અડચણુ હતી. અઠવાડીઆમાં બે દિવસ ફ્રેંચ ભાષાનો અને બે દિવસ જર્મન ભાષાનો તેને અભ્યાસ કરવો પડતો હતો. તેને માટે શિક્ષક સુદ્ધાં રાખવામાં આવ્યો હતો. તે ઉપરાંત મિસ ટેમ્પલ પણુ તેના ઉપર દેખરેખ રાખતી હતી. અઠવાડીઆમાં જે બે દિવસ બ્રિટિશ મ્યૂઝીઅમમાં હિંદુશાસ્ત્રની ચર્ચા કરવા માટે નક્કી કરેલા હતા, એ બે દિવસ જ તે આરામમાં પસાર કરી શકતો હતો. તે બ્રિટિશ મ્યૂઝીઅમમાં જઇ નવલકથાઓ વાંચ્યા કરતો હતો; અથવા તો ત્યાં નહિ જતાં બીજે કોઇ સ્થળે ફરવા જતો હતો.

ત્રણુ માસ સુધી મિસ ટેમ્પલના સહવાસમાં રહીને આર્થિક સગવડતા હોવા છતાં રજનીચંદ્ર ક્લાન્ત થઈ ગયો હતો. ધીમે ધીમે એ વૃદ્ધાની સોબતથી તેને કૌતુક લાગતું હતું; છતાં કૌતુકરસ એવી વસ્તુ છે કે, તે સહજ પુરાતન થતાં તેનો સ્વાદ બગડી જાય છે. ડિનર પછી જે સંધ્યાનો સમય તેને મિસ ટેમ્પલ સાથે પસાર કરવો પડતો તે કષ્ટમાં પસાર થવા લાગ્યો. એથી તે વારંવાર નાટકમાં જતો હતો. મિસ ટેમ્પલ એ પ્રકારથી સહજ વિરક્ત થતી; પણુ ખુલ્લી રીતે તે કાંઇ કહેતી નહિ. આમ છતાં જાતિચ્યુતિના ભયને લીધે તે તેને બ્હાર ખાવા જવા દેતી નહિ. ઘેર જમ્યા પછી જ રજનીચંદ્ર બ્હાર નીકળી પડતો હતો.

આજે લંડનમાં ઘણી ધામધુમ છે. ઐતિહાસિક પુરાતન ગેઇટી થીએટર ભાંગીને નવું કરવામાં આવ્યું છે. આજ રાત્રે ન્યૂ ગેઇટી

થીએટર પ્રથમ ખુલવાનું છે. 'ઑર્કિડ' નામક એક નવીન ગીતિ નાટયનો પહેલી વખત અભિનય થનાર છે. રજનીચંદ્રે પહેલાંથી એક બૉક્ષ રિઝર્વ કરાવી રાખી છે.

અભિનયનો આરંભ થતાં જણાયું કે, રજનીચંદ્રની બૉક્ષમાં તેનાં ત્રણ સ્નેહીઓ પણ બેઠાં છે. એ ત્રણમાંનો એક આપણો પૂર્વ પરિચિત ભુવન દત્ત છે. બીજી બે સુંદરીઓ હોઈ તેમની ભાષામાં માધુર્ય છે; પણ શાલીનતા નથી. સ્ત્રીઓ હોવા છતાં કોઇ તેમને મહિલાઓ કહેવાનો ભ્રમ કરે એવો સંભવ નથી.

ત્રણ કલાક પછી નાટક સમાપ્ત થયું. પછી રજનીચંદ્ર વગેરે બ્હાર નીકળી ફૂટ પાથપર ઉભાં રહ્યાં. રજનીચંદ્રે કહ્યું:-"Let's go and have some supper at the Troc."

'Troc' અર્થાત્ Trocodero લંડનનું એક ઉચ્ચ શ્રેણીનું ભોજનગૃહ છે. ટ્રોકોડેરોમાં ભોજન કરવું એ શૉખીનોનું એક લક્ષણ ગણાય છે. થીએટરમાંથી નીકળેલાં ધનવાન નરનારીઓ એ ઠેકાણે કિંચિત્ આહાર કરીને ઘેર અથવા ક્લબમાં જાય છે. રજનીચંદ્રનો લોભનીય પ્રસ્તાવ સાંભળી એક યુવતીએ કહ્યું:-" You *are* a dear."

બીજી વ્યક્તિએ કહ્યું:-"I like their champagnes awf'ly."

ગાડી લઇ સર્વે ટ્રોકોડેરોમાં ઉપસ્થિત થયાં. રજનીચંદ્રે પ્રથમથી જ એક ટેબલ રિઝર્વ કરી રાખ્યું હતું. એ સ્થળે જઇ ચારે જણાં બેઠાં.

મુલ્યવાન્ ચાંદીનાં પાત્રોમાં વિવિધ ખાદ્ય વસ્તુઓ આવી. એક બરફથી ઠંડી કરેલી શૅમ્પેનની બૉટલ આવી. સંધ્યાના પોષાકમાં સજ્જ થયેલા વેટરો ચુપકીદીથી ભોક્તાઓની સેવામાં તત્પર રહ્યા હતા. મહિલાઓના સુંદર પોષાકોથી ભોજનગૃહ ઝળહળી રહ્યું હતું. ઉપર

અદૃશ્ય સ્થળે વાદકો બેસી વાજીંત્રો વગાડતા હતા. પુરુષ અને રમણીઓના સતત ગુંજનધ્વનિ, મધુર હાસ્ય તથા શૅમ્પેનના કોર્ક ખુલવાના અવાજે વાજીંત્રોના ધ્વનિ સાથે મળી એ સ્થાનને ઉત્સવમય બનાવી દીધું હતું.

એક તરફથી રજનીચંદ્રનું મંડળ પણ પાનાહાર અને હાસ્યવિનોદ કરવા લાગ્યું. હૉલના બીજા ખુણામાં તેઓ કોઇ જાણે નહિ એવી રીતે બે વયોવૃદ્ધ મહિલાઓએ પ્રવેશ કર્યો. એ બેમાં એક મિસ ટેમ્પલ હતી.

બન્ને જણીઓએ બેસીને બે પ્યાલા કૉફી લાવવાની આજ્ઞા આપી. કૉફી પીતાં પીતાં તેઓ વાતચિત કરવા લાગી. મિસ ટેમ્પલે તેની સંગિનીને કહ્યું:–"હમણાંના આ કૉન્સર્ટમાં આપના અનાથાશ્રમ માટે કેટલી રકમ થઇ?"

બીજી મહિલાએ ઉત્તરમાં કહ્યું:–"ઘણી ખરી સીટો ભરાઇ ગઇ હતી. બસો ગિની ઉપર થશે એમ લાગે છે."

"સઘળા વાદકોએ ઘણું સારું વગાડ્યું હતું."

"આપતો આવતાં નહોતાં; હું જ આપને ખેંચી લાવી છું."

કૉફી પીતાં પીતાં મિસ ટેમ્પલે કહ્યું:–"આપના આ કૉન્સર્ટની જો કે મ્હેં ટિકીટ ખરીદ તો કરી હતી; પરંતુ તે આજે થશે એ મ્હને યાદ નહોતું. આપ ન આવ્યાં હોત તો હું આવી શકત નહિ!"

કૉફી પી રહી બન્ને જણી ઉઠી. એવામાં હૉલના બીજા ખુણામાં મિસ ટેમ્પલની નજર પડી. થોડા સમય સુધી વક્રદૃષ્ટિથી તે તરફ જોઇ રહી. છેવટે તેણે ખીસ્સામાંથી ચસમાં બહાર કાઢી પહેર્યાં. આ વખતે જે દેખાવ તેના જોવામાં આવ્યો તેથી તેનું વાર્ધક્ય રેખાંકિત મુખમંડળ પ્રલયના આકાશ જેવું ગંભીર બની ગયું. તેણે

સંગિનીને કહ્યું:–" એક મિનિટ માટે મ્હને ક્ષમા આપજો. હું હમણાં જ પાછી આવું છું."

આમ કહી ધીમે પગલે હૉલના બીજા ખુણામાં જઇ તે રજનીચંદ્ર પાસે ઉભો રહી. તેને જોઇ અસ્થિર બની જઇ રજનીચંદ્રે ઉઠી ઉભા થઇને કહ્યું:–"Good evening." તેની સ્હામે પ્લેટમાં નિષિદ્ધ ખોરાક, ગ્લાસમાં શેમ્પેન અને આપત્તિજનક નારી–મૂર્ત્તિ હતી.

"Good evening. Don't let me interrupt you." કહી મિસ ટેમ્પલ ત્યાંથી ચાલી ગઇ.

એ રાત્રે રજનીચંદ્ર જ્યારે ઘેર ગયો ત્યારે તે જાણી શક્યો કે, મિસ ટેમ્પલ ઘણા વખતથી સૂઇ ગઇ છે.

રજનીચંદ્રની આખી રાત ઉજાગરામાં પસાર થઇ. બીજે દિવસે પ્રભાતકાળે નાસ્તા વખતે તેણે સાંભળ્યું કે, હજી સુધી મિસ ટેમ્પલે શય્યાનો ત્યાગ કર્યો નથી–તેનું શરીર પણ સારું નથી.

બે વાગ્યે લંચ ખાવા માટે ભોજનગૃહમાં પ્રવેશ કરી રજનીએ સાંભળ્યું કે, હજી પણ મિસ ટેમ્પલે પથારીને છોડી નથી.

રજનીચંદ્રે એકલાએ ચુપકીદીથી લંચ ખાધું. ઉઠતી વખતે દાસી તેના હાથમાં એક પત્ર આપી ગઇ. એ પત્રમાં મિસ ટેમ્પલના હસ્તાક્ષર હતા. તેમાં લખેલું હતુ કે:—

" કાલે રાત્રે જે કાંઇ જોયું તેથી હું ઘણી દુ:ખી થઇ છું. તમારી સાથેનો મ્હારો સંબંધ આજથી તૂટયો છે. હવે હું તમારું મ્હોં જોવાને પણ ઇચ્છતી નથી. હમણાં જ તમે આ ઘર છોડી ચાલ્યા જજો. ત્રણ માસમાં તમને સમયનું જે નુકસાન થયું છે તેના બદલા તરીકે આ પત્રમાં તમને સો પાઉંડનો એક ચેક આપું છું. એડ્ના ટેમ્પલ."

સરસામાન બાંધી, કૅબ બોલાવી સંધ્યા થતાં પૂર્વે જ રજનીચંદ્ર બેજવૉટરમાં પાછો ફર્યો.

# વિવાહની વિજ્ઞાપન.

( ૧ )

વડોદરા શહેરમાં શિયાપુરરોડ ઉપર આવેલા એક મકાનમાં કેશવલાલ નામનો એક યુવક રહેતો હતો. તેની ઉમ્મર લગભગ ૨૨ વર્ષની હશે. તે સાધારણ અંગ્રેજી લખી વાંચી જાણતો હતો. એ ત્રણ વખત મેટ્રિકની પરીક્ષામાં નપાસ થઇ તેણે સરસ્વતીદેવીને સાષ્ટાંગ પ્રણામ કર્યાં હતા.

વૈશાખ માસ હતો. આખો દિવસ પુષ્કળ તાપ પડયા પછી સંધ્યા સમયે સહજ શીતળ વાયુ વિહરવા લાગ્યો હતો. કેશવલાલ મેડા ઉપર છજામાં એક આરામ ખુરસીમાં આડો પડયો હતો. તેના મ્હોંમાં સિગારેટ હતી. થોડા સમય સુધી ધુમ્રપાન કર્યા પછી તેણે દ્વાર તરફ જોઇને કહ્યું:—" ચતુર ! ભાંગ તૈયાર થઇ હોય તો લઇ આવ. "

થોડા સમયમાં જ ચતુર નામનો નોકર એક ચાંદીના પ્યાલામાં ભાંગ લઇ આવ્યો. કેશવલાલ સ્થિતિ સંપન્ન યુવક હતો.

મકાન રસ્તાપર આવેલું હતું; છતાં એ રસ્તે માણસોનો તેમજ ગાડી ઘોડાઓનો વિશેષ અવર જવર નહોતો.

કેશવલાલ નિશ્ચિંતતાથી ભાંગ પીવા લાગ્યો. એવામાં થોડે દૂરથી એવો અવાજ સંભળાયો, ' સોલાપુરી ચેવડો. '

વિના વિલંબે ચેવડાવાળો કેશવલાલના ઘર પાસે આવી ઉચ્ચ સ્વરે કહેવા લાગ્યો કે,

"ચેવડો લ્યો ચેવડો, સોલાપુરી ચેવડો,
જો ખાવે— મઝા પાવે
જો ચખ્ખે— યાદ રખ્ખે.
સોલાપુરી ચેવડો."

તત્કાળ ઘરમાંથી એક પાંચ વર્ષની ઉમ્મરનો બાળક બ્હાર આવ્યો તથા તેણે બે પૈસા ચેવડાવાળાના હાથમાં આપી ચેવડો માગ્યો. ચેવડાવાળો એક ગુજરાતી વર્તમાનપત્રના કાગળમાં પાંચ વર્ષના બાળક મોહનલાલને ચેવડો બાંધી આપી ચેવડાની પ્રશંસા માટે ઉપરનાં વાક્યો ઉચ્ચારતો ચાલ્યો ગયો.

મોહનલાલ અતિ આનંદથી મેડા ઉપરના છજામાં જઇ ચેવડો ખાવા લાગ્યો. થોડા વખત પછી તેણે કેશવલાલની તદ્દન પાસે જઇને કહ્યું:—"જુઓ ભાઇ ! આ હાથીની છબી છે."

કેશવલાલે કાગળને લઇને જોયું તો તે હાથી માર્કાના ઔષધની જાહિર ખબર હતી; પરંતુ એ જાહિરખબર પાસે જે જોવામાં આવ્યું તેથી કેશવલાલનું કુતૂહલ ઘણું વધી ગયું.

ડાબા હાથમાં ભાંગનો પ્યાલો લઇ જમણા હાથમાં એ વર્ત્તમાન પત્રનો કાગળ લઇ તેણે બેઠકખાનામાં પ્રવેશ કર્યો. દીવા પાસે ઉભા રહી તેણે એ કાગળમાં નીચે પ્રમાણે એક જાહિરખબર વાંચી.

## વિવાહની વિજ્ઞાપન.

પ્રાર્થના સમાજી એક ગૃહસ્થની સત્તર વર્ષની કન્યા હોઇ તેને માટે એક સચ્ચરિત્ર સુશિક્ષિત બ્રહ્મક્ષત્રિય વરની જરૂર છે. વિવાહ પછી યુવકને શિક્ષણ મેળવવા માટે વિલાયત મોકલવાની અમારી ઇચ્છા છે. પ્રથમથી પત્ર લખી પાત્રે કિંવા તેના વડિલે અમને મળવું.

ચંદ્રશંકર નંદશંકર
વિઠ્ઠલવાડી મુંબઇ, ૨.

કેશવલાલે એ જાહિરખબર બે વખત વાંચી. પછી તેના મ્હોં ઉપર હાસ્ય પ્રકાશી નીકળ્યું. પુનઃ છજામાં જઈ ભાંગ પીતાં પીતાં તે વિવિધ વિચાર કરવા લાગ્યો તેણે વિચાર્યું:—" આ તો ઘણી મઝાની જાહિરખબર છે ! અફસોસ કે, મ્હારો વિવાહ મ્હારી બાલ્યાવસ્થામાં જ થઇ ગયો છે; નહિ તો આ કાંઇ જેવો તેવો સુયોગ નથી ! સત્તર વર્ષની કન્યા કેટલી બધી દેખાવડી હશે ? વળી તે પ્રાર્થના સમાજીની કન્યા છે. આટલી ઉમ્મર સુધી તે કુમારિકા હોવાથી તેને હાર્મોનિયમ, પિયાનો વગેરે વગાડતાં તથા ગાતાં આવડતું હશે ! "

સિદ્ધિપાન સમાપ્ત થતાં પ્યાલો મૂકી દઇ કેશવલાલે વિચાર્યું;— " એક કામ કરું, એક પત્ર લખીને હું જાહિરખબર છપાવનાર ગૃહસ્થને મળું. થોડા દિવસ એમને ઘેર જઇ મઝા જોવામાં શી અડચણ છે ? પછી છ પાંચ અગીયાર ગણી જઇશું. "

ભાંગના નશાથી આવા વિચારો કરતાં કરતાં કેશવલાલને ઘણું હસવું આવવા લાગ્યું. એનો વિવાહ થયો છે એ વાત પેલા માણસના જાણવામાં ક્યાંથી આવશે ? થોડા દિવસ સુધી કોર્ટશિપ કરીને પછી પલાયન ! કેશવલાલ 'હા—હા' કરી હસવા લાગ્યો.

**शुभस्य शीघ्रं** એ સિદ્ધાંતનું સ્મરણ કરી પત્ર લખવા માટે તેણે બેઠકખાનામાં પ્રવેશ કર્યો. ખુરસી ઉપર બેસી બત્તી સતેજ કરી તે પત્ર લખવા લાગ્યો. અભ્યાસવશાતઃ પત્રને મથાળે તેણે '**श्री गणेशाय नमः**' લખ્યું. પછી તેને એમ લાગ્યું કે, પ્રાથના સમાજી માણસો તો હિંદુ દેવ દેવીનું નામ સાંભળી નાસિકા કુંચિત કરે છે. બીજો કાગળ લઇ કેશવલાલે તેને મથાળે '**श्री ईश्वरोजयति**' લખ્યું. પોતે મેટ્રિકમાં નપાસ છે એવું જણાવવાથી પોતાની કિમ્મત અશિક્ષિતમાં અંકાશે વિચારી બી—એ ફેઇલ છે એમ તેણે લખ્યું. પોતાની

સચ્ચરિત્રતાની હકીકત લખતાં તેને ઘણું હસવું આવવા લાગ્યું હોલ્ડર નીચે મૂકી થોડા સમય સુધી તે હસ્યો. પછી તેણે લખ્યું કે, પોતે જાતિભેદ માનતો નથી; વિલાયત જવામાં કોઇ જાતની હરકત નથી. પત્રની છેવટે કુમારીનો ફોટો હોય તો તે મોકલી આપવાની તેણે સવિનય વિનંતિ કરી.

એ દિવસે રાત્રે કેશવલાલને બરાબર ઊંઘ આવી નહિ. ભાવી ઘટના સંબંધી તે જેમ જેમ વિશેષ વિચાર કરતો હતો તેમ તેમ તેને વિશેષ હસવું આવતું હતું.

(૨)

મુંબાઇ કાલબાદેવી રોડ ઉપર વિઠ્ઠલવાડીની એક ગલીમાં એક મજલાનું મકાન હતું. મધ્યાન્હકાળે એ મકાનના એક ઓરડામાં મેજ ઉપર શેતરંજ બિછાવી બે માણસો દાવ ખેલતા હતા. એમાંનો એક માણસ બળવાન્ હોઇ તેના શરીરનો રંગ ગૌર હતો. બીજા માણસનું શરીર ક્ષીણ હોવા છતાં શારીરિક બળમાં ને કાંઇ ઉતરે એવો નહોતો.

એ બન્ને માણસો મુંબાઇના પ્રખ્યાત બદમાશ હતા. જેનું પ્રથમ વર્ણન કર્યું છે તે માણસનું નામ મહમ્મદ અને બીજાનું નામ કાસમ હતું. કાસમ મહમ્મદનો એક ચેલો કિંવા સહચર હતો. આ મકાન મહમ્મદની માલકીમાં હતું.

બન્ને જણા શેતરંજ રમતા હતા એવામાં નોકરે આવી મેજ ઉપર એક પત્ર મૂકયો પછી તે ચાલ્યો ગયો. કાસમે પત્ર ઊંચકી ઠેકાણું વાંચ્યું:— ચંદ્રશંકર નંદશંકર.

વિઠ્ઠલવાડી–મુંબાઇ. ૨

આ ઠેકાણું વાંચી કાસમે કહ્યું:–"મહમ્મદખાન ! ચંદ્રશંકર નામનો તમારો ભાડુત તો ત્રણ વર્ષથી આ ઠેકાણું છોડી ચાલ્યો ગયો છે !"

"હા, તું ચીઠ્ઠી ઉઘાડ. એમાં શું લખેલું છે?"

"ત્યારે ચંદ્રશંકરને એના નવા ઠેકાણે આ પત્ર નથી પહોંચાડવો?"

"આ મુંબાઇ શહેરમાં એવા ઘણા માણસો રોજને રોજ ઠેકાણાં બદલે છે તેથી ચંદ્રશંકરનું ઠેકાણું ખોળવાની માથાફોડ આપણે શા માટે કરવી જોઇએ? પત્રમાં શું લખ્યું છે તે જોઇએ તો ખરા–તું પત્ર ખોલી નાખ.!"

તરત જ પત્ર ખોલી મહમ્મદની આજ્ઞા પ્રમાણે કાસમ વાંચવા લાગ્યો:—

'મહાશય!

વર્તમાનપત્રમાં આપની કન્યાના વિવાહની જાહિરખબર મ્હેં વાંચી છે. હું એક બ્રહ્મક્ષત્રિય સૌંદર્યસંપન્ન યુવક છું. મ્હારી ઉમ્મર કેવળ ૨૨ વર્ષની છે. મ્હેં બરોડા કૉલેજમાં બી, એ, સૂધી અભ્યાસ કર્યો છે; પરંતુ પરીક્ષાના અરસ્સામાં બીમાર થવાથી પાસ થઇ શકયો નથી. હું જાતિભેદ માનતો નથી. બાલ્યાવસ્થાથી જ વિલાયત જવાની મ્હારી ઇચ્છા છે. જો આપ મ્હને આપની કન્યાને માટે યોગ્ય પાત્ર ગણો તો વિવાહ કરવા હું રાજી છું, બાળવિવાહનો વિરોધી હોવાથી જ આજ સૂધી હું કુંવારો છું. હું સચ્ચરિત્ર અને સત્યવાદી છું. આજ્ઞા મળતાં હું આપને મળવા આવીશ. જો કુમારીનો એક ફોટો હોય તો તે મોકલી આપવાની કૃપા કરશો.

કેશવલાલ હરિલાલ

શિયાપુરા રોડ–વડોદરા.

પત્રની હકીકત સાંભળી મહમ્મદખાન હસવા લાગ્યો. તેણે કહ્યું:—"આ તો અજબ તમાશો છે! એ છોકરીની શાદી તો ક્યારનીય થઇ ગઇ છે."

" પણ આ તો લખે છે કે, વર્તમાનપત્રમાં જાહિરખબર વાંચી છે, એ શું છે ?"

" તું જાણતો નથી કે ? એ ચંદ્રશંકરે ન્યુસપેપરમાં જાહિરખબર છપાવી હતી. સુધરેલા માણસો જાહિરખબર છપાવીને જ પુત્ર કન્યાને માટે યોગ્ય પાત્ર શોધી કાઢે છે! "

કાસમે થોડા સમય સૂધી સ્વગત કાંઇ વિચારીને કહ્યું:—" આ કાગળમાં ફોટો મોકલવા લખ્યું છે ! "

મહમ્મદે ગંભીરભાવ ધારણ કરી કહ્યું:—" કાસમ ! જો સાંભળ ! આપણને આજે એક જબરો શિકાર મળી આવ્યો છે. આ કાગળ લખનારને જવાબ આપી આપણે અહીં બોલાવીશું. "

કાસમઃ—એની પાસેથી આપણને શું મળે તેમ છે ? પાંચ દશ રૂપિયામાં હાથ નાંખવાની જરૂર નથી.

મહમ્મદઃ—ભાઇ ! તું ભૂલે છે; એ જ્યારે લગ્ન કરવા આવનાર છે ત્યારે સોનાનું ઘડીઆળ, ચેઇન, વીંટી બટન વગરે પહેરીને જ આવશે. પોતાની પાસે નહિ હોય તો બીજા પાસેથી માગીને પણ પહેરી આવશે. તેને અહીં આવવાનું જ આપણે લખી દઇએ.

કાસમઃ—પણ ફોટો મંગાવે છે તેનું શું ?

મહમ્મદઃ—ફોટા માટે ચિંતા કરવાની જરૂર નથી. બજારમાંથી જોઇએ એટલા ફોટા મળી આવશે. પિલ હાઉસ ઉપર કેટલાક ફેરીઆઓ ફોટા વેચવા બેસે છે. તેમની પાસેથી કોઇ એક સુંદર ન્હાની ઉમ્મરની દેખાવડી પારસી એક્ટ્રેસની છબી મળી આવશે. એવી એક છબી બે ચાર પૈસામાં ખરીદી મોકલીશું એટલે થયું.

છેવટે કેશવલાલને બોલાવવાનો બન્ને મિત્રોએ નિશ્ચય કર્યો. તે સાથે તેમણે એમ પણ નક્કી કર્યું કે, " આ ઘેર એ માણસને

બોલાવરો નહિ. આ ઘેર બોલાવવાથી પોલિસનો ભય રાખવો પડે તેમ છે. બીજી એક જગ્યા ભાડે રાખી ત્યાં જ સઘળું કામ કરી નાંખવું."

( ૩ )

સ્હવારના આઠ વાગ્યા હતા. શિયાપુરા રોડપર આવેલા મકાનના છજામાં બેસી કેશવલાલ ધુમ્રપાન કરતો હતો અને વચ્ચે વચ્ચે રસ્તા ઉપર અત્યંત આતુરતાથી દૃષ્ટિ ફેંકતો હતો. પોષ્ટમેનને આવવામાં હવે વિલંબ નહોતો. આજકાલ કરતાં બે દિવસથી કેશવલાલ ઘણી અધીરતાથી પોષ્ટની રાહ જોયા કરતો હતો; કેમ કે હજી સુધી તેણે લખેલા પત્રનો ઉત્તર તેને મળ્યો નહોતો.

યથા સમયે પોષ્ટમૅન આવી એક પત્ર અને એક પૅકેટ આપી ગયો. શિરનામાપરના હસ્તાક્ષર અપરિચિત હતા. પત્ર ઉપર કાલબાદેવી–મુંબાઇની છાપ પડી હતી.

હર્ષાવેશમાં આવી જઇ કેશવલાલ તેના બેઠકખાનામાં ગયો તથા પ્રથમ તેણે પૅકેટ ખોલી નાંખ્યું. અંદરથી એક સુંદરી યુવતીનો ફોટોગ્રાફ નીકળ્યો. સતૃષ્ણ નયનથી કેશવલાલ છબી તરફ જોઇ રહ્યો. એ ફોટામાંની નવયુવતીએ પારસી મહિલાના જેવી સાડી પહેરી હતી. અહા ! એ સુંદરીનાં નયન, નાસિકા, મુખ વગેરે સર્વ કેશવલાલને ઘણું સુંદર લાગ્યું. તે પોતાના મનમાં ને મનમાં કહેવા લાગ્યોઃ— "વાહ ! વાહ ! કેવું ભુવન ભૂલાવે એવું રૂપ છે !"

પછી છબીને ટૅબલ ઉપર મૂકી તેણે પત્ર ફોડ્યો. એ પત્રમાં લખ્યું હતું કેઃ—

"મહાશય !

આપનો કૃપાપત્ર પ્રાપ્ત થયો છે. જો આવતા શનિવારની મેઇલ ટ્રેઇનમાં આપ ત્યાંથી નીકળી રવિવારે સ્હવારે અત્રે આવો તો સારું.

આપની મુલાકાત થયા પછી રુબરુમાં સઘળી વાતચિત કરી શકાશે. હમણાં મ્હેં મકાન બદલ્યું છે, તેથી આપ વિઠ્ઠલવાડીમાં નહિ આવતાં ફેરાસ રોડ ઉપર + નંબરવાળા મકાને આવજો. આપ કદાચ ઉતરવાનું બીજે સ્થળે રાખો તો પણ રવિવારે રાત્રે મ્હારે ત્યાં જમવાની કૃપા કરશો તો ઉપકાર થયો માનીશ. આપની સૂચના પ્રમાણે ફોટોગ્રાફ મોકલ્યો છે.

લિ. શુભાકાંક્ષી.

ચંદ્રશંકર નંદશંકર."

પત્ર એક બાજૂએ મૂકી પુનઃ ફોટોગ્રાફ હાથમાં લઇ કેશવલાલ તેનું દર્શન કરવા લાગ્યો અને તે સાથે અંતરમાં ભાવી સુખની અનેક કલ્પનાઓ કરવા લાગ્યો. તે વિચારવા લાગ્યોઃ—" શનિવારે રાત્રે નીકળી મુંબાઇ આવવા લખ્યું છે. શનિવારને હજી ચાર દિવસની વાર છે તે કરતાં બુધવાર લખ્યો હોત તો શું બગડી જાત ? હશે, આ ચાર દિવસમાં સઘળી તૈયારી કરી નાંખવી જોઇએ. "

શનિવારે રાત્રે ઘેર જમી કેશવલાલે ઘરમાં કહ્યુંઃ—" આજે હું નાશિક જવાનો છું. "

આમ કહી તે વેશ વિન્યાસ કરવા લાગ્યો તેણે વિચાર્યું એવી રીતે દમામમાં જવું જોઇએ કે કુમારી પ્રથમ દર્શને જ આશક પડી જાય !

ભલે પ્રીતિ પહેલાં પરિચય કદિ લેશ નવ હો;
ભલે પહેલી દૃષ્ટિ પ્રણય કરવાનો સમય હો. '

પછી કેશવલાલ શર્ટ પેન્ટ, કોટ કૉલર ટાઇ વગેરે પહેરી સજ્જ થયો. પગમાં બોસ્ટોક કંપનીનાં બુટ પહેર્યા. રૂમાલમાં ઉત્કૃષ્ટ અત્તર

નાંખ્યું. મસ્તકપરના વાળમાં સુગંધિત તેલ નાંખી તેને આધુનિક સીસ્ટમ પ્રમાણે ઓળી નાખ્યા. પછી તેણે પાંચસો રૂપિયા પોતાની સાથે લીધા. સોનાનું ઘડીઆળ, સોનાનો છેડો, અને હીરાની વીંટી પહેરી લીધાં. યથા સમયે ઘોડાગાડીમાં બેસી તે સ્ટેશન તરફ રવાના થયો.

અવિવાહિતા નવયુવતી સાથે પ્રથમ મુલાકાત કરતી વખતે કેવા પ્રકારની વાતચિત કરવી એ સંબંધીના તે રેલ્વે ટ્રેઇનમાં વિચાર કરવા લાગ્યો. અંગ્રેજી રીતનું અનુસરણ કરતાં કોર્ટશિપ કરવી જોઇએ એમ તે જાણતો હતો; પરંતુ કોર્ટશિપ કેવી રીતે કરાય છે એ તે જાણતો નહોતો. અંગ્રેજી નવલકથાઓ તેણે કદાપિ વાંચી નહોતી; છતાં ' લયલા મજનુ ' ' ગુલબકાવલી ' ' મનસુર મોહના ' વગેરે ચોપડીઓ તેણે વાંચી હતી. તેણે વિચાર્યું, 'એ ગ્રંથોમાં દર્શાવેલી રીતનું અવલંબન કરવા અડચણ નથી. કેવળ શુરુઆતમાં સભ્યતાની ખાતર થોડો આત્મસંયમ દર્શાવવાની જરૂર છે. આરંભમાં જ પ્રેમાતિશયથી 'તું' નહિ કહેતા ' આપ ' કહેવું જ વિશેષ ઉચિત છે. સભ્ય સ્ત્રીઓ કિંવા સુધરેલી સુંદરીઓ પ્રેમ કરતાં સ્વમાનને વિશેષ ચ્હાય છે. તાત્પર્ય કે, તે વિરક્ત થાય એવું કાંઇ સંભાષણ મ્હારે કરવું જોઇએ નહિ. બે ચાર દિવસ પછી એકાન્તમાં ' માય ડિયર ' અથવા ' વ્હાલી ' કહીશ તો તેથી તેને માઠું લાગવાનો સંભવ નથી.'

આવા વિચારોમાં જ કેશવલાલની રાત્રિ પસાર થઇ ગઇ. બીજે દિવસે સ્હવારે ગ્રાન્ટરોડ ઉતરી તે સીધો નૅશનલ હિંદુ લૉજમાં ગયો અને રાત પડવાની અધીર જીવે રાહ જોવા લાગ્યો.

છેવટે રાત્રે આઠ વાગ્યે કપડાં પહેરી, જોખમ લૉજમાં નહિ રાખતાં ખીસ્સામાં રાખી તે ઇચ્છિત સ્થાન તરફ જવા નીકળી પડ્યો.

એક ભાડાની વિકટોરિયામાં બેસી તે વિના વિલંબે ઇચ્છિત સ્થળે ઉપસ્થિત થયો.

એ ગલીમાં અંધકારનું સામ્રાજ્ય સ્થપાયલું હતું; છતાં ગલીને નાકે એક ઓટલા ઉપર એક માણસ બેઠો હતો. તેને પૂછવાથી તેણે મકાન બતાવ્યું. કેશવલાલે નીચેથી જ હાંક મારી પૂછ્યું:—"શ્રીમાન્ ચંદ્રશંકર ઘેર છે કે ?"

ઉપરથી રમણીના જેવા કોમળકંઠે ઉત્તર આવ્યો:—"હા જી, જરા સબુર કરો. માણસ ફાનસ લાવે છે."

બે ચાર મિનિટમાં જ એક પઠ્ઠા જેવો બનાવટી રામો ઉર્ફે કાસમ ફાનસ લઇ નીચે આવ્યો તથા તેણે સભ્યતાથી કહ્યું:—"ચલો શેઠ, વરતી ચલો."

કેશવલાલ રામાની પાછળ પાછળ બે નિસરણીઓ ઓળંગી બીજે માળ ગયો તથા એક બે ઓરડા વટાવી એક બેઠકખાનામાં ગયા પછી કેશવલાલને ઉદ્દેશીને રામાએ કહ્યું:—"શેઠ ! ઇકડે બસો. મી શેઠજીલા પાઠવિતો."

આમ કહી રામો ચાલ્યો ગયો. કેશવલાલે જોયું કે, એ બેઠકખાનામાં ખુરસી, ટેબલો, કોચ કે એવું કાંઇ ફરનીચર નહોતું. કેવળ એક જાજમ ઉપર એક ગાદી અને બે તકીયા બિછાવ્યા હતા અને મધ્ય ભાગમાં એક લૅમ્પ સળગતો હતો. ગાદી ઉપર એક પાન સોપારીની પીત્તળની પેટી પડેલી હતી.

થોડા વખત પછી મહમ્મદખાને એક ગુજરાતી ગૃહસ્થના વેશમાં એ બેઠકખાનામાં પ્રવેશ કરીને કહ્યું:—"આપનું જ નામ કેશવલાલ કે ?"

" જી હા. આ સેવકનું નામ જ કેશવલાલ છે. "

" વાહ ! આપનાં દર્શનથી ઘણો આનંદ થાય છે. આપને આવતાં વિલંબ થતો જોઇ મ્હેં વિચાર્યું હતું કે, આપ અત્રે ભોજન લેવાનું નિમંત્રણ ભૂલી ગયા હશો ! ચાલો આવી પહોંચ્યા તે સારું થયું. તાપ સખ્ત છે. થોડું શરબત મંગાવું ? " મહમ્મદખાને ઝટ જા બેટા શૂલીપરની વાત ચલાવી.

કેશવલાલે વિચાર્યું કે, જો પોતે શરબત પીવાની હા પાડશે તો કદાચ તેના મનમાં રમી રહેલી મૂર્ત્તિ જ શરબત લઇ આવશે અને એ નિમિત્તે તેનું દર્શન કરવાનો અલભ્ય લાભ મળશે. આમ વિચારી તેણે સંમતિ દર્શાવી. તત્કાળ મહમ્મદખાને કેશવલાલની આશાનો ભંગ કરી રામાને બોલાવી તેને શરબતનો એક ગ્લાસ લઇ આવવાની આજ્ઞા કરી.

વિના વિલંબે માદક દ્રવ્યવાળું શરબત આવી પહોંચ્યું. તૃષા વિશેષ લાગેલી હોવાથી કેશવલાલ સઘળું શરબત પી ગયો. પાંચ મિનિટ પછી તેનું માથું ફરવા લાગ્યું. ધીમે ધીમે તેની આંખો ઘેરાવા લાગી. તેણે કહ્યું:-"મહાશય ! આમ કેમ થાય છે ? મ્હારું માથું કેમ ફરે છે ? "

" ગાડીમાં આખી રાતનો ઉજાગરો હોવાથી કદાચ એમ થતું હશે. ખાઇ પી આરામ લેશો એટલે મટી જશે. આપ ગીત વાદ્ય જાણો છો કે ? અમારા કુટુંબની મહિલાઓને ગીત વાદ્ય વિશેષ પ્રિય છે. " મહમ્મદખાને કહ્યું.

આ વખતે નશાથી કેશવલાલનું મસ્તક ભમી જતું હતું. પોતાની ચારે તરફ અસંખ્ય દીપકો સળગતા હોય એવો તેને ભાસ થવા

લાગ્યો. ઘણાં માણસો જાણે કે ચોતરફથી તેને ઘેરી સીતાર, હાર્મોનિયમ, તબલા, સારંગી વગેરે લઇ બેઠાં હોય એમ તેને લાગ્યું. ક્રમે તેઓ જાણે કે તાલે તાલે નૃત્ય કરવા લાગ્યાં.

કેશવલાલે ઉઠી ઉભા થઇને કહ્યું:—" સંગીત ? સંગીત સાંભળવું કોને ન ગમે ? "

આમ કહી આંખો મીંચી તેણે લલકાર્યું કે:—

' બતા દે સખિ કૌન ગલિ ગયે મેરે શ્યામ,

ગોકુલ ઢુંઢા

બિન્દ્રાબન ઢુંઢા–"

વિશેષ શબ્દો કેશવલાલના મુખમાંથી બ્હાર નીકળી શકયા નહિ. તે એકદમ તમ્મર ખાઇ જમીનદોસ્ત થયો. થોડા વખત પછી કાસમખાન એ સ્થળે ઉપસ્થિત થયો. તેણે કહ્યું:—" કેમ ? શિકાર બરાબર જાળમાં ફસાયો છે ને ? "

મહમ્મદખાને હસીને કહ્યું:—" હા. બરાબર ફસાયો છે. હવે આપણે જોઇએ કે એની પાસે શું છે ! "

આમ કહી મહમ્મદખાને અચેતન કેશવલાલનું સર્વાંગ તપાસી સોનાની ઘડીઆળ, છેડો, બટન, વીંટી, રોકડ રૂપિયા, સોનાની સિગારેટ કેસ વગેરે કાઢી લીધું. પછી મહેમ્મદખાને રૂપિયા ગણતાં ગણતાં કાસમને કહ્યું:–" કપડાં કાઢ–સુંદર કપડાં છે ! "

ગુરુજીની આજ્ઞા પ્રમાણે કાસમ કેશવલાલનાં કપડાં કાઢી લઇ તેને એક ફાટયું તૂટયું વસ્ત્ર પહેરાવવા લાગ્યો. આ વખતે મહમ્મદખાને કહ્યું:–' કાસમ ! તું એને લંગોટાબાજ સંન્યાસી બનાવી છોડી દે. કાલે સ્હવારે જ્યારે એનો નશો ઉતરી જશે ત્યારે ખાશે શું ?

તેને એક ભગવી કૌપીન પહેરાવી દે. તેના આખા શરીરે ભસ્મ ચોળી દે. તે સાથે એક ઝોળી પણ આપ. મુંબાઇ જેવા શહેરમાં સંન્યાસીનો વેશ હશે તો એને ભૂખે મરવું નહિ પડે!"

કાસમે ગુરુના કહેવા પ્રમાણે કર્યું. મહમ્મદખાને પોતાના ખીસ્સામાંથી થોડા પૈસા બ્હાર કાઢી કહ્યું:—"આટલા પૈસા એની ઝોળીમાં મૂકી દે. હમણાં બે કલાક સૂધી એને અત્રે પડ્યો રહેવા દઇ વિશેષ અંધકાર થશે એટલે સ્હામેના બગીચામાં સૂવાડી આવીશું. બગીચાની ઠંડી હવાથી સ્હવાર થતાં ન થતાંમાં તો તેનો નશો ઉતરી જશે."

* * * *

છેવટે ઘણી મુશ્કેલીઓ વેઠી કેશવલાલ કંગાલ સ્થિતિમાં ઘેર ઉપસ્થિત થયો. તેની એવી દુર્દશા થવાનું કારણ તેણે કોઇને પણ કહ્યું નહિ.



સામાજિક નવલકથા　　　　સંસારનું સુંદર પ્રતિબિંબ

# અનંગમોહિની

સુવિખ્યાત બંગાળી નવલકથાકાર શ્રીયુત યતીન્દ્રમોહન સિંહ કવિરંજનની એક અત્યંત લોકપ્રિય નવીન બંગાળી નવલકથાનું સુંદર ગુજરાતી ભાષાંતર. આ નવલકથામાં સમાજની અને દેશની ઉન્નતિ સંબંધીના પ્રત્યેક વિષયની નિપુણતાથી આલોચના કરવામાં આવી છે. વિધવાનું આદર્શ જીવન, ખોટા સુધારામાં છુપાઇ રહેલી રમણીય ભયંકરતા, હિંદુધર્મનો ઉપદેશ, ગામડાંઓની ઉન્નતિના ઉપાયો, નિમ્નજાતિના ઉદ્ધારનો માર્ગ, વિધવાનું બ્રહ્મચર્ય, પતિપરાયણા પ્રમદાનો દૈવી પતિપ્રેમ, વિલાસિની સ્વાધીન રમણીનો સ્વચ્છંદાચાર વગેરેથી આ નવલકથા પરિપૂર્ણ છે. અગાઉથી ગ્રાહક થનાર માટે પોસ્ટેજ માફ. પાકું સોનેરી લાયબ્રેરીને શોભાવે એવું પૂઠું. પૃષ્ઠ સંખ્યા લગભગ ૪૦૦: છતાં મૂલ્ય માત્ર રૂા. ૩-૦-૦ ત્રણ. આજે જ ગ્રાહક તરીકે નામ નોંધાવો.

લુહાણા-બંધુ કાર્યાલય—અમદાવાદ

# અત્યંત લોકપ્રિય વાંચવા લાયક નવલકથાઓ અને લાયબ્રેરી ઉપયોગી પુસ્તકોનું

# સંક્ષિપ્ત સૂચિપત્ર.

## અગત્યની સૂચના.

કાગળ, છપામણી, બંધામણી વગેરેની અસાધારણ મોંઘવારીને લીધે ઘણાં ખરાં પુસ્તકોની કિમ્મતમાં દિવસે દિવસે વધારો થતો જાય છે; છતાં અમે અમારા ગ્રાહક બંધુઓને જણાવવાની રજા લઇએ છીએ કે, દરેક પુસ્તકની અમારા તરફથી વ્યાજબી કિમ્મત લેવામાં આવશે તથા જથ્થાબંધ ઑર્ડરો ઉપર પણ સારું કમીસન આપવામાં આવશે. એક વખત ઑર્ડર આપી ખાત્રી કરવાની નમ્ર વિનંતિ છે.

આ સંક્ષિપ્ત સૂચિપત્રમાં દર્શાવેલાં તેમજ બીજાં તમામ ગુજરાતી પુસ્તકો અમારી પાસેથી ઘણી કિફાયત કિમ્મતે મળશે.

પરદેશ વી. પી. જઈ શકતાં નહિ હોવાથી પુસ્તકોની કિમ્મતની રકમ ઑર્ડર સાથે અગાઉથી મોકલી આપવી.

☞ સર્વ પ્રકારનો પત્રવ્યવહાર નીચેને શિરનામે કરવોઃ—

**વ્રજલાલ જાદવજી ઠક્કર.**
મેનેજર લુહાણા-બંધુ ઑફિસ.
અમદાવાદ (ગુજરાત.)

**સંતસે શયતાન** અથવા કામાંધનાં કાળાં કામ—ભા. ૧-૨-૩ મુખમાં રામ બગલમાં છુરી લઇ ફરનારા, મનુષ્ય પિશાચ તથા માનવી પિશાચિકાનું આ નવલકથામાં એક રસિક અને ચિત્તાકર્ષક ચિત્ર આલેખવામાં આવ્યું છે. કિં. રૂ. ૬.

**કલંદરની કટાર** અથવા સંસાર ખાંડાની ધાર ભાગ ૧-૨-૩ શયતાની ચક્કર, ભોંયરાનાં ભેદ ભરેલાં કુકર્મો, છુપી કટારીનું પરાક્રમ આદિ સર્વ વિષયો વાંચતાં આ સંસાર એ ખાંડાની ધાર જ છે એવો સર્વને ભાસ થયા વિના રહેશે નહિ. ત્રણે ભાગનું મૂલ્ય ૭-૮-૦

**મણી મોહન**—ગુજરાતી ભાષામાં પ્રગટ થયેલાં વાર્તાનાં પુસ્તકોમાં મણી મોહનને પહેલા વર્ગમાં મૂકવામાં આવે છે. એટલુંજ કહેવાથી એની લોકપ્રિયતા સમજી શકાય તેમ છે. પાકું પુઠું કિં.રૂ.૨॥

**સ્નેહમયી અને વિષમયી**—બે વિરોધી સ્વભાવવાળી યુવતીઓની આ નવલકથા વાંચવા લાયક છે. પાકું પુઠું કિં. રૂ. ૨॥

**મુરાદેવી** ભાગ ૧-૨-૩. નંદવંશનો નાશ કરીને મહાબુદ્ધિમાન્ અને કૌટિલ્ય વિદ્યાવિશારદ ચાણક્યદેવે મૌર્યવંશની સ્થાપના શી રીતે કરી, તે સર્વ વિષયોનું વિવેચન ઘણુંજ રસિક છે. ત્રણે ભાગની કિં. રૂ. ૬-૦-૦

**રાજા દેવીદાસ** અથવા **રમણીની રણભૂમિ**—સતી સાધ્વીની શૂરવીરતા અને બહાદુર બહારવટીઆઓની બહાદુરીવાળા પ્રસંગોથી આ વાર્તાનું પાનેપાનું ભરેલું છે. મૂલ્ય રૂ. ૩-૦-૦

**રાક્ષસોની રતિક્રીડા**—ભયંકર ભેદો, લુચ્ચાઓની લુચ્ચાઇઓ, તિલસ્માતી મકાનોમાં થતાં કારસ્થાનો, વગેરેનું રસિક વર્ણન છે. પાકું સોનેરી મનોહર પુઠું. ૨-૮-૦.

**મહાકાળીનું ખડ્ગ**—આ નવલકથા અદ્ભુત બનાવોથી ભરપુર હોઇ વાંચકની જીજ્ઞાસા વધારે છે પાકું પુઠું કીં. રૂ. ૨.

**અલ્લાઉદીનનો ઉદય**—આર્ય સન્નારીઓના શિયળનું રક્ષણ કરવા માટે તે વખતના રજપૂત રાજાઓ પોતાનો કેવો આત્મભોગ આપતા તેનું વર્ણન ઘણુંજ રસિક છે. પાંચ ચિત્રો છે. પાકું પુઠું કીં. રૂ. ૨॥

**કુતરો કે કાળ ?**—ડિટેકટીવ પોતાના કાર્યમાં જે ચતુરાઇ, બહાદુરી અને કુશળતા વાપરે છે તેની ખુબી ઓરજ છે. પાકું પુઠું મૂલ્ય રૂ. ૨)

**કમનસીબ લીલા** (ભાગ ૧-૨)—આ નવલકથામાં સાંસારિક ઘટનાઓ તાદૃશ્ય દૃષ્ટિ સમક્ષ ઉભીજ હોય એવું વર્ણન આલેખવામાં આવ્યું છે. આજે જ મંગાવો અને ગ્નાન સાથે અપૂર્વ આનંદ મેળવો. બન્ને ભાગનું પાકું પુઠું કિં. રૂ. ૪॥

**મધુર મિલન**—તમારી પત્નીને આ નવલકથા વંચાવો, તમે વાંચો, પ્રેમની દિવ્યતા શિખો અને તમને પૃથ્વીપર અપૂર્વ આનંદમય સ્વર્ગ દેખાશે. કિં. રૂ. ૨-૦-૦

**કલંકિત કાઉન્ટેસ યાને ખુની કોણ ?** (ડિટેકટીવ નોવેલ) પ્રેમને માટે લક્ષ્મીને તુચ્છ ગણવાની દિવ્યવૃત્તિ, હૃદયની કુમાશ અને પ્રેમાળ હૃદયનું માધુર્ય ઘડીભર પ્રેમના રસપૂર્ણ હૉજમાં સ્નાન કરાવશે કિં. રૂ. ૩.

**સૌન્દર્યવિજય**—(ભાગ ૧-૨-૩-૪-૫) રેનોલ્ડઝના રાયહાકિસ પ્લૉટનું અક્ષરસહ ભાષાન્તર. વાર્તા મનોહર અને ચિત્તાકર્ષક છે. પાકું પુઠું પાંચે ભાગની કિં. રૂ. ૧૦॥

**દશલાખનો દલ્લો અથવા રત્નકંકણ**—ડીટેકટીવ વાર્ત્તા રસપૂર્ણ અને રોમાંચ ઉપજાવે તેમ છે. કિ. ૨॥

**કલંકિત કુમારિકા**—ડીટેકટીવ વાર્ત્તા અસંખ્ય ભેદ ભરેલા બનાવોથી ભરપુર છે. પાકુ પુઠું કિ. ૨॥

**સુન્દર અને વિદ્યાનંદ**—આ નવલકથામાં તેના વિદ્વાન્ લેખકે સાંસારિક ઘટનાઓનું આબેહુબ આલેખન કર્યું છે. પાકુ પુઠું કિં. ૧।

**મધુર મધુરી અથવા મુંબઇની મોહિની**—રસમય અને ચમત્કારિક બનાવોથી ભરપૂર. ચાર ચિત્રો સહિત પાકુ પુઠું કિ. ૧॥

**પંદર લાખપર પાણી**—શ્રીમંત ગૃહસ્થે પોતાના દીકરાને આપેલો પંદર લાખ રૂ. નો વારસો ફકત એક વર્ષના અરસામાં કેવી રીતે ઉડાવી નાંખ્યો તેનું વર્ણન છે. પાકુ પુઠું કિ. ૧।

**રત્નમંજરી**—આદિથી અંત પર્યંત આધ્યાત્મિક જ્ઞાન પ્રદેશમાં વિચરી, માયા પટને છિન્ન ભિન્ન કરી પરમપદમાં નિયોજી, વિલીન થાય છે. ( સચિત્ર ) કિં. ૨

**બેગમહાલ** ( ભા. ૧-૨)—આ નવલકથાના માધુર્યનું વર્ણન માત્ર શબ્દોથી થાય તેમ નથી. આજે જ વાંચો બન્ને ભાગની કિ. ૪

**કામાંધ કામિની**—ડિટેકટીવ વાર્તા. એક ચોર એવું સરસ કામ ભજવી બતાવે છે કે તેની બહાદુરી માટે ' વાહ વાહ ' કર્યા સિવાય રહેવાતું નથી. પાકું પુઠું. કિં. ૨॥

**ભકતાણી કે ભામટી ?**—આમાં ચાલુ જમાનાનો સારો ચિતાર આપ્યો છે. હાસ્યરસ પણ ભરપુર છે. પાકુ પુઠું કિ. રૂ. ૧॥

**બગદાદનો બાદશાહ**—શયતાનિતથી ભરેલી સુંદરીઓ સંસારમાં કેવા અનર્થો કરે છે એ ખાસ વાંચવા લાયક છે. પાકું પુઠું કિં. રૂ. ૨॥

**રાણી વ્રજસુંદરી**—બ્રાહ્મણ કન્યામાંથી રાજરાણી થઇ પતિ કાળા પહાડની સ્હામે રણભૂમિમાં કૂદી પડવું વગેરે સત્ય ઐતિહાસિક ઘટનાઓથી ભરપુર કીં. રૂ. ૨।

**ભયંકર ભદ્ર**—રેનોલ્ડકૃત ફૈસ્ટનું આ અક્ષરસહ ભાષાન્તર નારાયણ વિસનજી ઠકકુરે કર્યું છે. સચિત્ર(ભા.૧-૨) પાકું પુઠું કિં.રૂ.૫॥

**રમણી કે રાક્ષસી ?**—અબળા જ્યારે મદનના મદથી ઉન્મત્ત બની જાય છે ત્યારે પોતાના વિકારની તૃપ્તિ માટે તે કેવાં ભયાનક કૃત્યો કરે છે તેનો ચીતાર છે. કિ. ૨॥ રૂ.

**નાદીરનો દોરદમામ** નારાયણ વિસનજી ઠક્કુરકૃત નવલકથા. કિં રૂ. ૨॥

**મારી ભયંકર સંસારયાત્રા-એક નિરાધાર અબળાનો આર્તનાદ !** ઠક્કુર નારાયણકૃત સામાજિક નવલકથા. ખાસ વાંચવા યોગ્ય છે. કિં. ૨॥ રૂ.

**લતા અને લલિતા ભાગ ૧ થી ૫** ( સચિત્ર ) આ વાર્તાનો દરેક ભાગ અત્યંત રસિક તથા મનોહર છે આ વાર્તા આનંદ સાથે સદુપદેશથી સંપૂર્ણ ભરેલી છે. પાકુ પુઠું કી. રૂ. ૮।.

**કાશ્મીર અને કેસરી**—(બીજી આવૃત્તિ) રસિક ઐતિહાસિક નવલકથા પૃષ્ઠ ૨૫૦ પાકું પુઠું કિ. ૧॥ રૂ.

**પિશાચમંદિર ભાગ ૧-૨**—( સચિત્ર ) રેનોલ્ડઝ કૃત બ્રોન્ઝસ્ટેચ્યુનું ભાષાન્તર. પૃષ્ઠે પૃષ્ઠે જીજ્ઞાસારસની જાણે કે સરિતા જ વહે છે. કિં. ૬। રૂ.

**ભાગ્યચક્રનો મહામંત્ર**—આ સચિત્ર નવલકથા અનેક ઘટનાઓથી ભરપુર છે. પાકું પુઠું કિ. ૨ રૂ.

**કંગાલ કેદી અથવા સ્નેહ બંધન** ( સચિત્ર ) ભાગ ૧-૨ આ નવલકથા અનેકવિધ આકર્ષણીય ઘટનાઓથી પરિપૂર્ણ છે. પાકું પુઠું કી. ૪॥ રૂ.

**દગાબાજ દુનિયા-સચિત્ર**-રા. વ્રજલાલ ઠક્કરકૃત, વાર્તાની વસ્તુસંકલના એવી અદભુત, પરંતુ સંભવિત છે કે, પ્રત્યેક પૃષ્ઠે વાંચકની જીજ્ઞાસા વૃદ્ધિંગત થાય તેમ છે. કિં. ૨। રૂ.

**ભાગ્યદેવીની ભયંકરતા**—પ્રત્યેક હિંદુ સ્ત્રીને આ નવલકથા વાંચવાની ખાસ ભલામણ છે. ચાર સુંદર ચિત્રો, પાકું પુઠું કિં. ૧ાા

**પિશાચિની કે પ્રેમદા ?**—ભૂતપ્રેતના ભયંકર ઉપદ્રવને લીધે ઉપજતું ભ્રમમૂલક દુઃખ વગેરે ઘટનાઓ ઘણી રસિક છે. કિં. ૧ાા

**સ્વર્ગમાં શયતાન**—આ નવલકથા અનેક રસિક ચમત્કારિક, અને આકર્ષક ઘટનાઓથી ભરપુર છે. પાકું પુઠું કિં. ૧ાા

**મૃગલોચની** અથવા **માયાપ્રાબલ્ય**—ભાગ ૧ થી ૧૦ આ નવલકથા વાર્ત્તાપ્રિય વાંચકોને એક વખત વાંચવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ ઘણા ભેદભરમોથી ભરપુર છે. કિં. રૂ ૨૧.

**આજકાલનું હિંદુસ્તાન** અથવા પ્રાણહારક મૃગજળ—ભાગ ૧-૨-૩ ચાલુ સમયની ખાસ વાંચવા લાયક નવલકથા. અવશ્ય વાંચો. સચિત્ર. ઠક્કુર નારાયણ વિસનજીકૃત ત્રણે ભાગની કિંમત રૂ. ૮-૮-૦

**રણઘેલા રજપૂતો**—સતીઓનું શૂરાતન ભાગ ૧-૨ (આવૃત્તિ ત્રીજી ) રજપૂતોની વીરતા, અને કર્તવ્યપરાયણતા જાણવા માટે આ ઉત્તમ વાર્તા છે. વ્રજલાલ જા. ઠક્કર કૃત. બન્ને ભાગની કિં. ૪ા

**મધુ-માલતી** ભા. ૧-૨-આ સામાજિક નવલકથામાં સામાજિક વિષયોનું ઘણું રસિક આલેખન કરેલું છે. પાકું પુંઠુ કિં ૩-૦-૦.

**મનોહારિણી માયા**—આ નવલકથાની વસ્તુસંકલના એટલી બધી રસિક છે કે એક વખત વાંચવા લીધા પછી પડતી મૂકવાનું મન થશે નહિ. પાકું પુંઠુ કિં ૧ાા રૂ.

**તારાસુંદરી**—આર્ય બાળાઓની ધાર્મિકતા તથા કઠોરમાં કઠોર સંયોગમાં પણ તેમના પાતિવ્રત રક્ષણની કુશળતા જોવી હોય. તો વાંચો કિં. રૂ. ૩

**સંસારસંગ્રામ** ભાગ ૧-૨-ધર્મપરાયણા સાધ્વી કેવી અડગ

અને અચળ રીતે પતિભક્તિમાં લીન રહે છે વગેરે વિષયો અપૂર્વ છે. કિં. રૂ. ૩ll

**પરાક્રમની પતાકા** ( ડિટેક્ટિવ ) જાપાનના પ્રિન્સે ભેદી ખૂન શી રીતે કર્યાં તથા તેનો પત્તો છેવટ સુધી શા કારણથી ન મળ્યો વગેરે જાણવા વાંચો. પાકુ પુઠું કિ. ૨ll રૂ.

**ભવાનીનો ભોગ** ભા. ૧-૨—રજપૂત બાળિકાઓના ધીર વીરતાનાં બનાવો વાંચતાં આંખોમાંથી ચોધારાં આંસુ વહેવા માંડે છે. પાકું પુઠું કિ. રૂા. ૩ll

**ગોરા**—ડૉક્ટર રવીન્દ્રનાથની પદલાલિત્યવાળી અને ભાવનામય લેખિનીથી લખાયેલી આ નવલકથાની પ્રશંસા કરવાની જરૂર નથી. પાકું પુઠું કી. ૩l

**બંસરીબાલા**—( સચિત્ર ) આ સામાજિક નવલકથાની એક જ વર્ષમાં બીજી આવૃત્તિ થઇ છે એ ઉપરથી તેની લોકપ્રિયતા સમજી શકાશે. સોનેરી પુઠું મૂલ્ય રૂ. ૩ ત્રણ

**કુંચન**—( ભાગ ૧-૨ ) આનંદસહિત ઉપદેશ મેળવવાનું આ નવલકથા સર્વોત્કૃષ્ટ સાધન છે. મૂલ્ય પાકુ પુઠું. કિં. ૩-૦-૦

**નૌકાડુબી**—કિંવા આશ્ચર્યઘટના જગવિખ્યાત કવીન્દ્ર સર રવીન્દ્રનાથ ટાગોરકૃત્ત નૌકાડુબીનું શબ્દશઃ ભાષાન્તર છે. પાકું પુઠું. કિં. રૂ. ૩ll

**ભેદી ખજાનો**—ડીટેક્ટીવ વાર્તા. ખૂની કોણ છે, ચોર કોણ છે અને જાસુસ કોણ છે એ આખર સુધી સમજાતુંજ નથી. આ ભેદ ભરેલા બનાવોવાળી વાર્તા છે. પાકું પુઠું કિં. ૨ll રૂ.

**ગેબી ખુન**—ડીટેક્ટીવ વાર્તા. ખરો ખૂની કોણ છે અને ખૂનનો આરોપ કોનાપર આવી પડે છે વગેરે અદ્દભૂત બનાવોથી ભરપૂર મૂલ્ય રૂા. ૨l

**બાગે શયતાન ( તલવારનું તુફાન )**—એક શયતાન લુંટારાનાં ભીષણ કાવત્રાં આદિ વિષયો વાંચતાં ચક્ષુઓમાંથી અશ્રુજળની વૃષ્ટિ થાય છે. કિં. ૨॥ રૂ.

**કિશોરસિંહ અથવા દુઃખનો પહાડ**—( ભાગ ૧-૨-૩ ) રેનોલ્ડઝકૃત કેનેથનો અનુવાદ. ઘણા ઘણા રોમાંચકારક બનાવોથી આ વાર્તા ભરપુર છે. પાકુ પુઠું ત્રણે ભાગની કિં. ૮ રૂ.

**તરૂણ તપસ્વિની**—ભા ૧-૨ (સચિત્ર) સાધુના વેશમાં ફરતા શયતાનો કેવી પ્રપંચજાળ પાથરી ભોળા મનુષ્યોને ભરમાવે છે તેનો યથાર્થ ચીતાર છે. પાકુ પુઠું કિં. ૬ રૂ.

**વસંત વિજય ભા. ૧-૨-૩ ચડતી પડતીના ચમત્કાર**—એક નિષ્ઠુર હૃદયના દંપતિનાં રાક્ષસી કુકર્મોનો અસરકારક ચીતાર. કિં. રૂ. ૮-૪-૦.

**કાળરાત્રિનું ખૂની ખંજર**—( ભાગ ૧-૨ ) ધર્મનીતિ, સત્ય અને સ્વદેશપ્રીતિ વગેરેનો અસરકારક ઉપદેશ આપેલો છે. ( આવૃત્તિ ૪ થી ) કી. ૫-૮-૦.

**કુસુમકાન્ત ( સંસાર શેત્રંજ )**—સતી સાધ્વી સ્ત્રીઓ સતીત્વને કેવી રીતે નભાવે છે અને સ્વધર્મનું રક્ષણ કરે છે વગેરે સર્વ વિષયોનું ઉજ્વલ ચિત્ર. મૂલ્ય રૂ. ૨।

**જુલ્મી જાલિમ યાને ધ્રુજતી ધરા**—સચિત્ર અદભુત કારસ્થાનો અને ભૈરવના મંદિરના ભેદી ભોંયરાના ભયંકર પ્રપંચોનો ચિતાર છે. કિં. રૂા. ૩

**પદ્મલતા યાને કંટકમાં ગુલાબ**—( સચિત્ર ) ટુંકાણમાં આ નવલકથા સૌએ અવશ્ય વાંચવી જ જોઇએ કિં. રૂ. ૨-૪-૦.

**કલ્યાણી અથવા હજાર વર્ષ પૂર્વેનું હિન્દુસ્તાન**—આ એક ઐતિહાસિક વાર્તા પુર્વનો કોઇ ઓરજ ખ્યાલ આપે છે. પાકું લાયબ્રેરી શોભાવે પુંઠું કિં. રૂ. ૨॥

**નટવર— ( ચંડાલ ચૉકડી )** અથવા મ્હોટાનાં છોકરાં શ્રીમંતોના છકેલ છોકરાંઓનો ચિતાર. ચીત્રો સહિત ત્રણ ભાગ સાથે કિં. રૂ. ૩.

**કલિકૌતક**—( હાસ્યરસનો હોજ ) રોતી સુરતને પણ ખડખડાટ હસાવશે. આજે જ મંગાવી ખાત્રી કરો. કી. રૂ. ૧.

**રતિશાસ્ત્ર કિંવા કોકશાસ્ત્ર.** (આવૃત્તી બીજી સચિત્ર ) રતિ તથા પુરૂષ કામવાસના, મૈથુન દોષ વર્ણન, રતિપ્રકાર, આસનવિવરણ, ઇચ્છાનુસાર પુત્ર પૂત્રી પ્રાપ્ત કરવાનો ઉપાય, માબાપ કાળાં હોવા છત સફેદ બચ્ચાં ઉત્પન્ન કરવાનો ઉપાય, ગર્ભસ્ત્રાવ અને ગર્ભપાત, ચાંદી, બદ, મુત્રરોગ, નપુંષકત્વ વગેરે ઘણા ઉપયોગી વિષયોથી ભરપુર છે. પાકું પૂઠું મૂલ્ય રૂ. ૩ા

**જીવનશિક્ષા**—જીવનના ઉંચામાં ઉંચા સિધાન્તોનું આ પુસ્તક છે. આ પુસ્તક વાર્તા નથી પણ જીવનનો પાયો છે. કિં. રૂ. ૧–૮–૦

**નવદંપતિને શીખામણ**—પતિપત્નીઓએ આ પુસ્તક પોતાના નિત્યના મિત્ર તરીકે સાથે રાખવું જોઇએ. પાકું પુઠું કિં. રૂ. ૨–૦–૦

**આનન્દઝરણાં**—( એક સુન્દર કથાગુચ્છ ) જગપ્રસિદ્ધ ડૉ. રવીન્દ્રનાથ ટાગોરની એક ભાવમયી સંપૂર્ણ વાર્તા સાથે કિં. રૂ. ૨–૪–૦

**ધી સેલ્ફ ઇંગ્લીશ ઇન્સ્ટ્રક્ટર ( રાજભાષા )** આ પુસ્તક ઇંગ્રેજી ભણનારાઓને એક રત્નરૂપ છે. થોડી મહેનતે અને થોડું થોડું ભણવાથી આ પુસ્તકના આધારે ઇંગ્રેજી શીખી શકાય છે. જરૂર મંગાવો કીંમત ૧–૮–૦

**ધી એવ્હરી ડે કોરસપોન્ડન્સ**—અથવા રોજનો પત્ર વ્યવહાર. આમાં સ્નેહીઓ, સગાંવહાલાં, અરજીઓ, ભલામણ પત્રો, રેલવે કંપની, પોસ્ટ મંદવાડ મરણ, વગેરે સર્વ પ્રકારના પત્રવ્યવહારના

જોઇયે તેવા તૈયાર નમુના તથા તેનો ગુજરાતીમાં અર્થ સાથે આ-પેલો છે. કિ. રૂ. ૧-૮-૦

**ચેલી કુસુમ**—સરસ્વતીચંદ્રનો ગૃહસ્થાશ્રમ, બાળિકા શિક્ષણ, પુનર્લગ્ન વગેરે વિષયો ઘણા સારા ચર્ચ્યા છે. પાકુ પુંઠું કિં. ૨-૦-૦

**જીવનચંદ્ર**—એક સારો ખ્યાલ આપતી સામાજિક નવલકથા કિં. રૂ. ૨.

**વ્યવહાર નીતિ દર્પણ**—આ પુસ્તક તમે એકજ વખત વાંચશો તો તમારો એક સુબોધક મિત્ર થશે. પાકું પૂઠું રૂ. ૨-૮-૦.

**નારાયણ ગદ્યગંગા**—રા. ઠકુર નારાયણના સાહિત્ય અને ઇતિહાસ વિષયક અત્યન્ત ઉત્તમ, માર્મિક ગદ્ય લેખોનો સંગ્રહ ( સચિત્ર ) કી. ૩-૮-૦

**લાવણ્યમયી** અને **પ્રચંડ જ્વાળામુખી**—આમાં બે ઐતિહાસિક વાર્ત્તાઓ છે. બન્ને રસિક, ચિત્તાકર્ષક અને જ્ઞાનપ્રદ હોઇ વાંચવા યોગ્ય છે. રૂ. કિં. ૨॥

**પીનલકોડ**—( ફોજદારી કાયદો ) ગુજરાતીમાં દરેક ફોજદારી ગુન્હાઓમાંથી બચવા આ પુસ્તક પ્રત્યેકે પોતાની પાસે રાખવાની જરૂર છે. કિં. ૯ રૂ.

**કબીરકાવ્ય**—ગમે તેવા પાષાણ હૃદયવાળા માણસને પણ આ પુસ્તક સારૂં જ્ઞાન આપી નૂતન જીંદગીમાં પ્રવેશ કરાવે છે કિં. ૩-૪-૦

**બુલબુલ**—સુપ્રસિદ્ધ મરાઠી નોવેલનો અનુવાદ ઘણીજ સરળ અને રસજ્ઞ ભાષામાં હોવાથી વાંચવા યોગ્ય છે. કિં. રૂ. ૩-૮-૦

**યૌવનચક્ર**—નારાયણ વિસનજી ઠકકુરકૃત નવીન રસિક નવલકથા. ઘણી જ રસિક હોઇ હમણાંજ બહાર પડી છે. કિં. રૂ. ૩-૦-૦

ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં છાપ્યું, સલાપોસરોડ—અમદાવાદ.